શ્રી રંગ અવધૂત મહારાજ વિરચિતાનિ

# કતિપય–સ્તોત્રાણિ

(સાર્થ)

(રંગહૃદયાત્)



રંગાવધૂતં પ્રણતોઽસ્મિ નિત્યમ્ ।

સંપાદક

પ્રા. કુલીન ગ. ઉપાધ્યાય

॥ શ્વાસે શ્વાસે દત્તનામ સ્મરાત્મન્ ॥



દત્તાત્રેયં તં હૃદિસન્તં પ્રણતોઽસ્મિ ।

**સંપાદક** : પ્રા. કુલીન ગ. ઉપાધ્યાય
મો. ૦૯૮૨૪૫ ૦૪૨૦૬

**પરામર્શક** : શ્રી ધીરુભાઈ જોષી

**પ્રકાશક** : શ્રીમતી કોકિલાબેન જશભાઈ પટેલ

**ગ્રાફિક્સ** : શ્રી હાર્દિક રાજેન્દ્ર ઉપાધ્યાય
'**રાહ-રંગપ્રેમની**',
આણંદ.
(૦૨૬૯૨-૨૪૯૪૫૫)

**મુદ્રક** : અંબિકા પ્રિન્ટર્સ
અમદાવાદ.
(૦૭૯-૨૫૪૫૩૯૦૪)

**આવૃત્તિ** : પ્રથમ,
ચૈત્ર સુદ પાંચમ, ૨૦૬૫
મંગળવાર, તા. ૩૧-૦૩-૨૦૦૯

**પ્રત** : ૫૦૦

**પચ્ચીસ રૂપિયા**

# આશીર્વચન



આપણા ગુરુમહારાજ ભગવાન રંગાવધૂતજી વિરચિત સંસ્કૃત સ્તોત્રો એ સ્તોત્ર સંજીવની છે અને સંજીવનીનું સ્રોત છે. ભવરોગનું અચૂક ઓસડ અને આધ્યાત્મિક સ્વસ્થતા બક્ષે એવા આ દિવ્ય સ્તોત્રો પૈકી ચાલીસેક જેટલા સ્તોત્રોનો શબ્દે શબ્દનો અર્થ અને સળંગ અર્થ દર્શાવતું આ પુસ્તક રંગ પરિવારના ભક્તોને અને સર્વને ઉપકારક નિવડશે એવી શ્રદ્ધા છે.

સારા સંગીતકારો પાસે ઉચ્ચાર શુદ્ધિના આગ્રહ સાથે આ સ્તોત્રોનું ગાન કરાવી એની શ્રાવ્ય C.D. (Audio C.D.) તૈયાર થઇ છે. આ C.D. ખરીદનારને આ પુસ્તક ભેટ આપવાનો વિચાર પ્રશંસનીય છે. ગુરુમહારાજના સ્તોત્રો આ રીતે ભક્તો અર્થ સમજીને ગાતા થાય તો એનાથી વધુ રૂડું બીજું શું?

મારા વડિલ બંધુ મુ. શ્રી ધીરુભાઇએ અથાગ પરિશ્રમ લઇને પુસ્તકને મઠાર્યું છે.

ગુ.ભ.પ. કુલીનભાઇએ પણ આ પુસ્તક તૈયાર કરવામાં ભારે જહેમત ઉઠાવી છે. ગુરુમહારાજના આશીર્વાદ એ બંનેને પ્રાપ્ત થાઓ એવી પ્રાર્થના.

સ્નેહી શ્રી જશુભાઇએ તન, મન અને ધનથી ગુરુમહારાજની કરેલી આ સેવાને ગુરુમહારાજ સ્વીકારશે એવી શ્રદ્ધા છે. એમનો ગુરુમહારાજ પ્રત્યેનો ભાવ પ્રશંસનીય છે. આ પુસ્તક રંગભક્તોની પ.પૂ. ગુરુમહારાજ પ્રત્યેની શ્રદ્ધા-ભક્તિમાં વધારો કરે એવી શુભ ભાવના.

કોઠિયાખાડ — ૐ

તા. ૨૭-૦૩-૨૦૦૯ — પ્રેમ

# આવકાર



પૂ.શ્રીએ અવધૂત પરિવારને એને ખબર પણ ન પડે એ રીતે સંસ્કૃત સ્તોત્રો બોલતો કરી દીધો છે. કંઇ કેટલાંય સ્તોત્રો એમની દૈનિક કે પ્રાસંગિક પ્રાર્થનાઓમાં ગવાયા કરે છે. વળી અવધૂત પરિવારમાં એવા કેટલાય ભક્તો છે જેમણે પૂ.શ્રી વિશે સંસ્કૃત શ્લોકો લખ્યા છે અને તે પણ જૂદા જૂદા ક્ષેત્રમાંથી આવતા હોય. પહેલાંના સંસ્કૃત પ્રશસ્તિ સંગ્રહો આ વાતની સાક્ષી પૂરે છે. વેપારના ક્ષેત્રમાં પડેલી વ્યક્તિ 'અવધૂતયતેરખિલં મધુરમ્'થી પૂ.શ્રી વિશે સંસ્કૃતમાં મધુરાષ્ટકની છાયામાં લખે છે. વિજ્ઞાન શાખામાં પ્રાધ્યાપક રહેલા સ્વ. પ્રા. સી. એચ. સુરે પણ પૂ.શ્રી વિશે સંસ્કૃત શ્લોકો લખ્યા છે. અલબત્ત આમાં આડકતરી રીતે ફાળો આપ્યો છે અંગ્રેજી સરકારની હકુમતે. તે વખતે અમુક હદ સુધી સંસ્કૃત ફરજિયાત હતું તેથી વિજ્ઞાનશાખા કે કોઈ પણ અન્ય શાખાનો વિદ્યાર્થી આપણા વારસાને સમજી શકતો ને પ્રા. સુર જેવા લખી પણ શકતા.

પ્રા. કુલીનભાઇ ઉપાધ્યાયની શાખા પણ કોમર્સ છે. છતાં એમના વડિલોના સંસ્કારે અને પૂ.શ્રીની ભક્તિના સથવારે તેમનો સંસ્કૃતભાષા પરનો પ્રેમ અને હથોટી જાણીતાં છે. પૂ.શ્રીના કેટલાંક સંસ્કૃત સ્તોત્રોને તેમણે શબ્દે શબ્દ છૂટો પાડી તેના અર્થ આપ્યા છે, એ આવકાર પાત્ર છે, અભિનંદનીય છે.

આજે જ્યારે સંસ્કૃત છે એમ જાણી ચોપડી કે પાનુ મૂકી દેનાર ઘણાં છે ત્યારે તેમને તે તરફ આવા પ્રયત્નથી અભિરુચિ કેળવાશે એ નિર્વિવાદ છે.

આમ પણ કુલીનભાઇ ઘણું બધું લખવા, વાંચવા, વિચારવા અને તેનું વિતરણ કરવા માટે જાણીતા છે. આ સ્તોત્રો દ્વારા એમની કુશળતામાં એક છોગું ઉમેરાયું છે તેનો આનંદ છે.

પરદેશ રહેતા પૂ.શ્રીના ભક્ત શ્રી જશભાઇ પટેલ અને તેમનાં પત્ની અ.સૌ. કોકિલાબેને આ પ્રગટ કરવામાં જે રસ લીધો છે તે સાચે જ પૂ.શ્રીને ગમે તેવું કાર્ય છે. એ બદલ હું મારો આનંદ વ્યક્ત કરું છું.

અવધૂત પરિવારને આ ગમશે. શ્રી કુલીનભાઇ એ પૂ. ભાઇએ આપેલી દેણ છે. પૂ.શ્રીના શુભાશિષ એમના ઉપર વરસ્યા કરો એ જ પ્રાર્થના!

વડોદરા

• **ધીરુભાઇ જોષીના**
**શ્રીગુરુદેવદત્ત**

# સંપાદકનું નિવેદન

ભગવાન રંગાવધૂતજીના ભજન, પ્રભાતિયાં અને સ્તોત્રોની દિવ્યતા એવી છે કે એનું વારંવાર શ્રવણ કરવાનું ભક્તને ગમે જ. સમયની ખેંચ અનુભવતાં વિદેશમાં વસતા ભક્તોની મુશ્કેલીને અને દેશ-વિદેશમાં માંદગીના બિછાને અશક્ત જીવન જીવતાં ભક્તોની મુશ્કેલીને ધ્યાનમાં રાખીને ગુરુભક્ત મુ. જશુભાઈ પટેલે શ્રાવ્ય-C.D. (Audio C.D.) તૈયાર કરાવવાનું વિચાર્યું અને વિચારેલું અમલમાં મૂકી બતાવ્યું.

પૂ.શ્રીના રંગહૃદયમ્‌માં ગ્રથિત સ્તોત્રો પૈકી મહત્ત્વના કહી શકાય એવા ૪૦ સ્તોત્રોની શ્રાવ્ય-C.D. તૈયાર કરવાનું એમના મનમાં આવ્યું. સ્તોત્રની C.D. સાથે સ્તોત્રની પુસ્તિકા આપવાનું વિચાર્યું. પછી તો કેવળ સ્તોત્રોને બદલે સ્તોત્રના દરેક શબ્દનો અર્થ અને સળંગ અર્થ પણ આપવાનું નક્કી કર્યું. એમણે આ કાર્યની જવાબદારી મારા પર મૂકી.

પ.પૂ. રંગ બાપજીની પરમ કૃપાથી, પૂ. પ્રેમ અવધૂતજીના શુભાશીર્વાદથી અને મુરબ્બી ધીરુભાઈની અથાગ મહેનત અને સુંદર સૂચના અને સૂચનોને કારણે આ કાર્ય પૂરું કરી શક્યો છું. આશા છે કે દરેક વાચક આ પ્રયત્નને આવકારશે.

મુ. જશભાઈ એમની રીતે પૂ.શ્રીની કૃપાને મૂર્તસ્વરૂપ આપે છે. આવા કાર્ય પાછળ ધનને છૂટા હાથે વાપરે છે અને પૂ.શ્રીનું સાચી દિશામાં કામ કર્યાનો સંતોષ અનુભવે છે.

આ રીતે સ્તોત્રની શ્રાવ્ય-C.D. અને પુસ્તક રજૂ કરવાનું આ ભગિરથ કાર્ય સીમાચિન્હ (Land Mark)રૂપ બની રહો એવી શ્રદ્ધા અને શુભેચ્છા.

મુ. ધીરુભાઈની જહેમતનું પુનઃસ્મરણ કરી તેમનો આભાર માનું છું. ધર્મપત્ની સૌ. અંજનીની પ્રત્યક્ષ અને પરોક્ષ મદદ માટે આભારી છું.

આવા સુંદર કાર્યમાં મને નિમિત્ત બનાવવા બદલ મુ. જશુભાઈ પટેલનો આભારી છું.

અમદાવાદ

**• કુલીન ગ. ઉપાધ્યાય**

# પ્રકાશકનું નિવેદન

રંગ પરિવારમાં શ્રીગુરુલીલામૃતના અને હવે અવધૂતી આનંદના પારાયણો થતાં હોવાથી ભક્તો એનાથી સુપેરે પરિચિત છે એની સરખામણીમાં રંગહૃદયમ્‌નાં સંસ્કૃત સ્તોત્રોથી ઓછા પરિચિત છે.

વિદેશમાં બે થી ત્રણ કલાકનું ડ્રાયવિંગ કરનાર માટે શ્રાવ્ય-C.D. (Audio C.D.) એ એક ઉપકારક સાધન છે. ભારતમાં પણ પથારીવશ ભક્તો માટે મદદરૂપ બને એવી વ્યવસ્થા છે તથા ફૂલીફાલી રહેલું પૂ.શ્રીનું સાહિત્ય યુવાન નવી પેઢીના ભકતો માટે જીવંત રહે એ હેતુથી રંગહૃદયમ્‌માંથી ચાલીસેક સ્તોત્રો પસંદ કરી એની શ્રાવ્ય C.D. બનાવવાની ગુરુમહારાજે પ્રેરણા કરી.

આ સ્તોત્રની C.D. સાથે સ્તોત્રનું પુસ્તક પણ આપવું જોઈએ એવો વિચાર આવ્યો. સ્તોત્ર, સ્તોત્રના શબ્દે શબ્દનો અર્થ અને સળંગ અર્થવાળું પુસ્તક તૈયાર કરી શકાય તો ખૂબ સારું એવો ભાવ જાગ્યો. આ અંગેની જવાબદારી સ્નેહી શ્રી કુલીનભાઈને સોંપી.

પ.પૂ. બાપજીના કૃપાપાત્ર અને સંસ્કૃતના વિદ્વાન મુ. શ્રી ધીરુભાઈનો સંપર્ક સાધ્યો. એમણે વાત સહર્ષ સ્વીકારી અને ખૂબ જહેમત ઊઠાવી સ્તોત્રના શબ્દે શબ્દના અર્થ અને સળંગ અર્થના કાર્યને મઠારી આપ્યું. મુ. ધીરુભાઈએ આટલી ઉંમરે જે મદદ કરી છે તેનો જેટલો આભાર માનું તેટલો ઓછો છે.

સ્નેહી શ્રી કુલીનભાઈ કોમર્સ શાખાના પ્રાધ્યાપક હોવા છતાં સ્તોત્રનું વિશ્લેષણ કરી શબ્દે શબ્દના અર્થો તૈયાર કરવાનું બીડુ ઝડપ્યું એમનો પણ હૃદયથી આભાર માનું છું.

સ્તોત્રની C.D. બનાવવાના કાર્યમાં અને એ અંગેનું પુસ્તક તૈયાર કરવામાં ઘણાની મદદ મળી છે એ બધાનો ઋણી છું પરંતુ એમાં ખાસ કરીને શ્રી. જગદીશાનંદજી, શ્રી દેવદત્તભાઈ જોષી, શ્રીરંગ સોની, શ્રી વિક્રમભાઈ પાટિલ (સંગીત ડાયરેક્ટર), શ્રી નૈમેષભાઈ પટેલ (અક્ષર ગ્રાફિક્સ), શ્રી નવનીતભાઈ પાઠક, ડૉ. મહેન્દ્ર પટેલ, હર્ષ પટેલ, પાર્થ પટેલ, શ્રી પ્રવિણભાઈ દવે, શ્રી વિષ્ણુભાઈ પાઠક (વડોદરા),

શ્રી અંબાલાલભાઈ પટેલ, શ્રી હાર્દિક ઉપાધ્યાય, મનોજભાઈ પટેલ અને પૂર્ણિમાબેન પટેલ અને ગાયકવૃંદના ભાઈઓ-બહેનોનો ખૂબ ખૂબ આભારી છું.

Audio C.D.ને તૈયાર કરવામાં ભાઈશ્રી શ્રીરંગે ભારે જહેમત ઊઠાવી તે માટે એમનો ખૂબ ખૂબ આભારી છું. સ્તોત્રની ઉચ્ચાર શુદ્ધિ અને શબ્દ શુદ્ધિ માટે પરામર્શકની સેવા આપનાર શ્રી દેવદત્તભાઈ જોષી તથા શ્રી વિષ્ણુભાઈ પાઠકનો ખૂબ ખૂબ આભારી છું. સ્તોત્રને પુસ્તક સ્વરૂપે રજૂ કરવામાં અથાગ જહેમત ઊઠાવનાર પૂ. ધીરુકાકાનો અને શ્રી કુલીનભાઈનો પણ ખૂબ ખૂબ આભારી છું.

આ બધું હું જેમની શુભાશિષથી કરી શક્યો એવા મારા બાપુજી પ.પૂ. પ્રેમ અવધૂતજીનો ખૂબ ખૂબ આભારી છું. એમણે આશીર્વચન લખી આપીને મારા ઉપર ખૂબ જ મોટો ઉપકાર કર્યો છે. હું એમનો ઋણી છું.

અંતમાં આ બધી પ્રવૃત્તિમાં સૌથી વધુ સહન કરનાર અને બોજો વેંઢારનાર મારા ધર્મપત્ની-શ્રીમતી કોકિલાનો આભારી છું.

ગુરુમહારાજના ચરણકમળમાં કોટિ કોટિ સા.દં. પ્રણામ કરી આ પ્રકાશન એમને સમર્પણ કરું છું.

લિ.

યુ.એસ.એ. **જશભાઈ અં. પટેલ**

## સમર્પણ-વંદના

જેના થકી આપણે સહુ 'પરસ્પરદેવો ભવ' ભાવે એકત્ર થયા એ શ્રી અખિલ ભારત રંગ અવધૂત પરિવારને આ પ્રકાશન/નિર્માણ અહૈતુકી ભાવે સમર્પિત કરવાની શ્રી ગુરુમહારાજે અમને પ્રેરણા આપી તે અમારું અહોભાગ્ય!

**શ્રીમતી કોકિલાબેન જશભાઈ પટેલ**
**યુ.એસ.એ.**

**શ્રીમતી હંસાબેન મહેન્દ્રભાઈ પટેલ**
**યુ.એસ.એ.**

# કતિપય-સ્તોત્રાણિ

(રઞ્ઞ-હૃદયાત્)

## અનુક્રમણિકા


| ક્રમ | સ્તોત્ર | પાન નં. |
|---|---|---|
| ૧. | મઙ્ગલમ્ | ૧ |
| ૨. | ગુર્વભિન્નગણેશસ્તુતિઃ | ૩ |
| ૩. | દેવતાપંચકમ્ | ૮ |
| ૪. | અથ પ્રાતઃસ્મરણમ્ | ૧૨ |
| ૫. | દત્તશરણાષ્ટકમ્ | ૧૫ |
| ૬. | અથ સાયંસ્મરણમ્ | ૧૯ |
| ૭. | ભુક્તિમુક્તિપ્રદસ્તોત્રમ્ | ૨૩ |
| ૮. | આર્તપ્રાર્થના | ૨૬ |
| ૯. | દત્તપ્રાર્થનાદ્વાદશકમ્ | ૩૨ |
| ૧૦. | દત્તાત્રેયપંચકમ્ | ૩૯ |
| ૧૧. | સર્વસૌખ્યકરસ્તોત્રમ્ | ૪૩ |
| ૧૨. | મંત્રગર્ભ દત્તાત્રેયસ્તોત્રમ્ | ૪૭ |
| ૧૩. | દત્તપ્રણતિઃ | ૫૧ |
| ૧૪. | અભિલાષષટ્કમ્ | ૬૨ |
| ૧૫. | દત્તગીતમ્ | ૬૬ |
| ૧૬. | દત્તસ્તવનમ્ | ૭૦ |
| ૧૭. | શ્રીદત્તભજનમ્ | ૭૪ |
| ૧૮. | શ્રીદત્તપદ્યાનિ | ૮૩ |
| ૧૯. | ગુરુકૃપા હિ કેવલમ્ | ૮૫ |
| ૨૦. | દત્તાત્રેય કૃષ્ણ હરે | ૮૬ |

| ક્રમ | સ્તોત્ર | પાન નં. |
|---|---|---|
| ૨૧. | દત્તષોડશાવતારસ્તોત્રમ્ | ૮૮ |
| ૨૨. | અકારાદિદત્તાષ્ટોત્તરશતનામાવલિઃ | ૯૨ |
| ૨૩. | દત્તાર્તિક્યમ્ | ૯૮ |
| ૨૪. | નારેશ્વરસ્તોત્રમ્ | ૧૦૧ |
| ૨૫. | મન્ત્રગર્ભમૃત્યુંજયસ્તોત્રમ્ | ૧૦૬ |
| ૨૬. | શિવભજનમ્ | ૧૧૩ |
| ૨૭. | મન્ત્રગર્ભો હનુમત્સ્તવઃ | ૧૧૭ |
| ૨૮. | શ્રીકૃષ્ણસ્તોત્રમ્ | ૧૨૧ |
| ૨૯. | દેવીસ્તોત્રમ્ | ૧૨૬ |
| ૩૦. | નર્મદાગીતમ્ | ૧૩૧ |
| ૩૧. | શ્રીદત્તસ્તોત્રમ્ | ૧૩૩ |
| ૩૨. | શક્ત્યાવાહનમ્ | ૧૩૭ |
| ૩૩. | સર્વે પૂજ્યન્તામ્ | ૧૪૨ |
| ૩૪. | તત્ત્વચિન્તનમ્ | ૧૪૪ |
| ૩૫. | અક્ષરગીતા | ૧૪૮ |
| ૩૬. | બોધમાલિકા | ૧૬૭ |
| ૩૭. | મુક્તિસ્તોત્ર | ૧૮૩ |
| ૩૮. | કોઽહમ્ | ૧૮૯ |
| ૩૯. | ચિદાનન્દરૂપઃ શિવ કેવલોહમ્ | ૧૯૨ |
| ૪૦. | રેવાગીતમ્ | ૧૯૪ |
| ૪૧. | **પરિશિષ્ટ** | |
| | (i) ગુરુકૃપા હિ કેવલમ્ | ૧૯૬ |
| | (ii) રેવાગીતમ્ | ૧૯૬ |

## || શ્રી દત્તઃ પ્રસન્નોઽસ્તુ ||



## રઙ્ગ-હૃદયમ્

### (કેટલાક સ્તોત્રો)

## ૧. મઙ્ગલમ્ ।

(રાગઃ બિભાષ)

[૧]રમોમાનનપદ્માર્ક-પાદપદ્મમુપાસ્મહે ।
યત્સૌરભં સમાઘ્રાય ધાવન્તિ વિબુધાલયઃ ||૧||

શ્રીદત્તઃ શરણં મમેતિ ગદતો દત્તં સદા ધ્યાયતો
દત્તેનાહૃતચેતસઃ કિમુ ભયં દત્તાય તુભ્યં નમઃ ।
દત્તાજ્જાતમિદં ચરાચરમરં દત્તસ્ય [૨]દામ્નિ સ્થિતં
દત્તે ચૈવ વિલીયતે સરભસં ભો દત્ત કસ્ત્વત્પરઃ ||૨||

પાખંડમાર્ગગિરિરાજપવિં[૩]વદાન્યં
યોગીન્દ્રવન્દ્યમચલં ખલુ ધૈર્યવૃત્તેઃ ।
મોહાસુરપ્રમથનાય ધૃતાવતારં
તં શઙ્કરં પરમહં શરણં પ્રપદ્યે ||૩||

❀

૧. રમા નામ રમાબાઇના મુખકમળને વિકસિત કરનાર તેમના પુત્ર ભગવાન દત્તાત્રેયના અવતાર સુપ્રસિદ્ધ પ.પ. વાસુદેવાનંદ સરસ્વતી (ટેમ્બે) સ્વામિમહારાજ તથા ઉમા નામ પાર્વતીજીના મુખકમળને વિકસિત કરનાર તેમના પુત્ર શ્રી ગણપતિજી. રમા નામ લક્ષ્મીજીના મુખકમળને વિકસિત કરનાર તેમના પતિ શ્રી વિષ્ણુ તથા ઉમા નામ પાર્વતીજીના મુખકમળને વિકસિત કરનાર તેમના પતિ મહાદેવજી. ૨. સૂત્રમાં. ૩. વજ્ર.

## શબ્દાર્થ

[ રમોમાનન = રમા (લક્ષ્મી) + ઉમા (પાર્વતી) + આનન (મુખ); પદ્મ = કમળ; અર્ક = સૂર્ય; પાદપદ્મમ્ = ચરણકમળની; ઉપાસ્મહે = (અમે) ઉપાસના કરીએ છીએ; યત્ = જેની; સૌરભં = સુગંધને; સમાઘ્રાય = સૂંઘવા માટે; ધાવન્તિ = દોડે છે; વિબુધા = જ્ઞાનીઓ; અલયઃ = ભમરાઓ (અલિ = ભમરો). ] .....૧.

## અર્થ

રમા (સ્વામી મહારાજનાં માતા) અને ઉમા (પાર્વતી)ના મુખકમળને વિકસિત કરનાર પ.પૂ. ટેંબેસ્વામી મહારાજ તથા ગણપતિ (અથવા રમા એટલે લક્ષ્મી અને તેના મુખકમળને વિકસિત કરનાર તેમના પતિ વિષ્ણુ અને ઉમાના પતિ શંકર)નાં ચરણકમળની અમે ઉપાસના કરીએ છીએ કે જેની સુગંધને સુંઘવા માટે જ્ઞાનરૂપી ભમરાઓ આમતેમ દોડે છે. .....૧.

[ શ્રીદત્તઃ = શ્રીદત્ત; શરણં = શરણ; મમ = મારું; ઈતિ = એમ; ગદતો = બોલતાં બોલતાં; દત્તં = દત્તનું; સદા = હંમેશાં, ધ્યાયતો = ધ્યાન ધરતાં; દત્તેન= દત્તથી, દત્ત વડે; આહૃત = આકર્ષાયું, હરી લેવાયું; ચેતસઃ = ચિત્ત; કિમુ = ક્યાંથી, કેમ કરીને; ભયં = ભય; દત્તાય = દત્તને; નમઃ = નમસ્કાર હજો; દત્તાત્ = દત્તમાંથી જ; જાતમ્ = જન્મ્યું છે; ઈદં = આ; ચરાચરમ્ = જડ (અચર) અને ચેતન (ચર); અરં = ચક્ર; દત્તસ્ય = દત્તના; દામ્નિ = સૂત્રમાં; સ્થિતં = સ્થિર રહેલું છે, ગૂંથાએલું છે; દત્તે = દત્તમાં; ચ = અને; એવ = જ, વિલીયતે = વિલીન થાય છે; સરભસં = એકદમ; ભો દત્ત = હે (ભો) દત્ત! કઃ = કોણ; ત્વત્ = આપનાથી; પરઃ = પર છે. ] ...૨.

'શ્રીદત્તઃ શરણં મમ' - 'શ્રીદત્ત મારું શરણ છે' એમ બોલતાં બોલતાં, દત્તનું સદા ધ્યાન ધરતાં, દત્ત વડે જેનું ચિત્ત આકર્ષાયું છે એવા માણસને (મને) ભય ક્યાંથી હોય? દત્તરૂપી તમને નમસ્કાર(હજો!) દત્ત ભગવાનમાંથી જ આ સચરાચર જગતરૂપી ચક્ર ઉત્પન્ન થયું છે અને દત્તના સૂત્રમાં જ ગૂંથાએલું છે અને દત્તમાં જ એકદમ વિલીન થાય છે. હે દત્ત! આપનાથી પર કોણ છે? (કોઈ નથી). .....૨.

[ પાખણ્ડમાર્ગ = પાખંડનો માર્ગ; ગિરિરાજ = પર્વતોમાં રાજા સમાન; પવિં = વજ્ર; વદાન્યં = ઉદાર; યોગીન્દ્રવન્દ્યમ્ = યોગીન્દ્રો (યોગીઓમાં ઇંદ્ર સમાન) દ્વારા પણ વંદનીય; અચલં = પર્વત; ખલુ = ખરેખર, પણ; ધૈર્યવૃત્તેઃ = ધૈર્યવૃત્તિના; મોહાસુર = મોહરૂપી રાક્ષસ (અસુર); પ્રમથનાય = નાશ કરવા માટે; ધૃતાવતારં =

જેણે અવતાર ધારણ કર્યો (ધૃત) છે; તં = તે, તેવા; શંકરં = શંકરાચાર્યને; પરમ્ = પરમ, આદ્ય; અહં = હું; શરણં = શરણ; પ્રપદ્યે = લઉં છું, જાઉં છું. ] .....૩.

પાખંડમાર્ગરૂપી પર્વત માટે વજ્ર સમાન, ઉદાર, યોગીન્દ્રો દ્વારા પણ વંદનીય, ધૈર્યવૃત્તિના પર્વત, મોહરૂપી અસુરનો નાશ કરવા માટે જેણે અવતાર ધારણ કર્યો છે તેવા પરમ (આદ્ય) શંકરાચાર્યને શરણે હું જાઉં છું. .....૩.

## ૨. ગુર્વભિન્નગણેશસ્તુતિઃ ।

**(ગુરુ+અભિન્ન = ગુર્વભિન્ન)** (રાગઃ ભટિયાર)

ગુરુર્ગણેશઃ સ મિથો ગુરું તં
ભજે ગણેશં ગુરુણા ચ તેન ।
સતા ગણેશેન સદેરિતઃ સ્યાં
નમશ્ચ તસ્મૈ ગુરવે ચિતેઽસ્તુ ॥૧॥

નતિર્ગણેશાય ન યદ્ ગણેશાદ્
ગુરોશ્ચ તસ્માદધિકં નૃલોકે ।
ડિમ્ભો ગણેશસ્ય ગુરોશ્ચ તસ્ય
સ્તનન્ધયો ચાસ્મિ ગુરૌ ગણેશે ॥૨॥

તસ્મિન્ શરણ્યેવ ગુરો ગણેશ
સુખાત્મરૂપાત્મપદં પ્રદેહિ ।
ત્રિધા ત્રિમૂર્તિં પ્રણમામિ ભક્ત્યા
ત્રિરઙ્ગનાશાય વિભક્તિમત્યા ॥૩॥

નિરાકૃતિં ત્વાં નૃગજાકૃતિં ચ
સ્થાણુપ્રિયં સ્થાવરજઙ્ગમાત્મન્ ।
વન્દેઽવદાતં ગુરુતત્ત્વમેક-
મનન્તનામાનમચિન્ત્યરૂપમ્ ॥૪॥

ઍં એકદન્તાય ચ વિદ્મહે ગ્લૌં
    દ્રાં વક્રતુણ્ડાય નુ ધીમહિ ક્લિમ્ ।
તન્નો હ દન્તી સ પ્રચોદયાત્ સૌઃ
    સર્વેશ્વરઃ સ્વાન્તબહિઃસ્થિતો યઃ ॥૫॥

[1]લં-બોદરં હં-સમનાદ્યનન્તં
    યં-તારમાદ્યં તુ ચ રં-ધ્રબભ્રુમ્[2] ।
વં-દારુવૃન્દારક-સં-સ્તુતં તમ્
    અર્ચામિ ભક્ત્યા સુમનોરુહાભિઃ[3] ॥૬॥

'ૐ ગૂં નમઃ' પાસિ જપન્તમન્તર્
    હેરમ્બ 'ૐ ગં' ચ સદા તથૈવ ।
કસ્ત્વેકદંષ્ટ્રાસ્તિ કલૌ ત્વદન્ય-
    સ્ત્રાતા તમોબ્ધૌ હ નિમજ્જતાં ભોઃ ॥૭॥

મા મે ધનં માઽસ્તુ યશઃ કુલોકે
    સદ્ભક્તિરેકાઽસ્તુ સદા તવૈવ ।
કામં ભવાર્તિં વિષહેઽનુકમ્પાં
    લભેય દાસ્યં યદિ તે ભવૌઘે ॥૮॥

વાદો વિદશ્ચેત્તુ વરં વિમૌઢ્યં
    હે નાથ તેઽહં ત્વિતિ મેઽસ્તુ બોધઃ ।
તવ સ્મૃતેઃ સન્તતમન્તકાલે
    ત્વયિ પ્રવેશોઽસ્તિ સુનિશ્ચિતં મે ॥૯॥

---

૧. માનસપૂજામાં પાંચ મહાભૂતોના વાચક પંચ બીજોથી નીચેના પંચોપચાર પૂજન કરાય છેઃ લં-પૃથિવ્યાત્મકં ગન્ધં પરિકલ્પયામિ । હં-આકાશાત્મકં પુષ્પં પરિકલ્પયામિ । યં-વાય્વાત્મકં ધૂપં પરિકલ્પયામિ । રં-જ્ઞાનાત્મકં દીપં પરિકલ્પયામિ । વં-અમૃતાત્મકં નૈવદ્યં પરિકલ્પયામિ । સં-સર્વાત્મકાન્ શેષોપચારાન્ પરિકલ્પયામિ ॥
૨. (i) ગણપતિનું વાહન ઉંદર. (ii) વાહનથી સૂચિત વાહક ગણેશ. ૩. દુર્વાથી.

गणेशस्तुतिरेषा हि नानारङ्गसुरंजिता ।
पठनाद्भक्तितो दद्यात्सिद्धिबुद्धिचमत्कृतिम् ॥१०॥

ઇતિ શ્રીદત્તપાદારવિંદમિલિંદબ્રહ્મચારિપાંડુરંગ (રંગ અવધૂત) મહારાજવિરચિતા ગુર્વભિન્નગણેશસ્તુતિ: સંપૂર્ણા ।

## શબ્દાર્થ

[ ગુરુ: = શ્રીગુરુ; ગણેશ: = ગણપતિ; સ = તે (પરબ્રહ્મ); મિથ: = પરસ્પર; ગુરું = ગુરુને; તં = પરબ્રહ્મને; ભજે = (હું) ભજું છું; ગણેશં = ગણપતિને; ગુરુણા = ગુરુથી; ચ = અને; તેન = પરબ્રહ્મ વડે; સતા ગણેશેન = સત્ સ્વરૂપ ગણેશ વડે; સદા = હંમેશાં; ઈરિત = પ્રેરાયેલો; સ્યાં = થાઉં, રહું; નમ: = નમસ્કાર હો; ચ = અને; તસ્મૈ = તે પરબ્રહ્મને; ગુરવે = ગુરુને; ચિતે = ચિત્ સ્વરૂપ; અસ્તુ = હજો. ] ...૧.

## અર્થ

[૧]ગુરુ, ગણેશ અને પરબ્રહ્મ (એ ત્રણે) પરસ્પર એક છે. ગુરુ, ગણેશ અને પરબ્રહ્મને હું ભજું છું. (સત્ સ્વરૂપ) ગણેશ, (ચિત્ સ્વરૂપ) ગુરુ અને (આનંદ સ્વરૂપ) તે પરબ્રહ્મ વડે હું હંમેશાં પ્રેરાયેલો રહું. ચિત્સ્વરૂપ ગણેશ, ગુરુ અને પરબ્રહ્મને નમસ્કાર હજો. .૧.

[ નતિ = નમન હો!; ગણેશાય = ગણેશને; ન = નહિ, નથી; યદ્ = જે; ગણેશાત્ = ગણેશથી; ગુરો: = ગુરુથી; ચ = અને; તસ્માદ્ = તેમનાથી, પરબ્રહ્મથી; અધિકં = વધારે, અધિક; નૃલોકે = જગતમાં; ડિમ્ભો = ધાવણું બાળક; ગણેશસ્ય = ગણપતિનું; ગુરો: = ગુરુનું; ચ = અને; તસ્ય = તેનું, પરબ્રહ્મનું; સ્તનન્ધય: = ધાવણું બાળક; યામિ = જાઉં છું; ગુરૌ = ગુરુમાં; ગણેશે = ગણેશમાં; તસ્મિન્ = પરબ્રહ્મમાં; શરણ્ય = શરણમાં ઉદાર; અવ = રક્ષણ કરો; ગુરો = હે ગુરુ!; ગણેશ = હે ગણેશ; સુખાત્મરૂપ = હે આનંદસ્વરૂપ; આત્મપદં = આપનું પોતાનું પદ; પ્રદેહિ = આપો; ત્રિધા = ત્રણ પ્રકારે; ત્રિમૂર્તિ = ત્રિમૂર્તિને; પ્રણમામિ = પ્રણામ કરું છું; ભક્ત્યા = ભક્તિ વડે; ત્રિરંગનાશાય = ત્રિવિધ તાપના નાશ માટે; વિભક્તિમત્યા = વિભક્તિવાળી મતિથી. ] .....૨-૩.

---

૧. પહેલા ત્રણ શ્લોકોમાં ગુરુ, ગણેશ અને તત્પદલક્ષ્યાર્થ સચ્ચિદાનંદ-સ્વરૂપ પરબ્રહ્મ પરમાત્માની એકતા-સૂચક ત્રણેને એકવચનાન્ત બધી આઠ વિભક્તિઓના રૂપ ગ્રથિત કર્યા છે. અહીં ગુરુ શબ્દથી વિવક્ષિત દત્ત અને ગણપતિની એકતા પણ અભિપ્રેત છે.

ગણેશને નમન હો! આ જગતમાં ગુરુ, ગણેશ અને પરબ્રહ્મથી અધિક કાંઈ નથી. ગણેશ, ગુરુ અને પરબ્રહ્મનો ધાવણો બાળક એવો હું ગુરુ, ગણેશ અને પરબ્રહ્મને શરણે જાઉં છું. હે શરણમાં ઉદાર ગુરુ, ગણેશ અને પરબ્રહ્મ! તું મારું રક્ષણ કર. આનંદસ્વરૂપ આપનું પોતાનું પદ મને આપો. (આઠેય) વિભક્તિવાળી ભક્તિ (સ્તુતિ) વડે હું ત્રિવિધ તાપના નાશ માટે (એ) ત્રિમૂર્તિને ત્રણ પ્રકારે પ્રણામ કરું છું. .....૨-૩.

[ નિરાકૃતિં = (નિ: + આકૃતિં) = આકૃતિ વિનાના; ત્વાં = તને; નૃગજાકૃતિં = મનુષ્ય (નૃ) અને હાથી (ગજ)ના જેવી આકૃતિવાળા; ચ = અને; સ્થાણુપ્રિયં = શંકરને પ્રિય; સ્થાવરજઙ્ગમાત્મન્ = સ્થાવર અને જંગમના આત્મસ્વરૂપ (આત્મન્); વન્દે = (હું) વંદન કરું છું, નમું છું; અવદાતં = શુદ્ધ; ગુરુતત્ત્વમેકં = એક માત્ર ગુરુતત્ત્વને; અનન્તનામાનમ્ = અનંત નામોવાળાને; અચિન્ત્યરૂપમ્ = અચિંત્યરૂપવાળા. ] .....૪.

આકૃતિ વિનાના છતાં મનુષ્ય અને હાથીના જેવી આકૃતિવાળા, શંકરને પ્રિય, સ્થાવર અને જંગમના આત્મસ્વરૂપ હે ગણેશ! અનંત નામોવાળા અને અચિંત્ય રૂપવાળા એવા શુદ્ધ અને એકમેવ ગુરુતત્ત્વને હું નમું છું. .....૪.

[ ઐં = બીજમંત્ર; એકદન્તાય = એક દાંતવાળાને; ચ = અને; વિદ્મહે = (અમે) જાણીએ છીએ; ગ્લૌં = બીજમંત્ર; દ્રાં = બીજમંત્ર; વક્રતુણ્ડાય = વક્રતુંડને; નુ = પાદપૂરણ માટેનો શબ્દ; ધીમહિ = (અમે) ધ્યાન ધરીએ છીએ; ક્લીં = બીજમંત્ર; તન્નો = (તદ્ + ન:) તે અમોને; હ = ખરેખર; દન્તી = ગણેશ; સ: = તે; પ્રચોદયાત્ = પ્રેરો; સૌ: = બીજમંત્ર; સર્વેશ્વર: = સર્વના ઈશ્વર; સ્વાન્ત = પોતાની અંદર; બહિ: સ્થિત: = બહાર રહેલા; ય: = જે. ] .....૫.

[ દત્તમાલામંત્રમાં બીજમંત્રનો ઉલ્લેખ છે. ઐં = વાક્પ્રદાય, ગ્લૌં = ભૂમણ્ડલાધિપત્યપ્રદાય, દ્રાં = ચિરંજીવિને, ક્લીં = જગત્રયવશીકરણાય, સૌ: = સર્વ મન: ક્ષોભણાય. ]

[1]ઐં અને ગ્લૌં- એ બે બીજ સ્વરૂપ એકદંતને અમે જાણીએ છીએ. દ્રાં અને ક્લીં- એ બે બીજ સ્વરૂપ એ વક્રતુંડને ધારણ કરીએ છીએ. સર્વના ઈશ્વર અને પોતાની અંદર અને બહાર (બધે જ) રહેલા સૌ: સ્વરૂપ તે ગણેશ અમને પ્રેરો. .....૫.

---

૧. પાંચમા શ્લોકમાં અનેક સિદ્ધિપ્રદ, પંચબીજાત્મક ગણેશ ગાયત્રી અને 'ઐં, ગ્લૌં, દ્રાં' આ અક્ષર દત્તાત્રેય બીજ મંત્ર છે. છઠ્ઠા શ્લોકમાં શબ્દોના ગર્ભમાં જ માનસપૂજા પંચોપચાર બીજ સાધિત છે. સાતમા શ્લોકમાં ચોથો અક્ષર હેરંબમંત્ર અને એકાક્ષર ગણેશમંત્ર સાધિત છે.

[ **લં**બોદરં = લંબ = મોટા, ઉદરં = પેટવાળા; **હં**સમ્ = હંસસ્વરૂપ; અનાદિ= જેનો આદિ નથી તે; અનન્તં = અનંત; **યં**તારમ્ = નિયંત્રણ કરનાર (યંતા)ને; આદ્યં= શરૂઆતથી જ જે છે તે; તુ = પાદપૂરણ માટેનો શબ્દ; ચ = અને; **રં**ધ્રબભ્રુમ્ = ઉંદરના વાહનથી સૂચિત થનાર; **વં**દારુ = પ્રશંસક; વૃન્દારક = ઉત્તમ દેવો; **સં**સ્તુતં = સ્તુતિ કરાતા; તં = તે; અર્ચામિ = અર્ચના કરું છું; ભક્ત્યા = ભક્તિપૂર્વક; સુમનોરુહાભિઃ = દૂર્વાથી. ] .....૬.

લં-બોદર (મોટા પેટવાળા) હં-સ (હંસસ્વરૂપ), અનાદિ, અનંત, યં-તા (નિયંત્રણ કરનાર), આદ્ય, રં-ધ્રબભ્રૂ (ઉંદરના વાહનથી સૂચિત થનાર), પ્રશંસક (વંદારુ) ને ઉત્તમ દેવો દ્વારા સ્તુતિ કરાતા (વૃંદારકસંસ્તુત) તે ગણેશની હું ભક્તિપૂર્વક દૂર્વા (સુમનોરુહા)થી અર્ચા કરું છું. .....૬.

[ 'ૐ ગૂં નમઃ' = ગણેશમંત્ર છે; પાસિ = તું રક્ષે છે; જપન્તમ્ = જપનારને; અન્તર્ = અંતઃકરણમાં; હેરમ્બ = હે ગણેશ!; 'ૐ ગં' = ગણેશમંત્ર; ચ = અને; સદા = હંમેશાં; તથા = પણ; એવ = જ; કઃ = કોણ; તુ = પાદપૂરક શબ્દ; એકદંષ્ટ્ર= એકદંત; અસ્તિ = છે; કલૌ = કળિમાં; ત્વદ્ = તારા; અન્યઃ = બીજો; ત્રાતા = રક્ષણ કરનાર, બચાવનાર; તમ = અજ્ઞાનરૂપી અંધકાર (તમ); અબ્ધૌ = મહાસાગરમાં; હ = ખરેખર; નિમજ્જતામ્ = ડૂબતા (લોકોને); ભોઃ = હે. ] .....૭.

'ૐ ગૂં નમઃ'- એમ અંતઃકરણમાં જપ કરનારને તું રક્ષે છે; હે ગણેશ 'ૐ ગં' એ પ્રમાણે અંતઃકરણમાં જપનારનું પણ તું હંમેશાં રક્ષણ કરે છે. કલિયુગમાં હે એકદંત ગણેશ! આ અજ્ઞાનાંધકારરૂપી મહાસાગરમાં ડૂબતા (લોકોને) તારા વિના કોણ બચાવનાર છે? ...૭.

[ મા = નહિ; મે = મને; ધનં = ધન; મા = નહિ; અસ્તુ = હો; યશઃ = યશ, કીર્તિ; કુલોકે = ખરાબ (કુ) દુનિયા (લોક)માં, પૃથ્વીમાં; સદ્ભક્તિઃ = સદ્ભક્તિ; એકા = એક માત્ર; અસ્તુ = હો; સદા = હંમેશાં; તવ = તારી; એવ = જ, માત્ર; કામં= સ્વેચ્છાએ; ભવાર્તિ = સંસાર (ભવ)નાં દુઃખ (આર્તિ); વિષહે = સહન કરીશ; અનુકમ્પાં= અનુકંપા, અનુગ્રહ; લભેય = મળશે, પ્રાપ્ત થશે; દાસ્યં = દાસ્ય; યદિ = જો; તે (તવ) = તારું; ભવૌઘે = ભવસાગર (ઓઘ)માં. ] .....૮.

મને ધન ન હો, આ કુલોક (ખરાબ દુનિયા; પૃથ્વી)માં યશ ન હો; પરંતુ સદા તારી એક માત્ર સદ્ભક્તિ જ રહો; આ ભવસાગરમાં જો તારું દાસ્ય મને મળશે અને અનુકંપા પ્રાપ્ત થશે તો હું સ્વેચ્છાએ ભવનાં દુઃખ સહન કરીશ. .....૮.

[ વાદઃ = વાદવિવાદ; વિદઃ = વિદ્વાનને; ચ = અને; ચેત્તુ = ચેત્ તુ = હો તો ભલે; વરં = શ્રેષ્ઠ; વિમૌઢ્યં = વિમૂઢતા; હે નાથ = હે નાથ!; તે (તવ) = તારો;

અહં = હું; તુ = પાદપૂરક શબ્દ; ઈતિ = એમ; મે (મહ્યમ્) = મને; અસ્તુ = થજો; બોધ: = જ્ઞાન; તવ = તારી; સ્મૃતે: = સ્મૃતિથી; સન્તતમ્ = સતત; અન્તકાલે = અંતઘડીએ, અંતકાળે; ત્વયિ = તારામાં; પ્રવેશ: = પ્રવેશ; અસ્તિ = છે; સુનિશ્ચિતં = દૃઢ નિશ્ચય; મે (મમ) = મારો. ] .....૯.

જ્ઞાનીઓને વાદવિવાદ મુખ્ય હોય તો (ભલે રહ્યો), મારા મતે વિમૂઢતા જ શ્રેષ્ઠ છે. 'હે નાથ ! હું તારો જ છું' એવું જ્ઞાન મને થજો! તારી સતત સ્મૃતિથી અંતકાળે તારામાં જ મારો પ્રવેશ છે, એમ મારો દૃઢ નિશ્ચય છે. .....૯.

[ ગણેશસ્તુતિ: = ગણેશની સ્તુતિ; એષા = આ; હિ = ખરેખર; નાના = વિવિધ, અનેક; રંગસુરંજિતા = રંગોથી રંગાએલી; પઠનાત્ = પઠન કરવાથી; ભક્તિત: = ભક્તિપૂર્વક; દદ્યાત્ = આપશે; સિદ્ધિબુદ્ધિચમત્કૃતિમ્ = સિદ્ધિ અને બુદ્ધિના ચમત્કારો. ] .....૧૦.

અનેક રંગોથી રંગાયેલી આ ગણેશની સ્તુતિ ભક્તિપૂર્વક પઠન કરવાથી સિદ્ધિ, બુદ્ધિ અને ચમત્કૃતિ (અથવા સિદ્ધિ અને બુદ્ધિના ચમત્કારો) આપશે. .....૧૦.

[ ઈતિ = એ રીતે; શ્રીદત્ત = શ્રીદત્તાત્રેયના; પાદ = ચરણરૂપ; અરવિંદ = કમળના; મિલિંદ = ભ્રમર એવા; બ્રહ્મચારિ = બ્રહ્મચારી, પાંડુરંગ (રંગ અવધૂત) મહારાજે; વિરચિતા = બનાવેલી; ગુર્વભિન્નગણેશ સ્તુતિ પૂર્ણ થઈ. ]

## ૩. દેવતાપંચકમ્ । (રાગ: ભૈરવ)

ગણેશો નસ્ત્રાતા ભજ ભજ ગણેશં મનુજ હે
ગણેશેન વ્યાપ્ત: કુરુ કુરુ ગણેશાય ચ નતિમ્ ।
ગણેશાન્નો [1]ભૂતિર્ભવ ભવ ગણેશસ્ય હિ શિશુ-
ર્ગણેશે લીન: સ્યા હર હર ગણેશાદ્યમખિલમ્ ॥૧॥
શ્રીદત્ત: કલિતારકો ભુવિ નૃણાં દત્તં સ્મરેદ્ યત્નતો
દત્તેનાપ્તબલ: સદા વિજયતે દત્તાય મે જીવનમ્ ।
દત્તાદ્ભુક્તિરથાપિ મુક્તિરમલા દત્તસ્ય ભર્ગોઽમિતં
દત્તે બ્રહ્મણિ લીયતાં મન ઈદં દત્તાસત: સન્નય ॥૨॥

૧. ઐશ્વર્ય.

શિવ એવ પર: શિવમેવ ભજે
સદૃશં ન શિવેન શિવાય નમ: ।
ન શિવાદધિકં શિશુરસ્મિ શિવસ્ય
શિવે મન એતુ સદાઽવ શિવ ।।૩।।

દેવી સા સુખદા સદા વિજયતે દેવીં પ્રપદ્યેત ના
દેવ્યા દૈત્યગણા: પુરા વિનિહતા દેવ્યૈ મમેદં વપુ: ।
દેવ્યા: સર્ગતતિ: સ્થિતિર્નુ વિવિધા દેવ્યાશ્ચ દાસં જગદ્
દેવ્યાં [1]રજ્જવહિવદ્વિભાતિ સકલં હે દેવિ માં મા જહિ[2] ।।૪।।

રવિરેવ હરી[3] રવિમેવ નમેદ્
રવિણા સમિયાદ્ભવચેંડજલિરામ્ ।
કિમુ નાસ્તિ રવે: સકલં હિ રવે-
ર્લયમેતિ રવૌ શમમેહિ રવે ।।૫।।

પંચમાશ્રિતપાઠાદ્ધિ દેવતાપંચકં ત્વિદમ્ ।
વિભક્ત્યન્તરરઙ્ગત્વાત્ સ્વાત્મરઙ્ગૈકતાં વ્રજેત્ ।।૬।।

ઇતિ શ્રીદત્તપાદારવિન્દમિલિન્દ બ્રહ્મચારિપાડુરંગ (રંગ અવધૂત) મહારાજવિરચિતં દેવતાપંચકં સમ્પૂર્ણમ્ ।

❁

## શબ્દાર્થ

[ ગણેશ = ગણેશ, ગણપતિ; ન: (અસ્માકમ્) = અમારા; ત્રાતા= રક્ષણકર્તા, રક્ષણહાર; ભજ ભજ = વારંવાર ભજન કર; ગણેશં = ગણેશનું; મનુજ હે= હે મનુષ્ય; ગણેશેન = ગણેશ વડે, ગણેશથી; વ્યાપ્ત = વ્યાપેલું, ઓતપ્રોત; કુરુ કુરુ= વારંવાર કર; ગણેશાય = ગણેશને; ચ = અને; નતિમ્ = નમસ્કાર; ગણેશાત્ = ગણેશથી; ન: = આપણું; ભૂતિ= ઐશ્વર્ય; ભવ ભવ = બન, બની જા; ગણેશસ્ય = ગણેશનું; હિ = ખરેખર; શિશુ: = બાળક; ગણેશે = ગણેશમાં; લીન: = લીન; સ્યા = થા; હર હર = દૂર કર, હરી લે; ગણેશ = હે ગણેશ!; અઘમ્ = પાપને; અખિલમ્ = સકળ, તમામ. ] .....૧.

---

૧. દોરડામાં (રજ્જુ) સાપની જેમ (અહિવત્). ૨. મને હણીશ નહિ. ૩. હરિ:+રવિમ્= હરી રવિમ્.

## અર્થ

ગણેશ અમારા રક્ષણહાર છે; હે મનુષ્ય ! ગણેશનું વારંવાર ભજન કર; ગણેશ વડે (તું) ઓતપ્રોત છે. ગણેશને જ વારંવાર નમસ્કાર કર.

ગણેશથી જ આપણું ઐશ્વર્યછે; ગણેશનો જ બાળક બન. ગણેશમાં જ લીન થા! હે ગણેશ! અમારા સકળ પાપને તદ્દન દૂર કર.

.....૧.

[ શ્રીદત્તઃ = શ્રીદત્ત; કલિતારકઃ = કલિમાં તારનાર, કલિતારક; ભુવિ = આ પૃથ્વી પર; નૃણાં = મનુષ્યોના; દત્તં=દત્તનું; સ્મરેત્ = સ્મરણ કરવું જોઈએ; યત્નતઃ = પ્રયત્નપૂર્વક; દત્તેન = દત્ત વડે, દત્તથી; આપ્ત = પ્રાપ્ત કરનાર; બલઃ = બળ; સદા = હંમેશાં; વિજયતે = વિજયી બને છે; દત્તાય = દત્ત માટે; મે (મમ) = મારું; જીવનમ્ = જીવન; દત્તાદ્ = દત્તથી; ભુક્તિઃ = ભુક્તિ, દુન્યવી ભોગો; અથ = અને; અપિ = પણ; મુક્તિઃ = મુક્તિ; અમલા = મળ વગરની; દત્તસ્ય = દત્તની; ભર્ગ = તેજ; અમિતં = અમાપ; દત્તે = દત્તમાં; બ્રહ્મણિ = બ્રહ્મમાં; લીયતાં = લીન થઈ જાઓ; મન = મન; ઈદં = આ; દત્ત = હે દત્ત!; અસતઃ = અસત્‌માંથી; સત્ = સત્ તરફ; નય = લઈ જા. ] .....૨.

શ્રીદત્ત આ પૃથ્વી ઉપર મનુષ્યોના કલિતારક છે, (તેથી) પ્રયત્નપૂર્વક દત્તનું સ્મરણ કરવું જોઈએ. દત્ત વડે બલ પ્રાપ્ત કરનાર હંમેશાં વિજયી બને છે. દત્ત ભગવાન માટે જ મારું જીવન (હજો!) દત્તથી ભુક્તિ અને અમલ એવી મુક્તિ પણ મળે છે; દત્તનું તેજ અમાપ છે. દત્તરૂપ બ્રહ્મમાં મારું મન લીન થાઓ! હે દત્ત! અસત્‌માંથી સત્ તરફ (અમને) લઈ જા. .....૨.

[ શિવઃ = શિવ; એવ = જ; પરઃ = સર્વ શ્રેષ્ઠ; શિવમ્ = શિવને; એવ = જ; ભજે = (હું) ભજું છું; સદશં = એના જેવું; ન = નથી; શિવેન = શિવ જેવું; શિવાય = શિવને; નમઃ = નમસ્કાર હો!; ન = નથી; શિવાદ્ = શિવથી; અધિકં = અધિક; શિશુઃ = બાળક; અસ્મિ = છું; શિવસ્ય = શિવનું; શિવે = શિવમાં; મનઃ = મન; એતુ = પ્રવેશો, પ્રવેશ પામો; સદા = હંમેશાં; અવ = રક્ષણ કર; શિવ = હે શિવ! ] .....૩.

શિવ એજ સર્વશ્રેષ્ઠ છે, હું શિવને જ ભજું છું. શિવ જેવું બીજું કોઇ (તત્ત્વ) નથી, હું શિવનો બાળક છું. શિવમાં મારું મન પ્રવેશો! હે શિવ! તું સદા (મારું) રક્ષણ કર! .....૩.

[ દેવી = દેવી; સા = તે; સુખદા = સુખ આપનારી; સદા = હંમેશાં; વિજયતે = વિજય પામે છે; દેવીં = દેવીને; પ્રપદ્યેત = શરણે જવું જોઇએ; ના (નૃનું રૂપ છે.) = મનુષ્યે; દેવ્યા = દેવીથી, દેવીએ; દૈત્યગણા = દૈત્યોના સમૂહને; પુરા = પહેલાં; વિનિહતા = નાશ કર્યો હતો, મારી નાખ્યા હતા; દેવ્યૈ = દેવી માટે; મમ = મારું; ઈદં = આ; વપુ: = શરીર; દેવ્યા = દેવીથી; સર્ગતતિ: = જગતનો વિસ્તાર છે; સ્થિતિ: = સ્થિતિ છે; નુ = પાદપૂરક શબ્દ; વિવિધા = વિવિધ; દેવ્યા: = દેવીના; ચ = અને; દાસં = દાસ; જગદ્ = જગત; દેવ્યાં = દેવીમાં; રજ્જુ = દોરડું; અહિવત્ = સાપની જેમ; વિભાતિ = ભાસે છે; સકલં = આ બધું; હે દેવિ = હે દેવી!; માં (મામ્) = મને; મા = નહિ; જહિ = હણીશ, મારી નાંખીશ. ] .....૪.

સુખ આપનારી તે દેવી સદા વિજય પામે છે. મનુષ્યે દેવીને જ શરણે જવું જોઇએ. દેવીએ પહેલાં દૈત્યોના સમૂહનો નાશ કર્યો હતો. દેવીને કાજે મારું આ શરીર છે. દેવીથી જ આ જગતનો વિસ્તાર છે અને વિવિધ સ્થિતિ પણ છે. આખું જગત દેવીનું દાસ છે. દોરડામાં સાપની માફક દેવીમાં આ બધું ભાસે છે. હે દેવી! તું મને હણીશ નહિ! .....૪.

[ રવિ: = સૂર્ય; એવ = જ; હરી (હરિ: + રવિમ્ = હરિર્ + રવિમ્ = હરી રવિમ્ ) = હરિ, વિષ્ણુ; રવિમ્ = રવિને, સૂર્યને; એવ = જ; નમેદ્ = નમસ્કાર કરવા જોઈએ; રવિણા = સૂર્યથી, સૂર્ય સાથે; સમિયાત્ = મળી જવું જોઈએ; રવયે = રવિને; અંજલિ: = અંજલિ; આમ્ = ખરેખર; કિમુ = શું; ન = નથી; અસ્તિ = છે, હોવું; રવે: = રવિમાંથી; સકલં = બધું; હિ = જ; રવે: = સૂર્યનું; લયમ્ = લય; એતિ = પામે છે; રવૌ = રવિમાં, સૂર્યમાં; શમમ્ = શાંતિ; એહિ = આવ; રવે = હે રવિ!. ] .....૫.

રવિ (સૂર્ય) એ જ હરિ છે, રવિને જ નમસ્કાર કરવા જોઇએ. રવિ સાથે મળી જવું જોઇએ. ખરેખર રવિને અંજલિ (અર્પું છું.) રવિમાંથી શું નથી (થતું)? બધું જ રવિનું છે. રવિમાં જ લય પામે છે અને શાંતિ (સ્થિતિ) પામે છે. હે રવિ! તું (અમારા તરફ) આવ. ....૫.

[ પંચમાશ્રિત = મોટેથી પંચમ સ્વરે; પાઠાત્ = પાઠ કરવાથી; હિ = ખરેખર; દેવતાપંચકમ્ = દેવતા પંચકનો; તુ = પાદપૂરક શબ્દ; ઇદં = આ; વિભક્ત્યન્તર = જુદી જુદી વિભક્તિઓના; રંગત્વાત્ = ચમત્કારને લીધે; સ્વાત્મ = પોતાના આત્માના; રંગ = આનંદ; એકતાં = એકતા; વ્રજેત્ = પામશે. ] ..... ૬.

મોટેથી પંચમ સ્વરે આ દેવતાપંચકનો પાઠ કરવાથી જુદી જુદી વિભક્તિઓના ચમત્કારને લીધે મનુષ્ય પોતાના આત્માના આનંદની સાથે એકતા પામશે. .....૬.

## ૪. અથ પ્રાતઃસ્મરણમ્ ।

પ્રાતર્નમામિ ભગવન્તમનન્તમાદ્યં
સચ્ચિત્સુખાત્મકશિરસ્ત્રિતયં દધાનમ્ ।
ઐશ્વર્યવીર્યયશઆદિભુજૈર્લસન્તં
તં દેવમત્રિવરદં નતદત્તસર્વમ્ .....॥૧॥

સર્વાત્મકં સકલવંદિતપાદપીઠં
ભક્તાનુરૂપધૃતરૂપમનેકમેકમ્ ।
શાન્તં સદેકનિલયં નિલયાદિહીનં
તં વ્રાત્યવાતરશનં રસનાતિગં કમ્ .....॥૨॥

યસ્મિન્નિદં જગદશેષમનુપ્રવિષ્ટં
વસ્ત્રે ગુણા ઇવ ગુણાતિગમપ્રમેયમ્ ।
વેદશ્વભિઃ પ્રતિદિનં બહુ શોભમાનં
ભૂતૈઃ સ્મશાનકુહરે તમતકર્યલીલમ્ .....॥૩॥

માયાપતિં પતિવિહીનનિરસ્તમાયં
યં યોગિભોગિજટિમુણ્ડિન આસ્તુવન્તિ ।
નેતીતિ વેદનિવહાઃ ખલુ યત્ર મૂકાઃ
કોઽહં સ્તવે નુ ભગવન્ પ્રણતોઽસ્મ્યતો હિ .....॥૪॥

रंगेण विहितं स्तोत्रं चतु:श्लोकसमन्वितम् ।
यः पठेत्प्रातरुत्थाय तस्याहः सुखदं भवेत् ...।।५।।

ઇતિ શ્રીદત્તપાદારવિન્દમિલિન્દબ્રહ્મચારિપાણ્ડુરંગ (રઙ્ગ અવધૂત) મહારાજવિરચિતં દત્તપ્રાત:સ્મરણં સમ્પૂર્ણમ્ ।

❀

## શબ્દાર્થ

[ પ્રાત: = પ્રાત:કાળે, સવારે; નમામિ = નમું છું, પ્રણામ કરું છું; ભગવન્તમ્= ભગવાનને; અનંતમ્ = જેનો અંત નથી, જેનો નાશ થતો નથી; આદ્યં = સર્વના મૂળ સ્વરૂપ; સચ્ચિત્સુખાત્મક = સત્ , ચિત્ અને આનંદરૂપી; શિરસ્ત્રિતયં = ત્રણ મસ્તકને; દધાનમ્ = ધારણ કરનાર; ઐશ્વર્યવીર્યયશઆદિ = ઐશ્વર્ય, વીર્ય, યશ વગેરે (ભગવાનમાં છ ભગ- ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્ય હોય છે.); ભુજૈ:= ભુજાઓથી, હાથથી; લસન્તં = શોભતા; તં = તે; દેવમ્ = દેવને; અત્રિવરદં = અત્રિમુનિને વરદાન આપનાર; નત = નમન કરનાર, ભક્તજન; દત્તસર્વમ્ = સર્વસ્વ અર્પણ કરનાર. ] .....૧.

## અર્થ

સત્, ચિત્ અને આનંદરૂપી ત્રણ મસ્તકને ધારણ કરનાર, ઐશ્વર્ય, વીર્ય, યશ (શ્રી, જ્ઞાન અને વૈરાગ્ય) વગેરે છ ભુજાઓથી શોભનાર, ભક્તને કાજે સર્વસ્વ અર્પણ કરનાર, અત્રિમુનિને વરદાન આપનાર, જેનો કદી નાશ નથી અને જે સર્વના મૂળસ્વરૂપ છે એવા ભગવાન દત્તાત્રેયને (હું) પ્રાત:કાળે (સાધનાના પ્રારંભકાળે) પ્રણામ કરું છું. .....૧.

[ સર્વાત્મકં = સર્વના (પ્રાણીમાત્રના) આત્મસ્વરૂપ; સકલવન્દિતપાદપીઠં= જેના ચરણકમળમાં સૌ કોઇ વંદન કરે છે; ભક્તાનુરૂપ = ભક્તોની ભાવનાને અનુરૂપ; ધૃતરૂપમ્ = રૂપ ધારણ કરે છે; અનેકમ્ = અનેક; એકમ્ = એક (હોવા છતાં); શાન્તં = શાંત; સત્ = સત્ય; એક નિલયં = એક માત્ર રહેવાનું સ્થાન છે, એક માત્ર નિવાસસ્થાન છે; નિલયાદિહીનં = નિવાસસ્થાન વગેરેનું બંધન નથી તે; તં = તે; વ્રાત્ય = જેના પર સંસ્કાર વગેરે જરૂરી નથી તેવા; વાત: = વાયુ, પવન; અશનં = ભોજન; રસનાતિગં = વાણીથી પર, જેનું વર્ણન વૈખરી વાણી કરી શકતી નથી; કં = બ્રહ્મસ્વરૂપ. ] .....૨.

જેના ચરણકમળમાં સૌ કોઈ વંદન કરે છે, જે ભક્તોની ભાવનાને અનુરૂપ (જુદા જુદા) શરીરો ધારણ કરે છે, (અને તેથી) જે એક હોવા છતાં અનેક ભાસે છે, જેને કોઈ એક નિવાસસ્થાનનું બંધન નથી અને છતાં જેનું એકમાત્ર નિવાસસ્થાન સત્ય છે, જે શાંત છે, જેનું વર્ણન વૈખરી વાણી કરી શકતી નથી, જે મૂળ બ્રહ્મસ્વરૂપ હોવાથી જેના સંસ્કારાદિ નથી, એવા પ્રાણીમાત્રના આત્મસ્વરૂપ તેને (દત્ત દિગંબર ભગવાનને) (હું પ્રાતઃકાળે પ્રણામ કરું છું). ....૨.

[ યસ્મિન્ = જેમાં; ઈદં = આ; જગદશેષમ્ = સમગ્ર (અશેષમ્) જગત; અનુપ્રવિષ્ટં = સમાયેલું છે, દાખલ થયેલું છે; વસ્ત્રે = વસ્ત્રમાં; ગુણાઃ = તાંતણા; ઈવ = જેમ, પેઠે; ગુણાતિગમ્ = ગુણોથી પર (સત્ત્વ, રજસ્ અને તમસ્ ત્રણે ગુણોથી પર); અપ્રમેયમ્ = જેનું માપ કાઢી શકાતું નથી; વેદશ્વભિઃ = વેદરૂપી કૂતરાં સાથે; પ્રતિદિનં = રોજે રોજ; બહુ શોભમાનં = બહુ શોભાવાળા છે; ભૂતૈઃ = ભૂતો (સંકલ્પરૂપી) સાથે; સ્મશાન = સ્મશાન; કુહરે = ગુફામાં; તમ્ = તે; અતકર્ય = તર્ક (કલ્પના) ન કરી શકાય એવી; લીલમ્ = લીલા. ] .....૩.

વસ્ત્રમાં તાંતણાની પેઠે આ સમસ્ત જગત જેમાં સમાઈ રહેલું છે, જે સત્ત્વ, રજસ્ અને તમસ્ એવા ત્રણે ગુણોથી પર છે, જેનું કોઈ રીતે માપ કાઢી શકાતું નથી, જે વેદરૂપી કૂતરાં (શ્વભિઃ) સાથે અને (સંકલ્પોરૂપી) ભૂતો સાથે સ્મશાનમાં પ્રતિદિન અનેક રીતે ક્રીડા કરે છે, જેની લીલાની કલ્પના પણ આવવી મુશ્કેલ છે, એવા તે (દત્તાત્રેય ભગવાન)ને (પ્રાતઃકાળે-સાધનાના પ્રારંભ કાળમાં પ્રણામ કરું છું). .....૩.

[ માયાપતિં = માયાના પતિ; પતિવિહીન = પતિ (નિયંત્રણ કરનાર) વગરના; નિરસ્તમાયં = માયાનું આવરણ દૂર કરનાર; યં = જેને; યોગિ = યોગી; ભોગિ = ભોગી; જટિ = જટાવાળો; મુણ્ડિનઃ = સંન્યાસી; આસ્તુવન્તિ = સર્વતઃ સ્તુતિ કરે છે; નેતીતિ (ન + ઈતિ + ઈતિ) = આ નહિ, આ નહિ; વેદનિવહા = વેદોનો સમૂહ, અનંત વેદો; ખલુ = ખરેખર; યત્ર = જ્યાં; મૂકાઃ = મૂગા; કોઽહં = હું કોણ?; સ્તવે = સ્તવન કરું; નુ = ખરેખર; ભગવન્ = હે ભગવાન; પ્રણતઃ = નમસ્કાર; અસ્મિ = છું; અતઃ = આથી; હિ = ખરેખર. ] .....૪.

જે પોતે માયાનો પતિ છે, પણ જેનો પોતાનો કોઈ પતિ (નિયંત્રણ કરનાર) નથી, (અનન્ય આશ્રિત ભક્તજનોની) જે માયાનું આવરણ દૂર કરે છે, અનંત વેદો નેતિ નેતિ- આ નહિ (ન+ઈતિ)

એમ પુકારીને જ્યાં મૂગા થઈ જાય છે ત્યાં હે ભગવાન્! સ્તુતિ કરવાનું મારું તે શું ગજું? તેથી હું તો ખરેખર (તારા પગ આગળ લાંબો થઈને) નમસ્કાર કરું છું. .....૪.

[ રઙ્ગેણ = રંગ દ્વારા; વિહિતં = રચાયેલું; સ્તોત્રં = સ્તોત્ર; ચતુ: = ચાર; શ્લોકસમન્વિતમ્ = શ્લોકવાળું; ય: = જે; પઠેત્ = પાઠ કરશે; પ્રાત: = સવારે; ઉત્થાય = ઊઠીને (તમસ્ આદિ ખંખેરી નાંખીને); તસ્ય = તેનો; અહ: = દિવસ; સુખદં = સુખદાયી; ભવેત્ = બનશે. ] .....૪.

રંગવિરચિત આ ચાર શ્લોકના સ્તોત્રનો જે કોઈ પ્રાત:કાળે ઊઠીને (તમસ્ આદિ ખંખેરી નાંખીને) પાઠ કરશે તેનો દિવસ સુખમાં જશે (દિવસમાં આનંદે આનંદ રેલાશે). .....૫.

## ૫. દત્તશરણાષ્ટકમ્ । (રાગ: આહિરભૈરવ)

ત્યજ સંસારં ભજ રે સારં સર્વાધારં શ્રીદત્તમ્ ।
કરુણાપારં દીનાધારં વારંવારં મૂઢમતે ।।૧।।

મા ભજ મા ભજ મિથ્યાવાણીં દત્તવિયોગો મા ભૂત્તે ।
સૂતે વૈરં છિન્તે તત્ત્વં મા કુરુ વાદં મૂઢમતે ।।૨।।

ત્યજ પરનિન્દાં મિથ્યારૂપાં સદ્રૂપં ભજ શ્રીદત્તમ્ ।
રૂપાતીતં રૂપમરૂપં રૂપવિરૂપં મૂઢમતે ।।૩।।

ધનજનજાયાસુતપરિવારં મા સ્વજ[1] ત્યક્ત્વા શ્રીદત્તમ્ ।
નેદં પ્રાણિન્સાકં[2] યાતિ નષ્ટે દેહે મૂઢમતે ।।૪।।

જડવલ્લોકે ભ્રમ રે પ્રાણિન્ ભાવસ્વરૂપં શ્રીદત્તમ્ ।
ધ્યાયન્નિત્યં માયાતીતં ચિત્સુખરૂપં મૂઢમતે ।।૫।।

લોકોઽયં બ્રૂતે પુરુ કામં મા શ્રૌષીસ્ત્વં શ્રીદત્તમ્ ।
હિત્વા ચાન્યત્સર્વમસારં હ્યાર્તં શૃણુ રે મૂઢમતે ।।૬।।

૧. આસક્તિ ના રાખીશ. ૨. સાથે.

[1]આચાનાચૌ માનામાનૌ દત્તપદે ત્યજ સારતરૌ ।
પાદૌ હિત્વા મા વ્રજ પઙ્કૌ ક્વ ત્વં ગન્તા મૂઢમતે ॥૭॥
[2]કીશશિશુર્ભજતે ચામ્બાં યદ્ધીશં દત્તં ભજ સારમ્ ।
અન્યત્સર્વં કર્તાઽસૌ તે મા ભૈષીસ્ત્વં મૂઢમતે ॥૮॥
યો બ્રૂતે શરણાષ્ટકમેતચ્છરણં ગત્વા શ્રીદત્તમ્ ।
યોગક્ષેમં તસ્યાદત્તે નો શઙ્કા કિલ રઙ્ગ-મતે[3]॥૯॥

ઇતિ શ્રીદત્તપાદારવિન્દમિલિન્દ બ્રહ્મચારિપાડુરંગ (રંગ અવધૂત) મહારાજવિરચિતં દત્તશરણાષ્ટકં સમ્પૂર્ણમ્ ।

❀

## શબ્દાર્થ

[ ત્યજ = છોડ, ત્યજ; સંસારં = સંસારને; ભજ રે = ભજ; સારં = સારરૂપ, સારભૂત; સર્વાધારં = સર્વના આધારરૂપ; શ્રીદત્તમ્ = શ્રીદત્તને; કરુણાપારં = અપાર કરુણાવાળા, કરુણાસાગર; દીનાધારં = ગરીબોના આધાર; વારંવારં = વારંવાર; મૂઢમતે = હે મૂઢમતિવાળા, હે મૂર્ખ!. ] .....૧.

## અર્થ

હે મૂર્ખ, સંસારને છોડ. સર્વના સારભૂત, સર્વના આધાર, કરુણાના સાગર, દીનોના આધાર એવા દત્તને (તું) વારંવાર ભજ. .....૧.

[ મા = નહિ; ભજ = સેવન કરવું; મિથ્યાવાણીં = મિથ્યા વાણીનું; દત્તવિયોગ: = દત્તનો વિયોગ; મા = નહિ; ભૂત્ = થાઓ; તે = તને; સૂતે = જન્મે છે; વૈરં = વેર; છિન્તે = છેદ ઉડાવે છે; તત્ત્વં = તત્ત્વનો; મા = નહિ; કુરુ = કરીશ; વાદં = વાદ, વાદ-વિવાદ; મૂઢમતે = મૂર્ખ. ] .....૨.

મિથ્યા વાણીનું તું ક્યારેય સેવન કરીશ નહિ; તને દત્તનો વિયોગ ન થઓ! વેર જન્માવે છે અને તત્ત્વનો છેદ ઉડાવે છે તેથી હે મૂર્ખ! તું વાદવિવાદ કરીશ નહિ. .....૨.

---

૧. લાભાલાભ.૨. નગ્ન-ભૂખ્યો બાળક. ૩. જેની બુદ્ધિ સંસારમય છે તે.

[ ત્યજ = છોડ, છોડી દે; પરનિન્દાં = બીજાની નિંદા કરવાનું; મિથ્યારૂપાં = મિથ્યાસ્વરૂપ; સદ્રૂપં = સત્ સ્વરૂપ; ભજ = ભજી લે, ભજન કર; શ્રીદત્તમ્ = શ્રીદત્તને, શ્રીદત્તનું; રૂપાતીતં = રૂપથી પર; રૂપમ્ = રૂપવાળા; અરૂપં = રૂપ વગરના, અરૂપ; રૂપવિરૂપં = સર્વરૂપોમાં વિશેષરૂપે (વિરૂપં) રહેલા; મૂઢમતે = મૂર્ખ, હે મૂઢમતિવાળા. ] .....૩.

**મિથ્યાસ્વરૂપ પરનિન્દાને છોડ અને સત્સ્વરૂપ શ્રીદત્તનું ભજન કર. હે મૂર્ખ, તે રૂપથી અતીત, રૂપવાળા, અરૂપી અને સર્વરૂપોમાં વિશેષરૂપે રહેલા સદ્રૂપ શ્રીદત્તનું તું ભજન કર. .....૩.**

[ ધન = પૈસો, ધન; જન = માણસ-સગાં; જાયા = પત્ની; સુત = પુત્ર; પરિવારં = પરિવાર, કુટુંબ; મા = નહિ; સ્વજ = આસક્તિ રાખવી; ત્યક્ત્વા = છોડીને; શ્રીદત્તમ્ = શ્રીદત્તને; ન = નહિ; ઈદં = આ; પ્રાણિન્ = હે પ્રાણી; સાકં = સાથે; યાતિ = આવે છે, આવનાર છે; નષ્ટે = નાશ થતાં; દેહે = દેહનો, શરીરનો; મૂઢમતે = મૂર્ખ. ] .....૪.

**શ્રીદત્તને છોડીને ધન,જન,પત્ની, સુત અને પરિવારમાં આસક્તિ ન રાખીશ. હે મૂર્ખ પ્રાણી! દેહનો નાશ થતાં એ કોઇ સાથે આવનાર નથી. .....૪.**

[ જડવત્= જડની જેમ; લોકે = જગતમાં; ભ્રમ = ફર, ભમ; રે પ્રાણિન્ = હે પ્રાણી!; ભાવસ્વરૂપં = ભાવસ્વરૂપ; શ્રીદત્તમ્ = શ્રીદત્તને; ધ્યાયન્ = ધ્યાન ધરતો, ધ્યાન કરતો; નિત્યં = હંમેશાં; માયાતીતં = માયાથી પર; ચિત્સુખરૂપં = ચિત્ અને સુખ (આનંદ) સ્વરૂપ; મૂઢમતે = હે મૂર્ખ!. ] .....૫.

**હે મૂર્ખ પ્રાણી! ભાવસ્વરૂપ, માયાતીત અને ચિત્ તથા સુખસ્વરૂપ ભગવાન દત્તાત્રેયનું હંમેશાં ધ્યાન કરતો તું આ જગતમાં જડવત્ થઇ વિચર. .....૫.**

[ લોકઃ = લોક, લોકો; અયં = આ; બ્રૂતે = બોલે છે, બબડે છે; પુરુ = ખૂબ; કામં = ઇચ્છા મુજબ, યથેચ્છ; મા = નહિ; શ્રોષીઃ = સાંભળીશ; ત્વં = તું; શ્રીદત્તમ્= શ્રીદત્તને; હિત્વા = છોડીને; ચ = અને; અન્યત્ = બીજું; સર્વમ્ = બધું; અસારં = અસાર; હિ = ખરેખર; આર્તં = દુઃખદાયી, નશ્વર; શૃણુ = સાંભળ; રે મૂઢમતે = હે મૂર્ખ! ] .....૬.

**લોકો ખૂબ અને ઇચ્છા મુજબ બબડે છે પણ તેનું તું સાંભળીશ નહિ; હે મૂર્ખ, તું આ સાંભળ (કે) શ્રીદત્તને છોડીને બીજું બધું અસાર છે, દુઃખદાયી અને નશ્વર છે. .....૬.**

[ આયાનાયૌ = લાભાલાભ (લાભ અને અલાભ); માનામાનૌ = માન અને અપમાન; દત્તપદે = દત્તના ચરણોમાં; ત્યજ = મૂકી દે, છોડી દે; સારતરૌ = કલ્પવૃક્ષ સમાન; પાદૌ = બે ચરણ, બે પગ; હિત્વા = છોડીને; મા = નહિ; વ્રજ = જઈશ; પઙ્ગો= હે પંગુ!; કવ = ક્યાં; ત્વં = તું; ગન્તા = જઈશ; મૂઢમતે = મૂર્ખ!. ] .....૭.

લાભ-અલાભ અને માન-અપમાન, કલ્પવૃક્ષ સમાન દત્તના ચરણોમાં મૂકી દે. એ ચરણો છોડીને તું ક્યાંય જઈશ નહિ. હે મૂર્ખ પંગુ! તું (તે છોડીને) ક્યાં જઈશ? .....૭.

[ કીશ = નાગું અને ભૂખ્યું; શિશુ: = બાળક; ભજતે = ભજે છે; ચ = અને; અમ્બાં = 'મા'ને; યત્ = જે; શ્રીશં = લક્ષ્મી (શ્રી)ના પતિ (ઈશં)ને; દત્તં = દત્તને; ભજ = ભજ, ભજન કર; સારમ્ = સારરૂપ; અન્યત્ = બીજું; સર્વં = બધું; કર્તા = કરનાર; અસૌ = એ; તે (તવ) = તારું; મા = નહિ; ભૈષી = ગભરાઈશ; ત્વં = તું; મૂઢમતે = હે મૂર્ખ. ] .....૮.

નાગું ભૂખ્યું બાળક 'મા'ને ભજે છે. લક્ષ્મીના પતિ અને શ્રેષ્ઠ દત્તને ભજ. તારું બધું એ કરશે. હે મૂર્ખ, તું ગભરાઈશ નહિ. .....૮.

[ ય:= જે; બ્રૂતે = બોલે છે; શરણાષ્ટકમ્ = શરણાષ્ટકને; એતત્ = આ; શરણં = શરણે; ગત્વા = જઈને; શ્રીદત્તમ્ = શ્રીદત્તને; યોગક્ષેમં = યોગ અને ક્ષેમની જવાબદારી; તસ્ય = તેની; આદત્તે = લે છે; ન: = નહિ; શંકા = શંકા; કિલ = ખરેખર; રંગમતે = હે સંસારમાં ખૂંપેલી બુદ્ધિવાળા!, રંગના મનમાં. ] .....૯.

આ શરણાષ્ટકને, જે દત્તને શરણે જઈને બોલે છે તેના યોગક્ષેમની જવાબદારી તે લે છે. રંગના મનમાં કોઈ જાતની શંકા નથી (અથવા હે સંસારમાં ખૂંપેલી બુદ્ધિવાળા! એમાં) કોઈ શંકા નથી. ...૯.

# ૬. અથ સાયંસ્મરણમ્ ।

સાયં સ્મરામિ સ્મરણાતિગમાત્મદેવ-
માનંદસાગરમપારમનન્તવીર્યમ્ ।
વાઙ્માનસાતિગગુરું વિષયાતિદૂરં
વાક્શક્તિદં શમવતાં શરણં વરેણ્યમ્ ॥૧॥

યો નિર્ગુણોઽપિ વિમલોઽપિ નિરીહ આત્મા
ભક્તાનુકંપનધિયા સગુણો બભૂવ ।
તં યોગિરાજમવધૂતદિગંબરાખ્યં
દત્તાહ્વયં સતતમાત્મનિ સંસ્મરામિ ॥૨॥

અધ્યસ્તમેતદખિલં જગદેવ યસ્મિં-
શ્ચિત્રં પટે જલનિધાવિવ વીચયશ્ચ ।
સર્પિર્યથા પયસિ દારુણિ વહ્નિરેવ
ગૂઢશ્ચરાચરચયે નિપુણૈ: સુલક્ષ્ય: ॥૩॥

એકો બભૂવ ભજતામભિલાષસિદ્ધ્યૈ-
યોઽનેકરૂપ ઈનચંદ્રગણેશબ્રહ્મ- ।
વિષ્ણ્વીશશક્તિપ્રમુખૈરિહ ભૂરિરૂપૈ-
સ્તં જ્યોતિષાં પ્રવર જ્યોતિરહં નમામિ ॥૪॥

ગાયન્તિ ભક્તનિવહા ગલદશ્રુ સાયં
ધ્યાનેન નિશ્ચલદૃશા હ્યવલોકયન્તિ ।
તં ધૂલીધૂસરતનું ધૃતભક્તભારં
ભાસ્વન્તમાત્મનિ સદા સતતં નતોઽસ્મિ ॥૫॥

માઽઽલસ્યમાતનુ સખે ત્વિહ ચિત્ત મૂઢ
ત્વં ચિન્તયાત્રિતનુજં તરણે મતિશ્ચેત્ ।
પ્રાણપ્રયાણસમયે શરણં સ એવ
નાન્યે ચ કે હ્યુદિતસૂર્યપ્રપૂજકાસ્તે ॥૬॥

શ્લોકષટ્કમિદં પુણ્યં રચિતં **રંગ**પાંડુના ।
યઃ પઠેદ્ ભક્તિતઃ સાયં તસ્ય દોષા[1] સુખાવહા ॥૭॥

❀

## શબ્દાર્થ

[ સાયં = સાયંકાલે, સંધ્યાકાળે; સ્મરામિ = યાદ કરું છું, ચિંતન કરું છું; સ્મરણાતિગમ્ = સ્મરણથી પર, ચિંતન કરવા છતાં ખ્યાલ ન આવે એવું; આત્મદેવમ્ = આત્મસ્વરૂપે પ્રકાશનાર; આનન્દસાગરમ્ = આનંદના સાગર સ્વરૂપ; અપારમ્ = અપાર, પાર ન પામી શકાય એવા; અનન્તવીર્યમ્ = અનંત શક્તિવાળા; વાઙ્માનસાતિગ = વાણી અને મનથી પર, વાણી અને મન જેને પહોંચી શકતા નથી એવા; ગુરું = ગુરુ, દત્તપ્રભુ; વિષયાતિદૂરં = વિષયથી અતિ દૂર; વાક્શક્તિદં = વાક્શક્તિ આપનાર; શમવતાં = મનોનિગ્રહ કરનારાઓનું; શરણં = શરણ; વરેણ્યં = શ્રેષ્ઠ. ] .....૧.

## અર્થ

મન કેટલુંય ચિંતન કરે છે છતાં જેનો પૂરેપૂરો ખ્યાલ આવી શકતો નથી, જેનો કોઇ પાર પામી શકતું નથી અને જેની શક્તિનો તાગ કે છેડો નથી, એવા આનંદના સાગરસ્વરૂપ, વાણી અને મન જેને પહોંચી શકતા નથી, જે વાક્શક્તિ આપે છે અને મનોનિગ્રહ કરનારા પુરુષનું જે શ્રેષ્ઠ અવલંબન છે, એવા પ્રાણીમાત્રના આત્મસ્વરૂપે પ્રકાશનાર અને તેમનો અજ્ઞાનરૂપી અંધકાર દૂર કરનાર દત્તપ્રભુનું હું સાયંકાળે ચિંતન કરું છું. .....૧.

[ યઃ = જે; નિર્ગુણઃ = નિર્ગુણ છે; અપિ = છતાં પણ; વિમલઃ = મળ વગરના, નિર્મળ; અપિ = પણ; નિરીહ = ઇચ્છા વગરના; આત્મા = પરમાત્મા; ભક્તાનુકમ્પનધિયા = ભક્ત ઉપર અનુગ્રહ કરવા માટે જ; સગુણઃ = સગુણ (સ્વરૂપે); બભૂવ = પ્રગટ્યો, થયો; તં = તે; યોગિરાજમ્ = યોગિરાજને; અવધૂતદિગંબરાખ્યં = અવધૂત દિગંબર નામથી (આખ્યં); દત્તાહ્વયં = દત્ત તરીકે ઓળખાતા (આહ્વયં); સતતમ્ = સતત, હંમેશાં; આત્મનિ = અંતઃકરણમાં; સંસ્મરામિ = સ્મરણ કરું છું, યાદ કરું છું. ] .....૨.

---

૧. રાત્રિ.

જે પરમાત્મા નિર્ગુણ છે, નિર્મળ છે, જેને કોઈ પણ જાતની ઈચ્છા નથી (અને) છતાં કેવળ ભક્તો ઉપર અનુગ્રહ કરવા માટે જ સગુણ સ્વરૂપે પ્રગટ થાય છે એવા અવધૂત દિગંબર દત્ત નામથી ઓળખાતા યોગિરાજને મારા અંતઃકરણમાં હું સતત યાદ કરું છું. .....૨.

[ અધ્યસ્તમ્ = આરોપિત, ભાસમાત્ર; એતદ્ = આ; અખિલં = અખિલ; જગદેવ = જગત માત્ર; યસ્મિન્ = જેમાં; ચિત્રં = ચિત્ર; પટે = કપડા ઉપર; જલનિધૌ = સમુદ્રમાં; ઈવ = જેમ; વીચય: = મોજાં; ચ = અને; સર્પિ: = ઘી; યથા= જેમ; પયસિ = દૂધમાં; દારુણી = લાકડામાં; વહ્નિ = અગ્નિ; એવ = માફક, તે રીતે; ગૂઢ: = ગૂઢ, ગહન; ચરાચરચયે = ચેતન (ચર) અને જડ (અચર)ના સમૂહમાં (ચયે); નિપૂણૈ: = સૂક્ષ્મ દષ્ટિવાળાઓથી, નિપુણતા ધરાવનારાઓથી; સુલક્ષ્ય: = સારી રીતે જોઈ શકાય છે. ] .....૩.

જેવી રીતે કપડાં ઉપર ચિત્ર, સમુદ્રમાં મોજાં, દૂધમાં ઘી અને લાકડામાં અગ્નિ રહેલો છે, તેવી જ રીતે આ આખું જગત જેની અંદર આમ બાહ્ય દષ્ટિએ ગૂઢ હોવા છતાં (રહેલું છે અને) સૂક્ષ્મ દષ્ટિવાળાઓ જેને સારી રીતે જોઈ શકે છે તેનું હું સતત ચિંતન કરું છું. .....૩.

[ એક: = એક (હોવા છતાં); બભૂવ = થયો, પ્રગટ્યો; ભજતામ્ = ભજનારની; અભિલાષસિદ્ધ્યૈ: = અભિલાષા પૂરી કરવા માટે; ય: = જે; અનેકરૂપ = અનેકરૂપ; ઈન = સૂર્ય; ચન્દ્ર = ચંદ્ર; ગણેશ = ગણપતિ; બ્રહ્મ = બ્રહ્મા; વિષ્ણુ = વિષ્ણુ; ઈશ = શંકર; શક્તિ: = શક્તિ; પ્રમુખૈ: = વગેરે વગેરે (મુખ્યોથી); ઈહ = અહીં; ભૂરિરૂપૈ: = અનેક રૂપે; તં = તે; જ્યોતિષાં = પ્રકાશનારને; પ્રવરજ્યોતિ: = શ્રેષ્ઠ જ્યોતિસ્વરૂપ; અહં = હું; નમામિ = નમન કરું છું. ] .....૪.

જે એક હોવા છતાં (તે તે સ્વરૂપ) ભજનારની ઈચ્છા પૂરી કરવા માટે સૂર્ય, ચંદ્ર, ગણપતિ, બ્રહ્મા, વિષ્ણુ, મહાદેવ, શક્તિ, વગેરે વગેરે, (મુખ્યોથી) અનેકરૂપે થયો, તે અગ્નિ-સૂર્યાદિ પ્રકાશોને પણ પ્રકાશ આપનાર શ્રેષ્ઠ જ્યોતિસ્વરૂપને હું નમન કરું છું. .....૪.

[ ગાયન્તિ = ગાય છે; ભક્તનિવહા = ભક્તોનો સમૂહ; ગલદશ્રુ = આંસુ સારતાં, ભાવભીની આંખે; સાયં = સાયંકાળે; ધ્યાનેન = ધ્યાનથી; નિશ્ચલદશા = સ્થિર દષ્ટિથી; હિ = ખરેખર; અવલોકયન્તિ = જુએ છે; તં = તે; ધૂલિ = ધૂળ; ધૂસર = ખરડાયલું; તનું = શરીરને; ધૃતભક્તભારં = ભક્તોનો ભાર વહન કરનારને (સઘળી ચિંતા વહન કરનારને); ભાસ્વન્તમ્ = પ્રકાશમાન; આત્મનિ = અંતઃકરણમાં; સદા = હંમેશાં; સતતં = સતત; નત: = નમેલો, ઢળી પડેલો; અસ્મિ = છું. ] ...૫.

ભાવભીની આંખે ભક્તજનો જેનું સાયંકાળે ગાન કરે છે, અને સ્થિરદષ્ટિથી ધ્યાન ધરે છે, એ ભક્તોની સર્વ ચિંતા વહન કરનાર, ધૂળથી અલંકૃત શરીરવાળા (ધૂળથી ખરડાયેલા શરીરવાળા), પ્રાણીમાત્રના અંતઃકરણમાં પ્રકાશમાન પરમાત્મસ્વરૂપ આગળ હું હંમેશાં ઢળી પડું છું. .....૫.

[ મા = નહિ; આલસ્યમ્ = આળસ; આતનુ = વિસ્તાર કર; સખે = હે મિત્ર; તુ = તો; ઇહ = અહીં; ચિત્તમૂઢ = હે મૂઢ ચિત્ત; ત્વં = તું; ચિન્તય = ચિંતન કર; અત્રિતનુજં = અત્રિના પુત્ર, દત્ત; તરણે = તરવા માટે; મતિઃ = બુદ્ધિ; ચેત્ = જો; પ્રાણપ્રયાણસમયે = પ્રાણ જવાના સમયે; શરણં = શરણ; સઃ = તે; એવ = જ; નાન્યે = બીજો નહિ (ન + અન્યે); ચ = અને; કે = કોણ; હિ = કારણ કે; ઉદિતસૂર્યે= ઊગતા સૂર્યને; પ્રપૂજકાઃ = પૂજનારાઓ; તે = તેઓ. ] .....૬.

હે મિત્ર, મૂઢ ચિત્ત! જો તારે (ભવસાગરમાંથી) પાર ઉતરવું જ હોય તો તું આ કામમાં આળસ તો કરીશ જ નહિ. અત્રિનંદન ભગવાન દત્તનું ચિંતન કર, કારણ કે પ્રાણ જવાના સમયે એ એક જ તારો આશરો છે. ઊગતા સૂર્યને પૂજનારા બીજા કોઈ તે વખતે કામ નહીં લાગે. .....૬.

[ શ્લોકષટ્કમ્ = છ શ્લોકનો; ઈદં = આ; પુણ્યં = પવિત્ર, પુણ્યદાયી; રચિતં રઙ્ગપાણ્ડુના = પાંડુરંગ (મહારાજ) દ્વારા રચિત; યઃ = જે; પઠેત્ = પાઠ કરશે; ભક્તિતઃ = ભક્તિથી; સાયં = સાયંકાળે; તસ્ય = તેની; દોષાઃ = રાત્રી; સુખાવહા = સુખમાં પસાર કરશે, સુખાળી થશે. ] .....૭.

શ્રી પાંડુરંગ મહારાજ વિરચિત આ પવિત્ર છ શ્લોકનો જે સાયંકાળે (સંકટસમયે) પાઠ કરશે તેની રાત્રી સુખમાં પસાર થશે. .....૭.

# ૭. ભુક્તિમુક્તિપ્રદસ્તોત્રમ્ ।

(રાગ: શિવરંજની આસપાસ) (રાગ: લિલાશ્રી)

**સ**ચ્ચિત્સુખૈકરૂપાય **ભ**વરોગનિકર્તિને ।
શં નો મિત્રેતિ ગીતાય દત્તાત્રેય નમોઽસ્તુ તે ।।૧।।

**ક**ર્માધ્યક્ષાય કાન્તાય **વ**રદાનપ્રદાય ચ ।
કં બ્રહ્મેતિ વિગીતાય દત્તાત્રેય નમોઽસ્તુ તે ।।૨।।

**લ**યવિક્ષેપહારાય **બ**ન્ધભઙ્ગાય ભાસ્વતે ।
લોભદારિદ્ર્યનાશાય દત્તાત્રેય નમોઽસ્તુ તે ।।૩।।

**વિ**શ્વંભરાય વૈદ્યાય **ધ**ર્મસંસ્થાપકાય ચ ।
ભક્તાર્તિત્રાણદીક્ષાય દત્તાત્રેય નમોઽસ્તુ તે ।।૪।।

**ભૂ**તબાધાનિરાસાય **મો**હશોકહરાય ચ ।
ભક્તિપ્રાપ્યાય દિવ્યાય દત્તાત્રેય નમોઽસ્તુ તે ।।૫।।

**તિ**ગ્મતેજ:સ્વરૂપાય **ચ**રાચરનિવાસિને ।
મનોરથૈકકલ્પાય દત્તાત્રેય નમોઽસ્તુ તે ।।૬।।

**દા**નપ્રિયાય દાન્તાય **ના**નારૂપધરાય ચ ।
આધિવ્યાધિહરાયાત્મન્ દત્તાત્રેય નમોઽસ્તુ તે ।।૭।।

**ય**દચ્છાલાભતુષ્ટાય **ય**જ્ઞયાગપ્રિયાય ચ ।
આયુ:પ્રજ્ઞાયશોદાય દત્તાત્રેય નમોઽસ્તુ તે ।।૮।।

***પાં**સુલિપ્તવરાઙ્ગાય ‘**ડુ**કૃઞ્ કરણે’-વિદારિણે ।
**રં**ગતારાય દત્તાય **ગ**દાધર નમોઽસ્તુ તે ।।૯।।

---

* આ સ્તોત્રમાં પ્રત્યેક શ્લોકનો પહેલો અને નવમો અક્ષર વાંચતાં ‘**સકલવિભૂતિદાય ભુક્તિ ભવબન્ધમોચનાય મુક્તિ**’ એવો મંત્ર નીકળે છે. ૯મા શ્લોકમાં ‘**પાંડુરંગ**’ નામ ગ્રથિત થયું છે.

**ભુક્તિમુક્તિ**પ્રદં   સ્તોત્રં   યઃ   પઠેદિદમવ્યયમ્ ।
પ્રત્યહં યતચિત્તાત્મા કં ભુક્ત્વા પરમં વ્રજેત્ ॥૧૦॥

ઇતિ શ્રીદત્તપાદારવિંદમિલિંદબ્રહ્મચારિપાંડુરંગ (રંગ અવધૂત) મહારાજવિરચિતં ભુક્તિમુક્તિપ્રદસ્તોત્રમ્ સંપૂર્ણમ્ ।

❀

## શબ્દાર્થ

[ સચ્ચિત્સુખરૂપાય = સચ્ચિદાનંદસ્વરૂપ; ભવરોગનિકર્તિને = ભવરોગને કાપનાર; 'શં નો મિત્ર' = એક મંત્ર છે; ઈતિ = એમ; ગીતાય = ગવાયેલા, સ્તુતિ કરાયેલા; દત્તાત્રેય = હે દત્તાત્રેય!; નમઃ = નમસ્કાર; અસ્તુ = હજો, હો; તે (તુભ્યમ્) = તમને, તને. ] .....૧.

## અર્થ

સચ્ચિદાનંદ સ્વરૂપ, ભવરોગને કાપનાર, 'શં નો મિત્ર' એ મંત્રથી સ્તુતિ કરાયેલા એવા હે દત્તાત્રેય! તને નમસ્કાર હજો! .....૧.

[ કર્માધ્યક્ષાય = કર્મના અધ્યક્ષ; કાન્તાય = કમનીય, સુંદર; વરદાનપ્રદાય = વરદાન આપનાર; ચ = અને; 'કં બ્રહ્મ' = એવો મંત્ર; વિગીતાય = વિશેષ રીતે (વિ) સ્તુતિ કરાયેલા (ગીતાય); દત્તાત્રેય = હે દત્તાત્રેય!; નમઃ = નમસ્કાર; અસ્તુ = હજો, હો; તે = તને, તમને. ] .....૨.

કર્મના અધ્યક્ષ, કમનીય, વરદાન આપનાર, 'કં-બ્રહ્મ'- એમ વિશેષ રીતે સ્તુતિ કરાએલ એવા હે દત્તાત્રેય! તને નમસ્કાર હજો! .....૨.

[ લયવિક્ષેપહારાય = લય અને વિક્ષેપને દૂર કરનાર; બંધભઞ્જાય = (જન્મમરણના) બંધનને તોડનાર; ભાસ્વતે = તેજસ્વી; લોભદારિદ્ર્યનાશાય = લોભ અને દારિદ્ર્યનો નાશ કરનાર; દત્તાત્રેય નમોઽસ્તુ તે = હે દત્તાત્રેય! તને નમસ્કાર હજો.] .....૩.

લય અને વિક્ષેપને દૂર કરનાર, જન્મ-મરણના બંધનને તોડનાર, તેજસ્વી તેમજ લોભ અને દરિદ્રતાનો નાશ કરનાર એવા હે દત્તાત્રેય! તને નમસ્કાર હજો! .....૩.

[ વિશ્વંભરાય = વિશ્વંભર (વિશ્વનું ભરણ પોષણ કરનાર); વૈદ્યાય = વૈદ્ય; ધર્મસંસ્થાપકાય = ધર્મસંસ્થાપક (સ્થાપક નહિ, સંસ્થાપક); ચ = અને;

ભક્તાર્તિત્રાણદીક્ષાય = ભક્તોનું દુ:ખમાં (આર્તિ) રક્ષણ કરવાના (ત્રાણ) વ્રતવાળા (દીક્ષાય). ] .....૪.

**વિશ્વંભર, વૈદ્ય, ધર્મસંસ્થાપક અને ભક્તોનું દુ:ખમાં રક્ષણ કરવાના વ્રતવાળા એવા હે દત્તાત્રેય! તને નમસ્કાર હજો! .....૪.**

[ ભૂતબાધા = ભૂતાદિની બાધાનું; નિરાસાય = નિરાકરણ કરનાર; મોહશોકહરાય = મોહ અને શોકને હરનાર; ચ = અને; ભક્તિપ્રાપ્યાય = ભક્તિમાત્રથી મેળવવા યોગ્ય; દિવ્યાય = દિવ્ય. ] .....૫.

**ભૂતાદિની બાધાનું નિરાકરણ કરનાર, મોહ-શોકને હરનાર, ભક્તિમાત્રથી મેળવવા યોગ્ય, દિવ્ય એવા હે દત્તાત્રેય! તને નમસ્કાર હજો! .....૫.**

[ તિગ્મતેજસ્વરૂપાય = સૂર્યસ્વરૂપ; ચરાચરનિવાસને = ચેતન (ચર) જડ (અચર)માં વસનાર; મનોરથૈક કલ્પાય = મનોરથો માટે એકમાત્ર કલ્પવૃક્ષ સમાન. ] .....૬.

**સૂર્યરૂપ, ચર-અચરમાં વસનારા, મનોરથો માટે એક માત્ર કલ્પવૃક્ષ સમાન એવા હે દત્તાત્રેય! તને નમસ્કાર હજો! .....૬.**

[ દાનપ્રિયાય = દાન આપવાનું જેને ગમે છે; દાન્તાય = ઈંદ્રિયો ઉપર સંયમ ધરાવનાર; નાનારૂપધરાય = વિવિધ (નાના) રૂપ ધારણ કરનાર; ચ = અને; આધિવ્યાધિહરાય = આધિ-વ્યાધિ હરનાર, નાશ કરનાર; આત્મન્ = હે આત્મસ્વરૂપ.] .....૭.

**દાનપ્રિય, દાન્ત, વિવિધરૂપ ધારણ કરનાર, આધિવ્યાધિ ઉપાધિનો નાશ કરનાર એવા આત્મસ્વરૂપ હે દત્તાત્રેય! તને નમસ્કાર હજો! .....૭.**

[ યદચ્છાલાભતુષ્ટાય = જે મળે તેનાથી સંતોષ પામનાર; યજ્ઞયાગપ્રિયાય = યજ્ઞયાગ જેને પ્રિય છે તે; ચ = અને; આયુપ્રજ્ઞાયશોદાય = આયુષ્ય, બુદ્ધિ અને યશને આપનાર.] .....૮.

**યથાપ્રાપ્ત લાભથી સંતુષ્ટ, યજ્ઞયાગ જેને પ્રિય છે એવા, આયુષ્ય, બુદ્ધિ અને યશ આપનાર એવા હે દત્તાત્રેય! તને નમસ્કાર હજો! ....૮.**

[ પાંસુલિપ્ત = ધૂળથી (પાંસુ) ખરડાયેલા; વરાઙ્ગાય = ઉત્તમ (વર) અંગવાળા; ડુ-કૃગ્ કરણે = કેવળ વ્યાકરણ આદિની ગોખણપટ્ટીને; વિદારિણે = વિદારનાર, કાપનાર; રંકતારાય = રંકજનોને તારનાર; ગદાધર = હે ગદાધર! ] .....૯.

ધૂળથી ખરડાયેલા, ઉત્તમ અંગવાળા, કેવળ વ્યાકરણ આદિની ગોખણપટ્ટીને કાપનાર, રંકજનોને તારનાર એવા હે ગદાધર દત્તાત્રેય! તને નમસ્કાર હજો! .....૯.

[ ભુક્તિમુક્તિપ્રદં = ભુક્તિ અને મુક્તિ આપનાર (પ્રદં); સ્તોત્રં = સ્તોત્ર; ય: = જે; પઠેત્ = પાઠ કરશે; ઇદમ્ = આ; અવ્યયમ્ = અવિનાશી; પ્રત્યહં = દરરોજ; યતચિત્ત = સંયમી (યત) ચિત્તથી; આત્મા = આત્મા; કં = સુખ; ભુક્ત્વા = ભોગવીને; પરમં = પરમ પદ; વ્રજેત્ = જશે, (પામશે). ] .....૧૦.

ભુક્તિ અને મુક્તિ આપનાર આ અવિનાશી સ્તોત્રનો જે સતત રોજ યતચિત્ત (સંયમી ચિત્તે) થઇ પાઠ કરે છે તે સુખ ભોગવીને પરમ પદને પામે છે. .....૧૦.

## ૮. આર્તપ્રાર્થના

દત્તાત્રેય ત્રીશ માત: પરેશ
કારુણ્યાબ્ધે દીનબન્ધો પ્રસીદ ।
પ્રાણેશ ત્વં પ્રાણિનાં પ્રાણદાતા
હર્તા ભર્તા હ્યેક એવ ત્રિલોક ।।૧।।

ક: શક્ત સ્યાત્ત્વદ્ગુણાન્ગાતુમત્ર
માતું માહાત્મ્યં ત્રિલોકે ન કોઽપિ ।
કોઽહં ડિમ્ભો મૂઢવાગ્દુર્બલ: સ્યાં
સ્તોતું મૂકોઽનન્તજિહ્વોઽપિ વેદ: ।।૨।।

નાહં જાને કોઽપરાધ: કૃતો મે
નાયાસિ ત્વં નો દદાસીહ વાચમ્ ।
કષ્ટં [1]ભૂમંસ્ત્વદ્વિના જીવિતં મે
[2]સસ્યસ્યેવ [3]પ્રાવૃડમ્ભો વિનામ્બ ।।૩।।

---

૧. સર્વવ્યાપી પરમાત્મા. ૨. પાક. ૩. વરસાદનું પાણી.

[1]જમ્ભોઽયં ભો: કામરૂપ: પ્રકામં
દીનં બાલં નિર્દયં માં નિહન્તિ ।
હત્વા હ્યેનં સ્વાત્મરાજ્યં પ્રદેહિ
કોઽન્યસ્ત્રીશ ત્વદ્વિનાસ્ય પ્રભુ: સ્યાત્ ।।૪।।
પશ્યૈતં માં ત્વત્પદાબ્જપ્રલીનં
હીનં દીનં [2]ભર્ત્સયન્તિ પ્રવેદા: ।
વેદાતીતં ત્વત્પદં તત્પ્રદર્શ્ય-
ચ્છિન્દ્ધિ દ્વૈતં દુ:ખમૂલં મમૈતત્ ।।૫।।
ભિક્ષુશ્ચાહં દ્વારિ તે ભૈક્ષ્યકામ-
સ્તિષ્ઠામ્યેષોઽજ્ઞાનદારિદ્ર્યદુ:ખી ।
દત્ત્વા ભૈક્ષ્યં જ્ઞાનવિજ્ઞાનસારં
[3]ભર્તસ્ત્ર્યાત્મન્ સાર્થકત્વં પ્રયાહિ ।।૬।।
દીનશ્ચાહં નિન્દિતો લોકસઙ્ઘૈ-
[4]ર્નિ:સ્વો નગ્નો [5]નિસ્ત્રપં ત્વાં પ્રપદ્યે ।
આપન્નાર્તિચ્છેદને દીક્ષિતાત્મન્
યત્કર્તવ્યં તત્કુરુષ્વાશુ[6] દત્ત ।।૭।।
રિક્તો ગચ્છેયં કદાચિત્પૃથિવ્યાં
કા મે હાનિર્હાસ્યમેવાપિ તે સ્યાત્ ।
કો વા દાતા ત્વત્પરોઽન્યો દયાલુ-
ર્દીન: કો વા મત્પરોઽન્યો દયાર્હ: ।।૮।।
શ્રાન્તોઽત્યન્તં તત્ર તત્રાટનેન
ભ્રાન્તોઽટવ્યામાગમાનાં સુખાર્થી ।
ભગ્ન: ખિન્નો મર્તુકામો યદાસં
પ્રાપ્તં દિષ્ટ્યા ધામ તે દેવજુષ્ટમ્ ।।૯।।

૧. જંગલનો રાક્ષસ. ૨. નિંદા કરે છે. ૩. હે ભર્તા! ૪. અકિંચન. ૫. દીન. ૬. શીઘ્ર.

ઈન્દ્રશ્ચાયં દ્વારિ તે કાર્તવીર્યઃ
 પ્રહ્લાદોઽયં પિઙ્ગલો વિષ્ણુશર્મા ।
અન્યેઽપ્યેતે દષ્ટુકામાસ્તથાહં
 પ્રાપ્તાઃ સર્વે નો વિલમ્બોઽત્ર યુક્તઃ ॥૧૦॥
શ્રુત્વેવેદં દીનમાક્રન્દનં સ
 પ્રાદુર્ભૂતઃ શૂલખટ્વાઙ્ગધારી ।
ભિન્દન્ભીમં ભીષણં જન્મશૂલં
 પાયાદ્દેવો મૌનગર્ભોત્રિઽસૂનુઃ ॥૧૧॥
રઙ્ગો રઙ્કઃ પ્રાર્થયન્દીનમેવં
 મુક્તઃ કલેશાન્નૃત્યતીહ પ્રમત્તઃ ।
અન્યેઽપ્યેવં શ્રદ્ધયા સાનુરાગં
 ગાયન્તસ્તે દુઃખમુક્તા ભવન્તિ ॥૧૨॥

ઈતિ શ્રીદત્તપાદારવિન્દમિલિન્દબ્રહ્મચારિપાણ્ડુરંગ (રઙ્ગ અવધૂત) મહારાજવિરચિતા આર્તપ્રાર્થના સમ્પૂર્ણા ।

❀

## શબ્દાર્થ

[ દત્તાત્રેય = હે દત્તાત્રેય!; ત્રીશ = હે ત્રણે લોકના નાથ!; માતઃ = હે માત!; પરેશ = માયાના નિયંતા; કારુણ્યાબ્ધે = હે કરુણાના સાગર (અબ્ધે); દીનબંધો = હે દીનબંધુ!; પ્રસીદ = (મારા પર) દયા કર, પ્રસન્ન થા; પ્રાણેશ = હે પ્રાણનાથ!; ત્વં = તું; પ્રાણિનાં = પ્રાણીઓને; પ્રાણદાતા = પ્રાણ આપનાર; હર્તા = (દુઃખ) હરી લેનાર; ભર્તા = (સર્વનું) પોષણ કરનાર; હિ = જ; એકઃ = એક; એવ = જ; ત્રિલોકે = ત્રણે લોકમાં; ] .....૧.

## અર્થ

હે દત્તાત્રેય! ત્રણે લોકના નાથ, હે માતા, માયાના નિયંતા, કરુણાના સાગર, દીનબંધુ! મારા પર દયા કર. હે પ્રાણનાથ! સર્વ પ્રાણીઓને પ્રાણ આપનાર તું છે અને ત્રણે લોકમાં તું જ એક સર્વનું પોષણ કરનાર છે અને દુઃખનો સંહાર કરનાર પણ તું જ છે. .....૧.

[ કઃ = કોણ; શકતઃ = શક્તિશાળી; સ્યાત્ = છે; ત્વદ્ = તારા; ગુણાન્ = ગુણોને; ગાતુમ્ = ગાવા માટે; અત્ર = આ લોકમાં; માતું = માપ કાઢવા માટે; માહાત્મ્યં = માહાત્મ્યનું; ત્રિલોકે = ત્રણે લોકમાં; ન = નથી; કઃ = કોઈ; અપિ = પણ; કઃ = કોણ; અહં = હું; ડિમ્ભઃ = બાળક; મૂઢ = મૂઢ; વાગ્દુર્બલઃ = તૂટેલી વાણીવાળા; સ્યાં = છું, સ્તોતું = સ્તવન કરવા માટે; મૂકઃ = મૂગો; અનન્ત જિહ્વોઽપિ = અનંત જીભોવાળો પણ; વેદઃ = વેદ. ] .....૨.

તારા ગુણોનું ગાન કરવા આ લોકમાં કોણ શક્તિમાન છે? તારા મહિમાનું માપ કાઢવા ત્રણે લોકમાં કોઈ સમર્થ નથી. જ્યાં અનંત જીહ્વાવાળો વેદ પણ તારું સ્તવન કરતાં મૂગો થઈ જાય છે ત્યાં મારા જેવા મૂઢ અને તૂટેલી વાણીવાળા બાળકની શી કથા? .....૨.

[ ન = નથી; અહં = હું; જાને = જાણું છું; કઃ = કયો, શો; અપરાધઃ = અપરાધ, ગુનો; કૃતઃ = કર્યો છે, થયો છે; મે = મારાથી, મેં; ન = નહિ; આયાસિ = તું આવે છે; ત્વં = તું; નો = નહિ; દદાસિ = આપે છે; ઇહ = અહીં; વાચમ્ = પ્રત્યુત્તર, જવાબ; કષ્ટં = દુઃખમય; ભૂમન્! = હે સર્વવ્યાપી પરમાત્મા; ત્વદ્વિના = તારા વગર; જીવિતં = જીવવું; મે = (મમ) = મારું; સસ્યસ્ય = પાકની; એવ = જેમ; પ્રાવૃડમ્ભઃ= વરસાદનું પાણી (અંભઃ); વિના= વગર; અમ્બ = હે મા! (ગુરુમાઉલી). ] .....૩.

મેં શો અપરાધ કર્યો છે કે જેથી તું નથી આવતો કે નથી કંઈ પ્રત્યુત્તર આપતો, તે હું નથી જાણતો. હે સર્વવ્યાપી પરમાત્મન્! જેવી રીતે વરસાદનાં પાણી વગર પાકની દુર્દશા છે તેવી રીતે તારા વગર હે મા! મારું જીવવું દુઃખમય છે. .....૩.

[ જમ્ભઃ = જંભ રાક્ષસ; અયં = આ; ભોઃ = હે; કામરૂપઃ = કામરૂપી; પ્રકામં = અત્યંત, ખૂબ; દીનં = દીન; બાલં = બાળકને; નિર્દયં = નિર્દયતાપૂર્વક; માં = મને; નિહન્તિ = ખૂબ પ્રહાર કરે છે; હત્વા = મારી નાંખીને, સંહાર કરીને; હિ = ખરેખર; એનં = એને; સ્વાત્મરાજ્યં = સ્વાત્મરાજ્ય; પ્રદેહિ = આપ; કઃ = કોણ; અન્યઃ = બીજો; ત્રીશ = હે દત્તાત્રેય પ્રભુ!; ત્વદ્ = તારા; વિના = વગર, વિના; અસ્ય = એને; પ્રભુઃ = સમર્થ; સ્યાત્ = છે; ] .....૪.

હે દેવ! આ કામરૂપી જંભ રાક્ષસ મને દીન બાળકને નિર્દયતાથી અત્યંત પ્રહાર કરી રહ્યો છે માટે એનો સંહાર કરી મને સ્વાત્મરાજ્ય દે. હે પ્રભુ! તારા વિના એને સીધો કરવા બીજો કોણ સમર્થ છે? .....૪.

[ પશ્ય = જો; એતં = એવા; માં = મને; ત્વત્પદાબ્જપ્રલીનં = તારા ચરણ કમળ (પદાબ્જ)માં લીન થનારા; હીનં દીનં = હીન અને દીન; ભર્ત્સયન્તિ = નિંદા કરે છે; પ્રવેદાઃ = વેદિયા પંડિતો; વેદાતીતં = વેદોથી પર; ત્વત્પદં = તારા પદનો;

તત્પ્રદર્શ્ય = સાક્ષાત્કાર કરાવીને; છિન્ધિ = છેદી નાંખ; દ્વૈતં = દ્વૈતભાવ; દુ:ખમૂલમ્= દુ:ખનું મૂળ; મમ = મારું; એતત્ = આ. ] .....૫.

**જો તો ખરો, તારા ચરણમાં લીન થનાર હીન અને દીન એવા મને આ વેદિયા પંડિતો ખૂબ નિંદી રહ્યા છે, માટે વેદોથી પણ અતીત એવા તારા પદનો સાક્ષાત્કાર કરાવી બધા દુ:ખનું મૂળ એવું મારું આ દ્વૈત છેદી નાંખ. .....૫.**

[ ભિક્ષુ: = ભિખારી, ભિક્ષુક; ચ = અને; અહં = હું; દ્વારિ = બારણે, દ્વારે; તે = (તવ) = તારા; ભૈક્ષ્યકામ: = ભીખની ઇચ્છાવાળો; તિષ્ઠામિ = ઊભો છું; એષ:= આ; અજ્ઞાન + દારિદ્ર + દુ:ખી = અજ્ઞાનના દારિદ્ર્યથી દુ:ખી થતો, પીડાતો; દત્ત્વા= આપીને; ભૈક્ષ્યં = ભિક્ષા; જ્ઞાનવિજ્ઞાન સારં = જ્ઞાન અને વિજ્ઞાનરૂપી; ભર્ત: = હે ભર્તા!; ત્ર્યાત્મન્ = હે આત્મસ્વરૂપ દેવ!; સાર્થકત્વં = સાર્થકપણું; પ્રયાહિ = કર. ] .૬.

**હે આત્મસ્વરૂપ દેવ! અજ્ઞાનના દારિદ્ર્યથી પીડાતો હું તારે બારણે ભિખારી થઇ ભીખ માગતો ઊભો છું. માટે મને જ્ઞાન અને વિજ્ઞાનરૂપી ભિક્ષા આપી હે ભર્તા! તારું નામ સાર્થક કર. .....૬.**

[ દીન: = દીન; ચ = અને; અહં = હું; નિન્દિતો = નિંદિત થયેલો; લોકસંઘૈ: = લોકોનાં ટોળાં (સંઘ)થી; નિ:સ્વ: = અકિંચન; નગ્ન: = નગ્ન; નિસ્ત્રપં = શરમ વિનાનો દીન; ત્વાં = તારે; પ્રપદ્યે = શરણે આવ્યો છું; આપન્નાર્તિ: = શરણે આવેલાનું દુ:ખ; છેદને = દૂર કરવામાં, કાપવામાં; દીક્ષિત = વ્રત ધરાવનાર; આત્મન્ = હે આત્મસ્વરૂપ!; યત્કર્તવ્યં = જે કરવું ઘટે; તત્કુરુષ્વ = તે કર; આશુ = જલદી, વિના વિલંબે; દત્ત = હે દત્ત! ] .....૭.

**લોકોનાં ટોળાંઓથી નિંદિત થયેલો, અકિંચન, નગ્ન, દીન એવો હું તારે શરણે આવ્યો છું. (પણ તને મારી લાજ નથી.) હે પ્રભુ! શરણે આવેલાનું દુ:ખ દૂર કરવાનું જેનું વ્રત છે એવા હે આત્મસ્વરૂપ દત્ત! જે કરવું ઘટે તે વિના વિલંબે કર. .....૭.**

[ રિક્ત: = ખાલી હાથે; ગચ્છેયં = હું જાઉં; કદાચિત્ = કદાચ; પૃથિવ્યાં = જગતમાં; કા = શું; મે = મને; હાનિ: = નુકસાન; હાસ્યમ્ = હાંસી; એવાપિ = એવ= જ; અપિ = પણ; તે = તારી; સ્યાત્ = થશે; ક: = કોણ; વા = અથવા; દાતા = દાતા; ત્વત્પર: = તારા જેવો; અન્ય: = બીજો; દયાલુ: = દયાળુ; દીન: = દીન; ક: = કોણ; વા = અથવા; મત્પર: = મારા જેવો; અન્ય: = બીજો; દયાર્હ: = દયાને પાત્ર. ] .૮.

**કદાચ મારે જગતમાં તારે બારણેથી ખાલી હાથે ફરવું પડે તો પણ મારે શું નુકસાન છે? તેમ થશે તો હાંસી તારી જ થવાની છે.**

તારાથી બીજો વધારે દયાળુ દાતા કોણ છે? તેમ જ મારાથી વધારે દયાપાત્ર એવો દીન પણ બીજો કોણ મળનાર છે? .....૮.

[ શ્રાન્ત: = થાકી ગયેલો; અત્યન્તં = અત્યંત, ખૂબ; તત્ર તત્ર = બધે જ; આમ તેમ; અટનેન = ભટકીને; ભ્રાન્ત: = ભ્રાન્તિ પામેલો; અટવ્યામ્ = જંગલમાં ભટકવું; આગમાનાં = શાસ્ત્રોનાં; સુખાર્થી = સુખની આશામાં; ભગ્ન: = નિરાશ; ખિન્ન: = ઉદાસ, ખિન્ન; મર્તુકામ: = મરવાના નિશ્ચયવાળો; યદાસં = જ્યારે થયો; પ્રાપ્તં = પ્રાપ્ત થયું; દિષ્ટયા = પૂર્વના પુણ્યથી; ધામ = ધામ; તે = તારું; દેવજુષ્ટમ્ = દેવોથી સેવાયેલું. ] .....૯.

આમ તેમ ભટકીને હું થાકી ગયો છું. સુખને માટે શાસ્ત્રોના જંગલમાં ભટક્યો પણ ખૂબ છું. છેવટે નિરાશ થઇ, ખિન્ન ચિત્તે જ્યારે મરવાનો નિશ્ચય કર્યો ત્યારે હે દેવ! દેવોથી સેવાએલું તારું ધામ પૂર્વપુણ્યે પ્રાપ્ત થયું છે. .....૯.

[ ઇન્દ્ર: = ઇન્દ્ર; ચ = અને; અયં = આ; દ્વારિ = બારણે; તે = (તવ) તારા; કાર્તવીર્ય:=સહસ્રાર્જુન; પ્રહ્લાદ: = પ્રહ્લાદ; અયં = આ; પિંગલ: = પિંગલ; વિષ્ણુશર્મા= વિષ્ણુશર્મા; અન્યે = બીજા; અપિ = પણ; એતે = આ બધા; દષ્ટુકામા: = દર્શન કરવાની ઇચ્છાવાળા, દર્શનાર્થી; તથા = તેવો જ; અહં = હું; પ્રાપ્તા: = મળ્યા, મેળવી શક્યા; સર્વે = બધા; નો = નથી, નહિ; વિલમ્બ: = વિલંબ, ઢીલ; અત્ર = અહિં; યુક્ત: = યોગ્ય. ] .....૧૦.

આ ઈંદ્ર અને કાર્તવીર્ય તારે બારણે ઊભા છે. આ પ્રહ્લાદ, પિંગલ નાગ અને વિષ્ણુશર્મા પણ ખડા છે. તેમજ બીજા કેટલાએ તથા હું પણ, દર્શનાર્થે વાટ જોઇ રહ્યા છે. તે બધા મેળી શક્યા માટે તું દર્શન આપવામાં ઢીલ કરે તે યોગ્ય નથી. .....૧૦.

[ શ્રુત્વા = સાંભળીને; ઇદં = આ; દીનમ્ = દીન; આક્રંદનં = આક્રંદન; સ = તે; પ્રાદુર્ભૂત: = પ્રગટ થયા; શૂલ = ત્રિશૂલ; ખટ્વાંગ = ખટ્વાંગ (આયુધ); ધારી = ધારણ કરનાર; ભિન્દન્ = ભેદીને; ભીમં = ભયંકર; ભીષણં = બીક લાગે એવું; જન્મશૂલં = જન્મમરણનું દુ:ખ; પાયાત્ = રક્ષણ કરો; દેવ: = દેવ; મૌનગર્ભ: = મૌનધારી; અત્રિસૂનુ: = અત્રિપુત્ર દત્ત. ] .....૧૧.

આ દીન આક્રંદ સાંભળીને જ હોય તેમ શૂલ અને ખટ્વાંગ ધારણ કરનાર, મૌનધારી અત્રિપુત્ર દત્ત પ્રગટ થયો. ભયંકર અને બીક લાગે એવું જન્મમરણનું દુ:ખ દૂર કરનાર એ મારું રક્ષણ કરો. .....૧૧.

[ રંગ: = રંગ; રંક: = રંક; પ્રાર્થયન્ = પ્રાર્થના કરતાં; દીનમ્ = દીન થઈ; એવં = આવી રીતે; મુક્ત: = મુક્ત થઈ; ક્લેશાત્ = ક્લેશોથી; નૃત્યતિ = નાચે છે; ઇહ= અહિં; પ્રમત્ત: = દેહભાન ભૂલી; અન્યે = બીજા; અપિ = પણ; એવં = આ રીતે; શ્રદ્ધયા = શ્રદ્ધાથી; સાનુરાગં = પ્રેમપૂર્વક; ગાયન્ત: = ગાન કરતાં; તે = તેઓ; દુ:ખમુક્તા = દુ:ખથી મુક્ત; ભવન્તિ = બનશે, થશે. ] .....૧૨.

આવી રીતે દીનતાથી પ્રાર્થના કરતાં રંક એવો રંગ બધા ક્લેશોથી મુક્ત થઈ જગતમાં દેહભાન ભૂલી નાચી રહ્યો છે. અને બીજા પણ એવી જ રીતે શ્રદ્ધાથી અને પ્રેમથી એનું ગાન કરતાં દુ:ખથી મુક્ત થશે. .....૧૨.

## ૯. દત્તપ્રાર્થનાદ્વાદશકમ્ । (રાગ: કિરવાણી)

દત્તં ત્વયા નિખિલમેવ નિજં પરાર્થે
ત્વાં દત્તમાહુરમરા નૃવરાશ્ચ સર્વે ।
ત્રીશ ત્વમેવ જગદાદિજ [૧]ઉત્કદોસિ
ત્વામેવ દેવ પ્રણમામિ પ્રસીદ દત્ત ॥૧॥

હૃચ્છુદ્ધિરેવ ભગવંસ્તવ ચારુદીક્ષા
દાનં દયા દમનમેવ તવાસ્તિ શિક્ષા ।
વિશ્વંભરોઽપિ ચ સ્વયં નુ દિગમ્બરોઽસિ
ત્વામેવ દેવ પ્રણમામિ પ્રસીદ દત્ત ॥૨॥

[૨]નક્તંચરો [૩]વિધુરસૌ ગગનં [૪]સતારં
[૫]ઘસ્રેશ એષ ભગવન્ ભુવિ સપ્તસપ્તિ: ।
ગર્જન્નસાવુદધિરીશ તવ સ્વરૂપં
ત્વામેવ દેવ પ્રણમામિ પ્રસીદ દત્ત ॥૩॥

૧. ઇચ્છા પૂર્ણ કરવાવાળા. ૨. રાત્રીમાં પ્રકાશમાન. ૩. ચંદ્ર. ૪. તારા સાથે. ૫. સૂર્ય.

ગાયન્તિ કિન્નરવૃષાસ્તવ કાનનેઽસ્મિં-
સ્ત્વામર્પયન્તિ કુસુમાંજલિમપ્રમેય ।
વૃક્ષા અમી, સમુપતિષ્ઠતિ તોયહસ્તા
ભાગીરથી [1]સકલકશ્મલનાશિનીયમ્ ॥૪॥

એષાન્નપૂર્ણપૃથિવી તવ પાદદાસી
કિં તે દદામિ ભગવન્નશનં સુરેશ ।
દત્તં મયા નિજકૃતં તવ તૃપ્તિહેતો-
સ્ત્વામેવ દેવ પ્રણમામિ પ્રસીદ દત્ત ॥૫॥

માતા પિતા ચ સુહૃદાદિ ત્વમેવ સર્વં
યામિ ક્વ દેવ શરણં ત્વયિ ચેદુપેક્ષા ।
વિત્તં ન મે ન ચ ગૃહં ન ચ બંધુવર્ગ-
સ્ત્વામેવ દેવ પ્રણમામિ પ્રસીદ દત્ત ॥૬॥

જ્ઞાનં ન મે ન ચ તપો ન ચ ધ્યાનબોધઃ
પૂજાં ન જાન ઈતિ માં કિમુપેક્ષસે ત્વમ્ ।
અજ્ઞોઽપિ સુજ્ઞતમ ઈશ તવ પ્રસાદા-
ત્ત્વામેવ દેવ પ્રણમામિ પ્રસીદ દત્ત ॥૭॥

સત્યં ન કોઽપિ ભુવિ મત્સમપાતકી રે
ભૂતો ન ચાપિ ભવિતા ન હિ હન્ત કોઽપિ ।
કોઽન્યો ભવેત્ત્વદુ વિના મમ પાપદાહી
ત્વામેવ દેવ પ્રણમામિ પ્રસીદ દત્ત ॥૮॥

આયાન્તિ યાન્તિ દિવસાસ્તવ દર્શનં નો
કષ્ટં ગતં વિફલમાયુરહો મમૈતત્ ।
આયાહિ દેહિ ભગવંસ્તવ સ્નિગ્ધહસ્તં
ત્વામેવ દેવ પ્રણમામિ પ્રસીદ દત્ત ॥૯॥

---
૧. સકળ પાપનો નાશ કરનારી.

શુષ્કોમ્બુધિઃ કથમહો મમ ભાગ્યદોષા-
    [1]ચ્છીતાંશુરુષ્ણ ઇતિ નૈવ શ્રુતં કદાચિત્ ।
[2]ધાવ પ્રભો પતિતમુદ્ધર માં ભવાબ્ધે-
    ર્નો ચેત્પ્રબ્રૂહિ ભગવન્ ક ઉ ચાશ્રયેત્ત્વામ્ ॥૧૦॥

ઇતિ વિલપિતં હ્યાર્તં શ્રૂત્વા હસન્નનસૂયજો
    જનિમૃતિહરો હ્યાવિર્ભૂતો ગૃણન્મધુરં ગિરા ।
[3]વિરમ સુરુતે મા ભૈષીસ્ત્વં હ્યહં તવ પાર્શ્વગો
ભરણનિપુણે કા ચિન્તા સ્યાચ્છિશોઃ પિતરિ સ્થિતે॥૧૧॥

સ્મૃત્વા સ્મૃત્વા રૂપમત્યદ્ભુતં તત્
    પીત્વા પીત્વા તન્મુખોદ્ગીતસૂમમ્[4] ।
નૃત્યત્યેતન્માનસં મોદયુક્તં
    નિર્ભીકં સત્તત્પદાલીનમેકમ્ ॥૧૨॥

યઃ શ્લોકદ્વાદશકમાપઠતીહ મર્ત્યો
    નિત્યં પ્રભાતસમયે વિજિતેન્દ્રિયઃ સન્ ।
તસ્યાશુ ભક્તિસુલભો ભવભીતિહર્તા
    [5]નાકપ્રદોઽત્રિતનુજો હૃદિ ભાતિ રઙ્ગ ॥૧૩॥

ઇતિ શ્રી દત્તપાદારવિંદમિલિંદબ્રહ્મચારિપાંડુરંગ (રંગ અવધૂત) મહારાજવિરચિતં દત્તપ્રાર્થનાદ્વાદશકમ્ સંપૂર્ણમ્ ।

❁

૧. ચંદ્ર. ૨. દોડ. ૩. આર્દ્ર રુદન બંધ કર. ૪. શબ્દરૂપી દૂધ. ૫. મોક્ષ આપનાર.

## શબ્દાર્થ

[ દત્તં = દત્તને; ત્વયા = તારાથી, તેં; નિખિલમ્ = સર્વસ્વ, સઘળું; એવ = જ; નિજં = પોતાનું; પરાર્થે = બીજાને માટે, પરાર્થે; ત્વાં = તને; દત્તમ્ = દત્ત એ નામે; આહુ: = પુકારે છે, બોલાવે છે; અમરા: = દેવો (જેને મરણ નથી તે = અમર); નૃવરા = મનુજ (નૃ) શ્રેષ્ઠો (વર:); સર્વે = બધાં; ત્રીશ = હે ત્રીશ! હે દત્તાત્રેય!; ત્વમ્ = તમે; એવ = જ; જગત્ = જગત; આદિ = વગેરેને; જ = જન્મ આપનાર, ઉત્પન્ન કરનાર; ઉત્કદ: = ઇચ્છા પૂર્ણ કરનાર; અસિ = છો; ત્વામ્ = તને; એવ = જ; દેવ = હે દેવ!; પ્રણમામિ = (હું) પ્રણામ કરું છું; પ્રસીદ = પ્રસન્ન થાઓ; દત્ત = હે દત્ત! ] .....૧.

## અર્થ

તેં પોતાનું સર્વસ્વ જ પરાર્થે આપી દીધું છે, તેથી તને દેવો અને મનુજશ્રેષ્ઠો બધાં જ 'દત્ત' કહીને પુકારે છે. હે ત્રીશ (દત્તાત્રેય) તું જ જગત વગેરેને ઉત્પન્ન કરનાર છું (અને) ઇચ્છા પૂર્ણ કરનાર છું. હે દેવ! હું તને જ પ્રણામ કરું છું. હે દત્ત ભગવાન! પ્રસન્ન થા. .....૧.

[ હૃચ્છુદ્ધિ: = હૃદય (હૃદ્)ની શુદ્ધિ; એવ = જ; ભગવન્ = હે ભગવાન!; તવ = તારી; ચારુ = સુંદર; દીક્ષા = દીક્ષા; દાનં, દયા, દમનેવ = દાન, દયા અને દમન જ; તવ = તારી; અસ્તિ = છે; શિક્ષા = બોધ, ઉપદેશ; વિશ્વંભર: = વિશ્વનું પાલન કરનાર, ભરણપોષણ કરનાર; અપિ = પણ; ચ = અને; સ્વયં = તું પોતે; નુ = પાદપૂરક શબ્દ; દિગંબર: = નગ્ન, દિશારૂપી વસ્ત્ર પહેરનાર; અસિ = છે; ત્વામ્ = તને; એવ = જ; દેવ = હે દેવ!; પ્રણમામિ = હું પ્રણામ કરું છું; પ્રસીદ = પ્રસન્ન થા; દત્ત = હે દત્ત! ] .....૨.

હે ભગવાન! હૃદયની શુદ્ધિ એ જ તારી સુંદર દીક્ષા છે; દાન, દયા અને દમન એ જ તારો બોધ છે. વિશ્વનું ભરણપોષણ કરનાર છે, છતાં તું જાતે દિગંબર છે. હે દેવ! હું તને જ પ્રણામ કરું છું. હે દત્ત ભગવાન! પ્રસન્ન થા. .....૨.

[ નકતંચર: = રાત્રે (નકતં) પ્રકાશતો (ચરં); વિધુ: = ચંદ્રમા; અસૌ = આ; ગગનં = આકાશ; સતારં = તારાઓ સહિત (સ); ઘસ્રેશ = સૂર્ય; એષ = આ; ભગવન્ = હે ભગવાન!; ભુવિ = પૃથ્વી ઉપર; સપ્ત = સાત; સપ્તિ: = રથ; ગર્જન્ = ગર્જના કરી ઘૂઘવતો; અસૌ=આ; ઉદધિ:=સાગર; ઈશ = હે ઈશ!; તવ = તારું; સ્વરૂપ = સ્વરૂપ, રૂપ. ] .....૩.

આ રાત્રીએ પ્રકાશતો ચંદ્ર, તારાઓ સહિત આકાશ, હે ભગવન્, આ પૃથ્વી ઉપર સાત ઘોડાઓના રથવાળો સૂર્ય અને હે ઈશ! આ ગર્જના કરી ઘૂઘવતો સાગર એ તારાં જ સ્વરૂપો છે. હે દેવ! હું તને જ પ્રણામ કરું છું. હે દત્ત ભગવાન! પ્રસન્ન થા. .....૩.

[ ગાયન્તિ = ગાય છે; કિન્નર = કિન્નર; વૃષા: = શ્રેષ્ઠ; તવ = તારાં, તને; કાનને = બાગમાં, જંગલમાં; અસ્મિન્ = આ; ત્વામ્ = તને; અર્પયન્તિ = અર્પે છે; કુસુમાંજલિમ્ = ફૂલોની અંજલિ, કુસુમાંજલિ; અપ્રમેય = કળી ન શકાય એવા; વૃક્ષા: = વૃક્ષો; અમી = આ; સમુપતિષ્ઠતિ = સેવામાં હાજર થાય છે; તોયહસ્તા = હાથમાં પાણી લઈને; ભાગીરથી = ગંગા (ભગીરથ રાજા દ્વારા ધરતી પર આવેલી તેથી ભાગીરથી); સકલ = બધા; કશ્મલ = પાપ; નાશિનીયમ્ = નાશ કરનાર. ] ...૪.

શ્રેષ્ઠ કિન્નરો તને જ ગાય છે; હે અપ્રમેય, (કળી ન શકાય એવા), આ જગતમાં આ વૃક્ષો તને જ કુસુમાંજલિ અર્પે છે અને સકળ પાપનો નાશ કરનાર આ ભાગીરથી હાથમાં પાણી લઈ તારી સેવામાં હાજર થાય છે. .....૪.

[ એષા = આ; અન્નપૂર્ણા = અન્નથી ભરેલી; પૃથિવી = પૃથ્વી; તવ = તારી; પાદદાસી = ચરણોની દાસી છે; કિં = શું?; તે (તુભ્યમ્) = તને; દદામિ = (હું) આપું; ભગવન્ = હે ભગવાન!; અશનં = ખાવા માટે; સુરેશ = હે સુરેશ્વર!; દત્તં = આપું છું, અર્પું છું; મયા = મારાથી; નિજકૃતં = મેં કરેલું; તવ = તારી; તૃપ્તિહેતો: = તૃપ્તિને માટે; ત્વામ્ = તને; એવ = જ; પ્રણમામિ = (હું) પ્રણામ કરું છું; પ્રસીદ = (તું) પ્રસન્ન થા; દત્ત = હે દત્ત! ] .....૫.

આ અન્નથી ભરેલી સમગ્ર પૃથ્વી તારા ચરણોની દાસી છે તો હે સુરેશ્વર ભગવાન! તને ખાવા માટે હું શું અર્પું? તારી તૃપ્તિને માટે મેં કરેલું સર્વ તને અર્પું છું. હે દેવ! હું તને જ પ્રણામ કરું છું. હે દત્ત ભગવાન! પ્રસન્ન થા. .....૫.

[ માતા પિતા ચ સુહૃદ્ = માતા, પિતા અને મિત્ર; આદિ = વગેરે; ત્વમેવ = તમે જ; સર્વં = બધું; યામિ = જઉં; કવ = ક્યાં, કોને?; દેવ = હે દેવ!; શરણં = શરણે; ત્વયિ = તારાથી, તું; ચેદ્ = જો; ઉપેક્ષા = અવગણના, ઉપેક્ષા; વિત્તં = વિત્ત; ન = નથી; મે = મારી પાસે; ન = નહિ; ચ = અને; ગૃહં = ઘર; ન = નહિ; ચ = અને; બન્ધુવર્ગ: = સગાસહોદર. ] .....૬.

(મારાં) માતા, પિતા, મિત્ર વગેરે સર્વ કાંઈ તું જ છે. તું જો ઉપેક્ષા કરે તો હે દેવ! હું કોને શરણે જાઉં? મારી પાસે વિત્ત નથી,

ઘર નથી, સગાં સહોદર નથી. હે દેવ! હું તને જ પ્રણામ કરું છું. હે દત્ત ભગવાન! પ્રસન્ન થા. .....૬.

[ જ્ઞાનં= જ્ઞાન; ન = નહિ; મે = મમ = મારું; ન = નહિ; ચ = અને; તપઃ= તપ; ન = નહિ; ચ = અને; ધ્યાનબોધ: = ધ્યાનનું જ્ઞાન; પૂજાં = પૂજા; ન = નહિ; જાને = (હું) જાણતો નથી; ઈતિ = એમ; માં = મને; કિમ = શું?; ઉપેક્ષસે = ઉપેક્ષા કરે છે; ત્વમ્ = તું; અજ્ઞ: = અજ્ઞાની; અપિ = પણ; સુજ્ઞતમ = સુજ્ઞોમાં ઉત્તમ; ઈશ= હે ઈશ!; તવ = તારી; પ્રસાદાત્ = કૃપાથી, મહેરબાનીથી. ] .....૭.

મારી પાસે જ્ઞાન નથી, તપ નથી, ધ્યાનનું જ્ઞાન નથી. હું પૂજા જાણતો નથી, તેથી શું તું ઉપેક્ષા કરે છે? હે ઇશ! તારી કૃપાથી અજ્ઞાની પણ સુજ્ઞોમાં ઉત્તમ થાય છે. હે દેવ! હું તને જ પ્રણામ કરું છું. હે દત્ત ભગવાન! પ્રસન્ન થા. .....૭.

[ સત્યં = સાચું, ખરેખર; ન = નથી; ક: = કોઈ; અપિ = પણ; ભુવિ = પૃથ્વી ઉપર; મત્સમ = મારા (મત્ ) જેવો (સમ); પાતકી = પાપી; રે = હે, સંબોધન; ભૂતો= થયો; ન = નહિ; ચ = અને; અપિ = પણ; ભવિતા = થવાનો, થશે પણ; ન = નહિ; હિ = ખરેખર; હન્ત = અફસોસ સૂચક, દુ:ખસૂચક, અરે!; ક: = કોણ; અપિ = પણ; ક: = કોણ; અન્ય: = બીજો; ભવેત્ = છે?; ત્વદુ = ત્વદ્ + ઉ (પાદપૂરક) તારા; વિના= સિવાય, વિના; મમ = મારો; પાપદાહી = પાપને બાળનાર. ] .....૮.

ખરેખર, પૃથ્વી ઉપર મારા સમાન કોઈ પાપી નથી. એવો કોઈ થયો નથી કે થવાનો પણ નથી અને તારા વિના મારા પાપનું દહન કરનાર બીજો કોણ છે? હે દેવ! હું તને જ પ્રણામ કરું છું. હે દત્ત ભગવાન! પ્રસન્ન થા. .....૮.

[ આયાન્તિ= આવે છે; યાન્તિ = જાય છે; દિવસા: = દિવસો; તવ = તારું; દર્શનં = દર્શન; નો = નથી (થતું); કષ્ટં = દુ:ખમય; ગતં = ગયું છે; વિફલમ્ = નિષ્ફળ, નકામું; આયુ: = આયુષ્ય; અહો = અરેરે!; મમ = મારું; એતત્ = આ; આયાહિ = (તું) આવ; દેહિ = આપ, લંબાવ; ભગવન્ = હે ભગવાન!; તવ = તારો; સ્નિગ્ધ = પ્રેમાળ, સ્નેહાળ; હસ્તં = હાથ. ] .....૯.

દિવસો આવે છે અને જાય છે પણ તારું દર્શન થતું નથી. મારું આ આયુષ્ય ખરેખર દુ:ખમય અને નિષ્ફળ ગયું છે. હે ભગવન્! તું આવ અને તારો પ્રેમાળ હાથ લંબાવ. હે દેવ! હું તને જ પ્રણામ કરું છું. હે દત્ત ભગવાન! પ્રસન્ન થા. .....૯.

[ શુષ્કઃ = સૂકાઇ ગયેલો; અમ્બુધિઃ = સાગર; કથમ્ = કેમ?; અહો = અરેરે!; મમ = મારા; ભાગ્યદોષાત્ = દુર્ભાગ્યના દોષથી; શીતાંશુઃ = જેના કિરણ (અંશુઃ) શીતળ છે તે, ચંદ્ર; ઉષ્ણ = ગરમ; ઇતિ = એમ; ન = નહિ; એવ = જ; શ્રુતં = સાંભળ્યું છે; કદાચિત્ = ક્યારે પણ; ધાવ = દોડ; પ્રભો = હે પ્રભુ!; પતિતમ્ = પાપીને; ઉદ્ધર = ઉદ્ધાર કર; માં = મને, મારો; ભવાબ્ધેર્ = સંસાર સાગરમાંથી; નો = નહિ; ચેત્ = જો; પ્રબ્રૂહિ = બોલ; ભગવન્ = હે ભગવાન!; કઃ = કોણ; ઉ = પાદપૂરક શબ્દ; ચ = અને; આશ્રયેત્ = આશ્રય કરશે?; ત્વામ્ = તને. ] .....૧૦.

**અરેરે! શું મારા દુર્ભાગ્યના દોષથી સાગર સૂકાઇ ગયો છે? ચંદ્ર ગરમ હોય એમ કદાપિ સાંભળ્યું જ નથી. હે પ્રભુ! દોડ, દોડ; પતિત એવા મારો સંસારસાગરમાંથી ઉદ્ધાર કર. નહિ તો હે ભગવન્, બોલ! તારો આશ્રય કોણ લેશે? (અથવા કોણ તારામાં શ્રદ્ધા રાખશે?) .....૧૦.**

[ ઇતિ = એમ; વિલપિતં = વિલાપ કરતા; હિ = ખરેખર; આર્ત = આર્ત, આર્દ્ર; શ્રુત્વા = સાંભળીને; હસન્ = હસતો હસતો; અનસૂયજઃ = અનસૂયાનો પુત્ર, દત્ત; જનિમૃતિહરઃ = જન્મમરણને હરનાર; હિ = ખરેખર; આવિર્ભૂતઃ = પ્રગટ્યો, પ્રગટ થયો; ગૃણન્ = બોલતો; મધુરં = મધુર; ગિરા = વાણી; વિરમ = બંધ કર; સુરુતે= અત્યંત આર્દ્ર વિલાપ; મા = નહિ; ભૈષીઃ = બીક રાખીશ નહિ, ડર રાખીશ નહિ; ત્વં= તું; હિ = ખરેખર; અહં = હું; તવ = તારી; પાર્શ્વગો = પાછળ જ છું, પડખે જ છું; ભરણનિપુણે = ભરણ પોષણ કરવામાં નિપુણ એવા; કા = શી; ચિન્તા = ચિંતા; સ્યાત્ = હોય, થશે?; શિશોઃ = બાળકના; પિતરિ = પિતા; સ્થિતે = હાજર હોય ત્યારે, વિદ્યમાન હોય ત્યારે. ] .....૧૧.

**આવો આર્દ્ર વિલાપ સાંભળીને જન્મમરણને હણનાર, "આવું અત્યંત આર્દ્ર રુદન બંધ કર. જરાય ડર રાખીશ નહિ. હું તારી પડખે જ છું. ભરણપોષણ કરવામાં સમર્થ એવા પિતા વિદ્યમાન હોય ત્યારે બાળકને શાની ચિંતા હોય?" એમ હસતો અને મધુર વાણી બોલતો અનસૂયાપુત્ર દત્ત પ્રગટ થયો. .....૧૧.**

[ સ્મૃત્વા = યાદ કરીને; સ્મૃત્વા = યાદ કરીને; રૂપમ્ = રૂપ; અતિ = ઘણું; અદ્‌ભુતં = અદ્‌ભુત; તત્ = તે; પીત્વા પીત્વા = પી પીને; તદ્ = તે; મુખોદ્‌ગીત = મુખમાંથી રણકતા; સૂમમ્ = શબ્દરૂપી દૂધ; નૃત્યતિ = નાચે છે; એતત્ = આ; માનસં = મન; મોદયુક્તં = આનંદિત; નિર્ભીકં = નિર્ભય, ભયરહિત; સત્ = થઇને; તત્પદાલીનમ્ = તેના ચરણકમળમાં લીન; એકમ્ = એક થયું છે. ] .....૧૨.

તે અત્યંત અદ્‌ભુત સુંદર રૂપ યાદ કરી કરીને અને તેના મુખમાંથી રણકતા શબ્દોરૂપી દૂધ પી પીને આનંદિત થયેલું આ મારું મન નાચી ઊઠ્યું છે અને તે ભયરહિત થઇ તેના ચરણકમળમાં લીન થયું છે. .....૧૨.

[ યઃ = જે; શ્લોકદ્વાદશકમ્ = બાર શ્લોકોનો; આપઠતિ = પાઠ કરે છે; ઇહ= અહીં, આ લોકમાં; મર્ત્યઃ = મનુષ્ય; નિત્યં = રોજ, હંમેશાં; પ્રભાતસમયે = સવારના પહોરમાં; વિજિતેન્દ્રિયઃ સન્ = જિતેન્દ્રિય થઇ, ઇંદ્રિય ઉપર વિજય મેળવીને; તસ્ય = તેની; આશુ = જલદી; ભક્તિસુલભઃ = ભક્તિથી સુલભ; ભવભીતીહર્તા = ભવની ભીતિને હરનાર; નાકપ્રદઃ = મોક્ષપ્રદ; અત્રિતનુજઃ = અત્રિના પુત્ર, દત્ત; હૃદિ= હૃદયમાં; ભાતિ = પ્રકાશે છે; રઙ્ગ = હે રંગ! ] .....૧૩.

હે **રંગ!** જે મનુષ્ય સવારના પહોરમાં જિતેન્દ્રિય થઇ આ બાર શ્લોકોનો નિત્ય પાઠ કરે છે તેના હૃદયમાં ભક્તિથી સુલભ, ભવની ભીતિ હરનાર, મોક્ષ આપનાર અત્રિના પુત્ર દત્તાત્રેય પ્રકાશિત થાય છે. .....૧૩.

## ૧૦. દત્તાત્રેયપંચકમ્ ।

[1]યો વૈ ભૂમા તત્સુખં ત્વેતિ ગીતં
ગેયાતીતં ધ્યાનગમ્યં મુનીન્દ્રમ્ ।
ભક્તૈકાર્થં [2]હ્યાત્તમાનુષ્યમૂર્તિં
દત્તાત્રેયં સદ્‌ગુરું તં નતોઽસ્મિ ॥૧॥

[3]એકોઽહં સ્યાં બહ્વિતિ પ્રોચ્ય ભૂતં
નાનારૂપં સ્વપ્નલીલોપકલ્પમ્ ।
આદાવન્તે નિર્વિશેષં વિશેષં
દત્તાત્રેયં સદ્‌ગુરું તં નતોઽસ્મિ ॥૨॥

---

૧. આ સ્તોત્રની છેલ્લી પંક્તિ યોગાનન્દં તં યતીન્દ્રં નતોસ્મિ- આમ બદલીને યોગાનન્દપંચકમ્‌ની રચના કરીને પૂ.શ્રીએ પૂ. ગાંડામહારાજની સ્તુતિ કરી છે. ૨. ધારણ કર્યો. ૩. છાંદોગ્ય ઉપનિષદ્ (૬-૨-૧).

[1]છન્દોગીતં યત્સદેવાગ્રઆસી-
ન્માયાગર્ભં બદ્ધમાયં વિમાયમ્ ।
લોકાર્તિઘ્નં લોકરૂપં વિલોકં
દત્તાત્રેયં સદ્‌ગુરું તં નતોઽસ્મિ ॥૩॥

[2]અસ્તીત્યેવં લભ્યમાનં પુરાણં
યોગિધ્યેયં સત્સુખૈકસ્વરૂપમ્ ।
બાલોન્મત્તાદિપ્રવેષં સુવેષં
દત્તાત્રેયં સદ્‌ગુરું તં નતોઽસ્મિ ॥૪॥

યં બ્રહ્મેતિ સ્તૂયમાનં કવીન્દ્રૈ-
સ્તેજોરાશિં જ્ઞાનવૈરાગ્યકાશિમ્ ।
[3]રંગાકારિં [4]નાશિતારિં [5]દરારિં
દત્તાત્રેયં સંતતં તં નતોઽસ્મિ ॥૫॥

સ્તોત્રપંચકમિદં શ્રુતિગર્ભં
યઃ પઠેદ્ધિ મનુજો નતિગર્ભમ્ ।
ન વ્રજેત્પુનરયં ખલુ ગર્ભં
કં વ્રજેન્ન સ પતેદકગર્ભમ્ ॥૬॥

ઇતિ શ્રીદત્તપાદારવિંદમિલિંદબ્રહ્મચારિપાંડુરંગ (રંગ અવધૂત) મહારાજવિરચિતં દત્તાત્રેયપંચકં સંપૂર્ણમ્ ।

❀

૧. કઠ ઉપનિષદ્ (૬-૩). ૨. અસ્તિ- આવી રીતે છે. ૩. આત્મજ્ઞાન ઉત્પન્ન કરવાવાળા. ૪. ષડ્‌રિપુના નાશ કરનાર. ૫. (સંસાર) ભયના શત્રુ.

## શબ્દાર્થ

[ યઃ = જે; વૈ = નિશ્ચિત, જ; ભૂમા = વિશાળ; તત્ = તે; સુખમ્ = સુખ છે; તુ = પાદપૂરક શબ્દ; ઈતિ = એમ; ગીતં = ગાન; ગેયાતીતં = ગેયથી પર; ધ્યાનગમ્યં= ધ્યાનથી ગમ્ય, ધ્યાનથી જાણી શકાય; મુનીન્દ્રમ્ = મુનિઓમાં શ્રેષ્ઠ (ઇન્દ્રમ્); ભક્તૈકાર્થં = કેવળ ભકતને માટે જ; હિ = ખરેખર; આત્ત = ધારણ કર્યું; માનુષ્યમૂર્તિ= મનુષ્યનું શરીર; દત્તાત્રેયં = દત્તાત્રેયને; સદ્‌ગુરું = સદ્‌ગુરુ એવા; તં = તેને; નતોઽસ્મિ= હું નમન કરું છું. (નતઃ + અસ્મિ). ] .....૧.

## અર્થ

'યો વૈ ભૂમા તત્સુખં' જે વિશાળ-બ્રહ્મ-છે, તે જ સુખ છે એવું કેવળ જેનું ગાન થાય છે, એવા ગેયથી અતીત, કેવળ ધ્યાનથી જ ગમ્ય, મુનિઓમાં શ્રેષ્ઠ અને જેણે ભકતોને માટે જ મનુષ્યનું શરીર ધારણ કર્યું છે, એવા સદ્‌ગુરુ દત્તાત્રેયને હું નમન કરું છું. .....૧.

[ એકઃ = એક; અહં = હું; સ્યાં = થાઉં; બહુ = અનેક; ઈતિ = એમ; પ્રોચ્ય= કહીને, બોલીને; ભૂતં = થયો; નાના = વિવિધ; રૂપં = રૂપ; સ્વપ્નલીલોપકલ્પમ્ = સ્વપ્નની લીલા જેવાં છે; આદૌ = શરૂઆતમાં, આદિમાં; અન્તે = છેવટે, અંતે; નિર્વિશેષં = નિર્વિશેષ; વિશેષં = વિશેષ છે. ] .....૨.

'એકોઽહં બહુ સ્યામ્' હું એક છું તેનો બહુ થાઉં એમ કહીને જેણે વિવિધ રૂપ ધારણ કર્યાં, જે સ્વપ્નની લીલા જેવાં છે, અને આદિ અને અંતમાં નિર્વિશેષ છતાં વિશેષ છે તેવા સદ્‌ગુરુ દત્તાત્રેયને હું નમન કરું છું. .....૨.

[ છન્દોગીતં = વેદો (છંદ)એ જેના વિશે ગાયું છે; યત્ = જે; સત્ = સત્ તત્ત્વ; એવ = જ; અગ્રે = પહેલાં; આસીત્ = હતું; માયાગર્ભં = માયા જેના ગર્ભમાં છે; બદ્ધમાયં = માયાથી વીંટળાયેલો; વિમાયમ્ = માયાથી રહિત, માયાથી પર; લોકાર્તિઘ્નં = લોકોના દુઃખ (આર્તિ)ને હણનાર (ઘ્નં); લોકરૂપં = લોકસ્વરૂપ (વિશ્વરૂપ); વિલોકં = લોકરહિત. ] .....૩.

'સદેવ સૌમ્ય ઇદમગ્ર આસીત્' - પહેલાં આ બધું સત્ જ હતું એમ વેદોએ જેના વિશે ગાયું છે, માયા જેના ગર્ભમાં છે, માયાથી વીંટળાયેલો છે છતાં માયાથી રહિત છે તે લોકોનાં દુઃખને હણનાર લોકસ્વરૂપ (વિશ્વરૂપ) છતાં લોકરહિત સદ્‌ગુરુ દત્તાત્રેયને હું નમન કરું છું. .....૩.

[ અસ્તિ = છે; ઈતિ = એમ, એ રીતે; એવં = એમ; લભ્યમાનં = પ્રાપ્ત થનાર, મળનાર; પુરાણં = પુરાતન; યોગિધ્યેયં = યોગીઓના ધ્યેયરૂપ; સત્સુખૈકસ્વરૂપમ્ = સત્, (ચિત્) અને આનંદના એક સ્વરૂપ; બાલોન્મત્તાદિ = બાલ, ઉન્મત્ત વગેરે; પ્રવેષં = વિવિધ વેષવાળા; સુવેષં = સુંદર વેષવાળા. ] .....૪.

'અસ્તીત્યેવોપલબ્ધવ્ય:' છે એ જ રીતે પ્રાપ્ત થનાર, પુરાતન, યોગીઓના ધ્યેયરૂપ, સત્, ચિત્ અને આનંદ સ્વરૂપ, બાલ ઉન્મત્ત વગેરે વિવિધ વેષવાળા, અત્યંત સુંદર વેષવાળા સદ્ગુરુ દત્તાત્રેયને હું નમન કરું છું. .....૪.

[ યં = જેને; બ્રહ્મેતિ = બ્રહ્મ એમ; સ્તૂયમાનં = સ્તુતિ કરાતા; કવીન્દ્રૈ: = કવિશ્રેષ્ઠો (શ્રેષ્ઠ કવિઓ) દ્વારા; તેજોરાશિં = તેજના ઢગલા (રાશિં) સમાન; જ્ઞાનવૈરાગ્યકાશિમ્ = જ્ઞાન-વૈરાગ્યથી ઝળહળતા; રંગાકારિં = આત્મજ્ઞાન (રંગ)ને ઉત્પન્ન કરનાર (આકારિં); નાશિતારિં = ષડ્રિપુનો નાશ કરનાર; દરારિં = (સંસારના) ભયને દૂર કરનાર, ભય (દર)નો શત્રુ (અરિં). ] .....પ.

'યં બ્રહ્મા વરુણેન્દ્ર' - વગેરે શ્લોકથી કવિશ્રેષ્ઠો દ્વારા સ્તુતિ કરાતા, તેજના ઢગલા સમાન, જ્ઞાન વૈરાગ્યથી ઝળહળતા, રંગ (આત્મજ્ઞાન)ને ઉત્પન્ન કરનાર, કામાદિ શત્રુઓનો નાશ કરનાર, અને (ભવસાગરરૂપી) ભયને દૂર કરનાર, એવા સદ્ગુરુ દત્તાત્રેયને હું સદા નમન કરું છું. .....પ.

[ સ્તોત્રપંચકમ્ = પાંચ શ્લોકોનું સ્તોત્ર; ઈદં = આ; શ્રુતિગર્ભં = શ્રુતિ (વેદમંત્ર) ગર્ભિત; ય: = જે; પઠેત્ = પાઠ કરશે; હિ = ખરેખર; મનુજ: = મનુષ્ય; નતિગર્ભમ્ = જેમાં નમસ્કારનો ભાવ ગર્ભિતરૂપે છે; ન પ્રજેત્ = જતો નથી; પુન: = ફરીથી, ફરી પાછો; અયં = આ; ખલુ = સાચે જ, ખરેખર; ગર્ભં = ગર્ભમાં; કં = સુખને; પ્રજેત્ = જાય છે, પામે છે; ન = નહિ; સ = તે; પતેત્ = પડતો; અક = દુ:ખ (ક = સુખ, અક = દુ:ખ); ગર્ભમ્ = ગર્ભમાં. ] .....૬.

આ શ્રુતિગર્ભિત પાંચ શ્લોકો કે જે નમસ્કાર-ગર્ભિત છે તેને જે મનુષ્ય બોલે છે તે ફરીથી ગર્ભમાં જતો નથી, સુખને પામે છે અને તે દુ:ખના ગર્ભમાં પડતો નથી. .....૬.

## ૧૧. સર્વસૌખ્યકરસ્તોત્રમ્ । (રાગ: યમન)

યસ્ય નામશ્રુતેઃ સદ્યો મૃત્યુર્દૂરાત્પલાયતે ।
દુઃખવાર્તા વિલીયેત દત્તાત્રેય નમોઽસ્તુ તે ॥૧॥

શોકો નન્દાય કલ્પેત દૈન્યં દારિદ્ર્યહેતવે ।
રોગઃ સ્વજ્ઞાપ્તયે સમ્યગ્ દિગમ્બર નમોઽસ્તુ તે ॥૨॥

પરયન્ત્રાદિકં કિંચિત્ પ્રભવેન્નૈવ સૂરિષુ ।
કર્તા કૃતેન બધ્યેત અવધૂત નમોઽસ્તુ તે ॥૩॥

કાયિકં વાચિકં વાઽપિ માનસં વા તથૈવ ચ ।
પાપં તાપશ્ચ દહ્યેત કાલકાલ નમોઽસ્તુ તે ॥૪॥

વિષબાધા ભવેન્નૈવ ભૂતાદિવિપ્લવઃ કુતઃ ।
શત્રવો મિત્રતામીયુર્ વૈદ્યરાજ નમોઽસ્તુ તે ॥૫॥

દુર્બુદ્ધિઃ સાધુતામેતિ શઠઃ શાઠ્યં [1]જહાત્યરમ્ ।
પીત્વા યન્નામપીયૂષં સિદ્ધરાજ નમોઽસ્તુ તે ॥૬॥

ભયં દિક્ષુ પ્રધાવેત ચિન્તા [2]ચુલ્લિમિયાદ્ દ્રુતમ્ ।
વૈષમ્યં [3]વિપિનં ગચ્છેદ્ યોગિરાજ નમોઽસ્તુ તે ॥૭॥

દુઃસ્વપ્નદુઃખદાવાગ્નિં ગ્રહાર્તિઘ્નં હ્યનુત્તમમ્ ।
સંસારભેષજં સૌમ્યં મૃત્યુઞ્જય નમામિ તમ્ ॥૮॥

રોગાભિસઙ્કુલે દેહે નિઃસારે ભેષજે સતિ ।
ઔષધં નાર્મદં વારિ દત્તો ધન્વન્તરિઃ સ્વયમ્ ॥૯॥

ભેષજં નિષ્ફલં વિદ્ધિ દત્તમેકં વિહાય યત્ ।
જન્મમૃત્યુજરાહન્તૃ દત્તનામામૃતં મહત્ ॥૧૦॥

---

૧. ઝડપથી (અરમ્) છોડે છે (જહાતિ). ૨. ચૂલામાં. ૩. જંગલમાં.

ય ઈદં પઠતિ સ્તોત્રં રઙ્ગરોગાર્તિનાશનમ્ ।
સર્વસૌખ્યકરં નૃણાં સાયંકાલે વિશેષતઃ ॥૧૧॥

ત્રિસપ્તં [1]સ્વાપકાલે તુ મન્દવારે સુસંયતઃ ।
તસ્ય રોગભયં નાસ્તિ ત્રિઃસત્યં નાત્ર સંશયઃ ॥૧૨॥

ઈતિ શ્રી દત્તપાદારવિંદમિલિંદબ્રહ્મચારિપાંડુરંગ (રંગ અવધૂત) મહારાજવિરચિતં સર્વસૌખ્યકરસ્તોત્રં સંપૂર્ણમ્ ।

❀

## શબ્દાર્થ

[ યસ્ય = જેનું; નામશ્રુતેઃ = નામ સાંભળવાથી; સદ્યઃ = તરત જ; મૃત્યુઃ = મૃત્યુ; દૂરાત્ = દૂરથી જ; પલાયતે = ભાગી જાય છે; દુઃખવાર્તા = દુઃખની વાત; વિલીયતે = વિલીન થાય છે, નાશ પામે છે; દત્તાત્રેય = હે દત્તાત્રેય; નમઃ = નમસ્કાર; અસ્તુ = હો, હજો; તે (તુભ્યમ્) = તને. ] .....૧.

## અર્થ

જેના નામના શ્રવણમાત્રથી મૃત્યુ એકદમ દૂર ભાગી જાય છે અને દુઃખનું નામનિશાન રહેતું નથી તેવા હે દત્તાત્રેય ભગવાન! તને નમસ્કાર હજો! .....૧.

[ શોકઃ = શોક; નન્દાય = આનંદરૂપ; કલ્પેત = સમર્થ બને છે; દૈન્યં દારિદ્ર્ય હેતયે = દૈન્ય અને દારિદ્ર્યના નાશરૂપ (હેતયે); રોગઃ = રોગ; સ્વઙ્ગ = સુંદર (સુ) અંગ; આપ્તયે = મેળવવા માટે, પ્રાપ્ત કરવા માટે; સમ્યગ્ = સમ્યક્ રીતે; દિગંબર = દિશા (દિક્) જેનું વસ્ત્ર (અંબર) છે એવા, નગ્ન; નમોઽસ્તુ તે = તમને નમસ્કાર હજો. ] .....૨.

(જેના નામના શ્રવણથી) શોક આનંદરૂપ, દૈન્ય દારિદ્ર્યના નાશરૂપ તથા રોગ સુંદર અંગ પ્રાપ્ત કરવા માટે સમર્થ બને છે તેવા હે દિગંબર દત્તાત્રેય! તને નમસ્કાર હો! .....૨.

[ પરયન્ત્રાદિકં = પરયંત્ર વગેરે (આદિકં) (પરમંત્ર, પરતંત્ર વગેરે); કિંચિત્ = સહેજ પણ, જરા પણ; પ્રભવેત્ = પ્રભાવશાળી; ન = નથી; એવ = જ;

---

૧. પક્ષાઘાત થાય ત્યારે.

સૂરિષુ = ઉપાસકોમાં; કર્તા = પ્રયોજક; કૃતેન = પોતાના કર્મથી; બધ્યેત = બંધાય છે; અવધૂત = હે અવધૂત; નમોઽસ્તુ તે = તને (તે) નમસ્કાર (નમઃ) હજો (અસ્તુ). ] .....૩.

(જેના નામના શ્રવણથી) પરયંત્ર (પરમંત્ર, પરતંત્ર) વગેરે જેના ઉપાસકોમાં સહેજ પણ પ્રભાવશાળી થતાં નથી અને તેનો કર્તા (પ્રયોજક) પોતાના કર્મથી બંધાઈ જાય છે તેવા હે અવધૂત! આપને નમસ્કાર હો! .....૩.

[ કાયિકં = શારીરિક; વાચિકં = વાણીને લગતાં; વા = અથવા; અપિ = પણ; માનસં = માનસિક; વા = અથવા; તથા = અને; એવ = જ; ચ = અને; પાપં = પાપ; તાપઃ = સંતાપ; ચ = અને; દહ્યેત = બળી જાય છે; કાલકાલ = કાળના પણ કાળ; નમોઽસ્તુ તે = તમને નમસ્કાર હો. ] .....૪.

(જેના નામના શ્રવણથી) કાયિક, વાચિક અને માનસિક પાપ અને તાપ બળી જાય છે તેવા હે કાળના પણ કાળ! આપને નમસ્કાર હો! .....૪.

[ વિષબાધા = ઝેરની પીડા; ભવેત્ = થાય; ન = નહિ; એવ = જ; ભૂતાદિ = ભૂત વગેરે (ભૂત, પ્રેત વગેરે); વિપ્લવઃ = પીડા; કુતઃ = ક્યાંથી હોય?; શત્રવઃ = દુશ્મનો, શત્રુઓ; મિત્રતામ્ = મિત્રતાને; ઇયુઃ = પામે છે; વૈદ્યરાજઃ = હે વૈદ્યરાજ! ] ૫.

(જેના નામના શ્રવણથી) ઝેરની પીડા પણ થાય નહીં તો પછી ભૂત પ્રેત આદિની પીડા તો ક્યાંથી થાય? શત્રુઓ પણ મિત્રતાને પામે એવા વૈદ્યરાજ! તને નમસ્કાર હો! .....૫.

[ દુર્બુદ્ધિ = ખરાબ (દુઃ) બુદ્ધિવાળો; સાધુતામ્ = સાધુતાને; એતિ = પામે છે; શઠઃ = લુચ્ચો માણસ; શાઠ્યં = લુચ્ચાઈને; જહાતિ = છોડે છે; અરમ્ = ઝડપથી, જલદીથી; પીત્વા = પીને; યન્નામપીયૂષં = જેના નામનું અમૃત (પીયૂષ); સિદ્ધરાજ = હે સિદ્ધરાજ! ] .....૬.

જેના નામનું અમૃત પીને ખરાબ બુદ્ધિવાળો માણસ સાધુતાને પામે છે, (અને) લુચ્ચો લુચ્ચાઈને ઝડપથી છોડે છે, એવા હે સિદ્ધરાજ! તને નમસ્કાર હજો! .....૬.

[ ભયં = ભય, ડર; દિક્ષુ = દિશાઓમાં; પ્રધાવેત = ભાગી જાય છે, દોડી જાય છે; ચિન્તા = ચિંતા; ચુલ્લિમિયાદ્ = ચૂલામાં જાય; દ્રુતમ્ = જલદી; વૈષમ્યં = વિષમતા; વિપિનં = જંગલમાં; ગચ્છેદ્ = જાય છે; યોગિરાજ = હે યોગિરાજ! ] .....૭.

(જેના નામના શ્રવણથી) ભય (દશે) દિશાઓમાં ભાગી જાય છે, ચિંતા જલદીથી ચૂલામાં જાય છે અને વિષમતા જંગલમાં જતી રહે છે એવા હે યોગિરાજ! તને નમસ્કાર હો! .....૭.

[ દુ:સ્વપ્ન = ખરાબ સ્વપ્ન; દુ:ખદાવાગ્નિં = દુ:ખને માટે દાવાગ્નિ જેવા; ગ્રહાર્તિઘ્નં = ગ્રહોની પીડાનો નાશ કરનાર (ઘ્નં); હિ = ખરેખર; અનુત્તમમ્ = સર્વોત્તમ; સંસારભેષજં = સંસારનું ઔષધ; સૌમ્યં = સૌમ્ય; મૃત્યુંજય = હે મૃત્યુંજય!; નમામિ= નમન કરું છું; તમ્ = તને. ] .....૮.

ખરાબ સ્વપ્ન સમાન દુ:ખને માટે દાવાનળ જેવા, ગ્રહોની પીડાનો નાશ કરનાર, સર્વોત્તમ, સંસારનું ઔષધ, સૌમ્ય એવા હે મૃત્યુંજય! તને હું નમસ્કાર કરું છું. .....૮.

[ રોગાભિ: = રોગોથી; સંકુલે = ભરાઇ જાય; દેહે = શરીરમાં, દેહમાં; નિ:સારે = સાર વિનાનું; ભેષજે = ઔષધ; સતિ = થાય, બની જાય; ઔષધં = ઔષધ, ઓસડ; નાર્મદં = નર્મદાનું; વારિ = જળ, પાણી; દત્ત: = દત્ત ભગવાન; ધન્વન્તરિ:= દેવોના વૈદ્ય ધન્વંતરિ; સ્વયમ્ = જાતે. ] .....૯.

જયારે દેહ રોગોથી ભરાઇ જાય અને ઔષધ નિ:સારરૂપ બને ત્યારે નર્મદાનું પાણી એ ઔષધ છે અને સ્વયં દત્ત ભગવાન ધન્વંતરી છે. .....૯.

[ ભેષજં = ઔષધ, ઓસડ; નિષ્ફલં = નિષ્ફળ, નિરર્થક; વિદ્ધિ = તું જાણ; દત્તમેકં = એક માત્ર દત્ત; વિહાય = છોડીને; યત્ = જે; જન્મમૃત્યુજરાહન્તૃ = જન્મ-મરણ-ઘડપણનો નાશ કરનાર; દત્તનામામૃતં = દત્તના નામરૂપી અમૃત; મહત્ = મોટું. ] .....૧૦.

એક દત્તને છોડીને (સર્વ) ઔષધ તું નિષ્ફળ જાણ. જન્મ, મૃત્યુ અને ઘડપણનો નાશ કરનાર દત્તનું નામ એ જ મોટું અમૃત છે. ...૧૦.

[ ય: = જે; ઇદં = આ; પઠતિ = પાઠ કરે છે, વાંચે છે; સ્તોત્રં = સ્તોત્રનો; રંગ = સંસાર (ભવ); રોગાર્તિ = રોગના દુ:ખનો; નાશનમ્ = નાશ કરનાર; સર્વસૌખ્યકરં = સર્વ પ્રકારના સુખોને આપનાર; નૃણાં = મનુષ્યોને; સાયંકાલે = સંધ્યાકાળે; વિશેષત: = ખાસ કરીને; ત્રિસપ્તં = એકવીસ વાર (૩ x ૭); સ્વાપકાલે= પક્ષાઘાત (લકવો) થાય ત્યારે; તુ = વળી; મન્દવારે = શનિવારે; સુસંયત: = સારી રીતે સંયમ પાળીને; તસ્ય = તેનો; રોગભયં = રોગનો ભય; નાસ્તિ = રહેતો નથી; ત્રિ:સત્યં= ત્રણે વચનો સત્ય; નાત્ર = અહિં (અત્ર) નહિ (ન); સંશય: = શંકા. ] ...૧૧-૧૨.

જે **રંગ** (ભવ) રોગના દુ:ખનો નાશ કરનાર, મનુષ્યોને સર્વ પ્રકારનાં સુખ આપનાર આ સ્તોત્ર- ખાસ કરીને સંધ્યાકાળે બોલે છે અને પક્ષાઘાત થાય ત્યારે એકવીસ વાર બોલે છે અને શનિવારે સંયમપૂર્વક બોલે છે તેને રોગનો ભય નથી એ ત્રણે વચનો સત્ય છે એમાં અહીં જરાય સંશય નથી. .....૧૧-૧૨.

## ૧૨. મંત્રગર્ભ દત્તાત્રેયસ્તોત્રમ્ | (રાગ: માલકૌંસ)

**દત્**તેષ્ટો **દિ**વ્યજન્માજ:[1] **દિ**ષ્ટકૃદ્ **અ**ત્રિજો બુધ:|
**તા**પસો **ગં**ધલિપ્તાઙ્ગો **ગં**ભીરો **વ**નવાસભાક્ |૧|

**ત્રે**તાદિયુગકૃદ્ **બ**લ્યો **બ**લક્ષો[2] **ધૂ**તહૃન્મલ: |
**ય**તીન્દ્રો **ર**મણીયાભો [3]**રા**જીવાક્ષસ્ **ત**થાગત: |૨|

**હ**તારિર્ **મુ**દિતાસ્યો **દિ**ગ્વસ્ત્રાઢ્યશ્ **ચિં**ત્યરૂપવાન્|
**રે**વાવગાહનો **ને**તા [4]**ગં**જનસ્ **ત**સ્કરાધિપ: |૩|

**કૃષ્**ણાતીરવિહારો **બા**હષટ્કો **બ**લ્લવો **ન**રેટ્ |
[5]**ણ**ડાગારપ્રિયો **લ**ક્ષ્યો **રા**જરાજશ્ચ **શ્રી**ધર: |૪|

**ઉન્**મત્ત: **પિ**કવાગ્ધીશ: **શ્રી**રઙ્ગો **ગુ**હ્યકાર્ચિત:|
**મત્**તાનન્દપ્રદ: **શા**ન્ત: **પા**ખંડરિપુરાડ્ **રુ**ચિ: |૫|

**તા**રકાજિત- **ચ**ન્દ્રાર્કો **દ**મશિક્ષસ્તુ **દે**શિક: |
**નં**દાનન્દસમો **જ્ઞા**ની **વલ્**લકીનાદરાડ્ **વ**ર: |૬|

**દ**યાબ્ધિર્ [6]**ન**ગ્નિકાશ્લિષ્ટો **લ**દ્વાશી [7]**દત્**તસાગર:|
**દા**નવારિસ્તુ **સા**ધ્વીડ્યો [8]**ભ**ગુરુસ્ **ત**પસાંનિધિ:|૭|

---

૧. ભાગ્યકર્તા. ૨. ગૌરાંગ. વિજયી. ૩. કમળ સમાન નેત્રવાળા. ૪. સર્વશ્રેષ્ઠ. ૫. સ્નાનાગાર. ૬. (i) નગ્ન સ્ત્રી. (ii) વાસના રહિત સ્થિતિ. ૭. (i) જેણે ચતુર્વિધ ભુક્તિ આપી છે (સાગર = ચાર). (ii) જેણે (ઉપમન્યુને દૂધનો) સાગર આપ્યો છે. ૮. (i) ભ = ભમરો. (ii) ચોવીસ.

**ચજ્ઞેશો ગતસંરમ્ભો**[1] **દિનકૃચ્છતભાસુરઃ ।**
**કર્માધ્યક્ષો રસેશશ્ચ** [2]**ગંજાવાસી ગુણાકરઃ ।૮।**

**દદ્યાત્સુખં સદાનન્દો બહુરૂપો જનાર્દનઃ ।**
**કામરૂપો વશીદાતા રાદ્ધેશો 'રઙ્ગ' સંસ્તુતઃ।૯।**

ઈતિ શ્રીદત્તપાદારવિંદમિલિન્દબ્રહ્મચારીપાંડુરંગ (રંગ અવધૂત) મહારાજવિરચિતં મંત્રગર્ભં દત્તાત્રેયસ્તોત્રં સમ્પૂર્ણમ્ ।

## શબ્દાર્થ

[ દત્તેષ્ટો = ઈષ્ટ આપનાર (દત્ત); દિવ્યજન્મા = દિવ્ય રીતે જન્મેલો; અજઃ= જેનો જન્મ નથી તે; દિષ્ટકૃદ્ = ભાગ્ય (દિષ્ટ)નો કર્તા; અત્રિજઃ = અત્રિનો પુત્ર (જ); બુધઃ = ડાહ્યો, જ્ઞાની; તાપસઃ = તપસ્વી; ગંધલિપ્તાંગઃ = સુગંધીથી લેપાયેલા અંગવાળો; ગંભીરઃ = ગંભીર; વનવાસભાક્ = વનવાસી. ] .....૧.

[ ત્રેતાદિયુગકૃદ્ = ત્રેતા વગેરે યુગનો કર્તા; બલ્યઃ = બળવાન; બલક્ષઃ = ગૌરાંગ (અથવા વિજયી); ધૂત હન્મલઃ = હૃદય(હૃદ)ના મળને ફગાવી દેનાર; યતીન્દ્રઃ = સંન્યાસી(યતિ)માં શ્રેષ્ઠ (ઇંદ્ર); રમણીય = સુંદર, રમણીય; આભઃ = તેજવાળા; રાજીવાક્ષસ્ = કમળ (રાજીવ) સમાન નેત્રવાળા (અક્ષઃ); તથાગતઃ = ભિક્ષુક (બુદ્ધની માફક). ] .....૨.

[ હતારિઃ = શત્રુ (ષડ્‌રિપુ)ને મારનાર; મુદિતાસ્યઃ = પ્રસન્ન (મુદિત) મુખવાળા (આસ્ય); દિગ્વસ્ત્રાઢ્યઃ = દિશાઓરૂપી વસ્ત્રવાળા; ચિંત્યરૂપવાન્ = ચિંતન કરવા યોગ્ય (ચિંત્ય) રૂપવાળા; રેવાવગાહનઃ = રેવામાં સ્નાન કરનાર (અવગાહનઃ); નેતા = માર્ગદર્શક; ગંજનઃ = સર્વશ્રેષ્ઠ, સર્વને ટપી જનાર; તસ્કરાધિપઃ = ચોર (તસ્કર)ના સ્વામી (અધિપઃ). ] .....૩.

[ કૃષ્ણાતીરવિહારઃ = કૃષ્ણા નદીને કિનારે વિહાર કરનાર; બાહુષટ્કઃ = છ (ષટ્ક) હાથવાળા; બલ્લવઃ = ગોપાલ, ગોવાળિયો; નરેટ્ = મનુષ્યોમાં પૂજાનાર; ણડાગારપ્રિયઃ = સ્નાનાગારના શોખીન; લક્ષ્યઃ = પ્રાપ્તવ્યસ્થાન; રાજરાજઃ = રાજાઓનો પણ રાજા; ચ = અને; શ્રીધરઃ = લક્ષ્મી (શ્રી)ને ધારણ કરનાર. ] ..૪.

---

૧. આવેશ. ૨. ઝૂંપડીમાં નિવાસ કરવાવાળા.

[ ઉન્મત્તઃ = ઉન્મત્ત; પિકવાગ્ = કોયલ (પિક)ના જેવી વાણીવાળા; ધીશઃ = બુદ્ધિ (ધિ)ના ઈશ્વર (ઈશઃ); શ્રીરંગઃ = શ્રીરંગસ્વરૂપ; ગુહ્યકાર્ચિતઃ = ગંધર્વો (ગુહ્યકો)થી પૂજાએલા; મત્તાનન્દપ્રદઃ (મત્તાનન્દપ્રદઃ)= ઉન્મત્ત (મત્ત) આનંદને આપનાર (પ્રદઃ); શાન્તઃ = શાંત; પાખંડરિપુરાડ્ = પાખંડી શત્રુઓના રાજા (શાસક) (રાટ્); રુચિઃ = તેજોરૂપ. ] .....૫.

[ તારકાજિતચન્દ્રાર્કઃ = (આંખની) કીકીઓ વડે ચંદ્ર-સૂર્ય (અર્ક)ના તેજને જીતનાર; દમશિક્ષઃ = દમન (દયા, દાન)નો બોધ આપનાર; તુ = પાદપૂરક શબ્દ; દેશિકઃ = આચાર્ય; નંદાનંદસમઃ = આનંદ (નંદ) અને શોક (અનંદ)ને સમાન માનનાર; જ્ઞાની = જ્ઞાની; વલ્લકીનાદરાડ્ = બંસીનાદમાં નિપુણ (રાટ્); વરઃ = શ્રેષ્ઠ. ] .....૬.

[ દયાબ્ધિઃ = દયાનો સાગર (અબ્ધિઃ); નગ્નિકાશ્લિષ્ટઃ = નગ્ન બાલિકા (વાસના રહિત સ્થિતિ)ને ભેટેલો; લઘ્વાશી = મિતાહારી, થોડું (લઘુ) ખાનાર (આશી); દત્તસાગરઃ (દત્તસાગરઃ) = ચાર (સાગર) પ્રકારની મુક્તિ આપનાર (અથવા ઉપમન્યુને દૂધનો સાગર આપનાર); દાનવારિઃ = દાનવોના દુશ્મન (અરિઃ); તુ = પાદપૂરક શબ્દ; સાધ્વીડ્યઃ = સજ્જનો (સાધુ)થી પ્રશંસવા યોગ્ય (ઈડ્યઃ); ભગુરુઃ = ભ્રમર (ભ)ને ગુરુ કરનાર અથવા ચોવીસ (ભ) ગુરુ કરનાર (ભ એ મૂળાક્ષરમાં ચોવીસમા ક્રમે આવે છે); તપસાંનિધિઃ = તપનો ભંડાર (નિધિ). ] .....૭.

[ યજ્ઞેશઃ=યજ્ઞનો ઈશ; ગતસંરમ્ભઃ = જેનો આવેશ (સંરમ્ભઃ) જતો રહ્યો છે તે, આવેશ રહિત; દિનકૃત્શતભાસુરઃ = સેંકડો (શત) સૂર્ય (દિનકૃત્) જેવી કાંતિવાળો (ભાસુરઃ); કર્માધ્યક્ષઃ = કર્માધ્યક્ષ (સાક્ષી); રસેશઃ = રસેશ્વર (પૃથ્વીપતિ); ચ = અને; ગંજાવાસી = ઝૂંપડી (ગંજા)માં વસનાર; ગુણાકરઃ = ગુણોનો ભંડાર (આકરઃ). ] .....૮.

[ દધાત્સુખં = સુખ આપો; સદાનંદઃ = હંમેશાં આનંદસ્વરૂપ; બહુરૂપઃ = અનેકરૂપો ધારણ કરનાર; જનાર્દનઃ = જનાર્દન; કામરૂપઃ = ઈચ્છા પ્રમાણે અનેક રૂપ ધારણ કરનાર; વશી = આત્માને વશ કરનાર; દાતા = દાનેશ્વર; રાદ્ધેશઃ = માયા (ચમત્કાર) પતિ; રંગસંસ્તુતઃ = રંગ દ્વારા સ્તુતિ કરાએલ. ] .....૯.

## અર્થ

ઈષ્ટ આપનાર, દિવ્યજન્મા, અજ, ભાગ્યનો કર્તા, અત્રિનો પુત્ર, બુધ (ડાહ્યો), તપસ્વી, સુગંધલિપ્ત અંગવાળો, ગંભીર, વનવાસી, ત્રેતા વગેરે યુગનો કર્તા, બળવાન (અથવા બળ આપનાર), ગૌરાંગ (અથવા વિજયી), હૃદયના મળને ફગાવી દેનાર, યતિશ્રેષ્ઠ, રમણીય, તેજવાળા, કમળ સમાન નેત્રવાળા, (બુદ્ધની માફક) ભિક્ષુક, શત્રુ(ષડ્રિપુ)ને

મારનાર, પ્રસન્ન મુખવાળા; દિશાઓ રૂપી વસ્ત્રવાળા, ચિંતન કરવા યોગ્ય રૂપવાળા, રેવામાં સ્નાન કરનાર, માર્ગદર્શક, (સર્વને) ટપી જનાર, તસ્કર (ચોર)ના સ્વામી, કૃષ્ણા નદીના કિનારે વિહાર કરનાર, છ હાથવાળા, ગોપાલ, મનુષ્યોમાં પૂજાનાર, સ્નાનાગારના શોખીન, લક્ષ્ય (પ્રાપ્તવ્યસ્થાન), રાજાઓના પણ રાજા, શ્રી (લક્ષ્મી, શોભા)ને ધારણ કરનાર, ઉન્મત્ત, કોયલના જેવી વાણીવાળા, બુદ્ધિના ઈશ્વર, શ્રીરંગસ્વરૂપ, ગુહ્યકો (ગંધર્વો)થી પૂજાએલા, ઉન્મત્ત આનંદને આપનાર, શાંત, પાખંડી શત્રુઓના રાજા (શાસક), તેજોરૂપ, (આંખની) કીકીઓ વડે ચંદ્રસૂર્યના તેજને જીતનાર, દમન (દયા, દાન)નો બોધ આપનાર, આચાર્ય, આનંદ અને શોકને સમાન માનનાર, જ્ઞાની, બંસીનાદમાં નિપુણ, શ્રેષ્ઠ, દયાનો સાગર, નગ્ન બાલિકા (અથવા વાસના રહિત સ્થિતિ)ને ભેંટેલો, મિતાહારી, ચતુર્વિધ મુક્તિ આપનાર (અથવા ઉપમન્યુને દૂધનો સાગર દેનાર), દાનવોનો દુશ્મન, સજ્જનોથી પ્રશંસવા યોગ્ય, ભ્રમરને (તથા ચોવીસ) ગુરુ કરનાર, તપનો ભંડાર, યજ્ઞનો ઈશ, આવેશરહિત, સેંકડો સૂર્ય જેવી ક્રાંતિવાળો, કર્મનો અધ્યક્ષ (સાક્ષી), રસેશ્વર (પૃથ્વી-પતિ), ઝૂંપડીમાં વાસ કરનાર, ગુણોનો ભંડાર, સદા આનંદસ્વરૂપ, અનેક રૂપો ધારણ કરનાર, આત્માને વશ કરનાર, દાનેશ્વર, માયા (ચમત્કાર) પતિ, અને **'રંગ'** દ્વારા સ્તુતિ કરાયેલ (એ ભગવાન દત્તાત્રેય સર્વને) સુખ આપો. .....૧-૯.

## ૧૩. <u>દત્તપ્રણતિઃ</u>

યસ્મિન્નોતં પ્રોતમશેષં જગદેતદ્
યજ્જં યત્સ્થં ચાન્તે યસ્મિંલ્લયમેતિ ।
વાચાગમ્યં વેદનરૂપં ત્રિગુણેશં
દત્તાત્રેયં તં હૃદિ સન્તં પ્રણતોઽસ્મિ ॥૧॥

પ્રાદુર્ભૂતં હ્યત્રિતપઃ કિં જગદર્થે
કિં હ્યનસૂયાપાતિવ્રત્યં ફલિતં તત્ ।
મૂર્તામૂર્તાતીતં જાતં હ્યજમેનં
દત્તાત્રેયં તં હૃદિ સન્તં પ્રણતોઽસ્મિ ॥૨॥

અગ્નિર્યદ્ દત્તં તૃણમેકં ન શશાક
દગ્ધું વાયુર્હ્યુત્થાપયિતું સ્વબલેન ।
જ્ઞાતું ચેન્દ્ર-વિરોચન-પ્રમુખાઃ પ્રજ્ઞાનં
દત્તાત્રેયં તં હૃદિ સન્તં પ્રણતોઽસ્મિ ॥૩॥

એકોઽહં સ્યાં બહ્વિતિ ભૂતોઽનેકો યો
ભક્તાધીનો ભાવનરૂપો ગુરુરાદ્યઃ ।
યન્નિઃશ્વસિતં શાસ્ત્રમખણ્ડં નિગમાદિ
દત્તાત્રેયં તં હૃદિ સન્તં પ્રણતોઽસ્મિ ॥૪॥

કાન્તં કારુણ્યાબ્ધિમકામં કમનીયં
દાન્તં દેવેડ્યં દમ્ભારિં દકદાભમ્ ।
શાન્તં સર્વેશં શમરૂપં શફરાક્ષં
દત્તાત્રેયં તં હૃદિ સન્તં પ્રણતોઽસ્મિ ॥૫॥

અગ્નિશ્ચૈકો યત્પ્રતિકાષ્ઠે વિવિધઃ સ્યાદ્
યદ્વચ્ચામ્ભઃ પાત્રવિભેદે બહુરૂપમ્ ।
તદ્વત્ તત્ તદ્ રૂપમરૂપં વિભુમેકં
દત્તાત્રેયં તં હૃદિ સન્તં પ્રણતોઽસ્મિ ॥૬॥

યદ્ભાસા રવિચન્દ્રમસૌ તૌ ભાસ્વન્તૌ
યં ભાસયિતું નો શક્તૌ તૌ સ્વબલેન ।
યં ભાન્તં હ્યનુભાતિ સમસ્તં તડિદાદિ
દત્તાત્રેયં તં હૃદિ સન્તં પ્રણતોઽસ્મિ ॥૭॥

યત્સત્તાકં પ્રાણિતિ સર્વં પ્રાણાદિ
શ્રોત્રં શબ્દં વૃણુતે મનુતે મન-આદિ ।
એકં નાના યં કવયન્તિ જ્ઞવિશેષા
દત્તાત્રેયં તં હૃદિ સન્તં પ્રણતોઽસ્મિ ॥૮॥

દૂરે ચાન્તિક એષ સુગુપ્તઃ સર્વાન્ત-
ર્નિત્યઃ શુદ્ધઃ સાક્ષ્યગુણોપીડ્ ગુણમેતિ ।
ભક્તેચ્છાપરિપૂર્ત્યર્થમજો હ્યવિનાશી
દત્તાત્રેયં તં હૃદિ સન્તં પ્રણતોઽસ્મિ ॥૯॥

દૃષ્ટ્વા લોકાઞ્શોકનિમગ્નાન્ કરુણાપ્તો
બદ્ધ્વા સેતું જ્ઞાનમયં યશ્ચિરજીવી ।
નિન્યે નન્દં નતસન્નાર્તાન્ દિગ્વસ્ત્રો
દત્તાત્રેયં તં હૃદિ સન્તં પ્રણતોઽસ્મિ ॥૧૦॥

નિસ્ત્રૈગુણ્યઃ સંસૃતિભંગો નિઃસંગો
બાલોન્મત્ત - પિશાચસુવેષો બહુરંગઃ ।
લીલારૂપમરૂપો ધૃત્વા બહુ રેમે
દત્તાત્રેયં તં હૃદિ સન્તં પ્રણતોઽસ્મિ ॥૧૧॥

વાસોહીનો વાસયતીદં સકલં યો
હ્યન્તર્બાહ્યં વ્યાપ્યૈકપદે હ્યવશિષ્ટઃ ।
આત્મારામો વનવિશ્રામો વરવર્ણી
દત્તાત્રેયં તં હૃદિ સન્તં પ્રણતોઽસ્મિ ॥૧૨॥

વર્ણાવર્ણાતીત - સુવર્ણસ્ત્વતિ- વર્ણો
ધર્માધર્માતીત - સુધર્મસ્ત્વતિ - ધર્મા ।
કર્માકર્માતીત - સુકર્મા યઃ કર્તા
દત્તાત્રેયં તં હૃદિ સન્તં પ્રણતોઽસ્મિ ॥૧૩॥

ત્યાગી ભોગી જટિલો મુંડી યો ભિક્ષુઃ
શિક્ષાર્થં કુરુતે મિતભૈક્ષ્યં મધ્યાહ્ને ।
યં હ્યવધૂતં નો જાનીતે હતભાગ્યો
દત્તાત્રેયં તં હૃદિ સન્તં પ્રણતોઽસ્મિ ॥૧૪॥

હંસં તમસઃ પારં સારં નૃભવસ્ય
કાલં કાલાતીતમતીતં વિભવસ્ય ।
ગો-કુક્કુરસમ-દષ્ટિં દષ્ટિં દષ્ટેર્હિ
દત્તાત્રેયં તં હૃદિ સન્તં પ્રણતોઽસ્મિ ॥૧૫॥

અન્તર્યામી યો બહિરાસ્તે ગુરુરૂપો
વિષ્ણુબ્રહ્મસદાશિવરૂપો બહુરૂપઃ ।
દાનાદિત્રિતયં યચ્છિક્ષા ત્વકહન્ત્રી
દત્તાત્રેયં તં હૃદિ સન્તં પ્રણતોઽસ્મિ ॥૧૬॥

યં જ્ઞાત્વાઽન્યદ્ જ્ઞાતવ્યં નો ભુવિ કિંચિદ્
યં દષ્ટવાઽન્યદ્ દષ્ટવ્યં નો યદ્‌વજર્યમ્ ।
દશ્યાતીતં દશ્યવિહીનં દગ્રૂપં
દત્તાત્રેયં તં હૃદિ સન્તં પ્રણતોઽસ્મિ ॥૧૭॥

શુદ્ધં બુદ્ધમનન્તં નિશ્ચલમનવદ્યં
ગેયં ધ્યેયં જ્ઞેયમજસ્રં સમ્રાજમ્ ।
શબ્દામેયં શબ્દસ્ફોટં સન્માત્રં
દત્તાત્રેયં તં હૃદિ સન્તં પ્રણતોઽસ્મિ ॥૧૮॥

ભાવાતીતં ભાવિતભક્તં ભવદાવમ્
વંદ્યં વાદ-વિવર્જિતવેદ્યં વનિ-વર્જ્યમ્ ।
સ્ત્રી-પુંભેદ વિહીનમભેદં સુખરૂપમ્
દત્તાત્રેયં તં હૃદિ સન્તં પ્રણતોઽસ્મિ ॥૧૯॥

જાગરસ્વપ્ન સુષુપ્તિવિહીનો યો નિત્યં
ભક્તાર્તિઘ્નો જાગર્તીહ પ્રત્યક્ષમ્ ।
બાહ્યાભ્યન્તરપૂર્ણવરેણ્યો વરકીર્તિર્
દત્તાત્રેયં તં હૃદિ સન્તં પ્રણતોઽસ્મિ ॥૨૦॥

ત્રીશં તિષ્યે તારકમાદ્યં તત્પદદં
દેહે દેહાતીતમભેદ્યં ભક્તેષ્ટમ્ ।
આદાવન્તે હ્યેકમભંગં વર**રંગમ્**
દત્તાત્રેયં તં હૃદિ સન્તં પ્રણતોઽસ્મિ ॥૨૧॥

❀

## શબ્દાર્થ

[ યસ્મિન્ = જેનામાં; ઓતંપ્રોતં = ઓતપ્રોત થયેલું છે; અશેષં = સંપૂર્ણ, નિ:શેષ; જગત્ = જગત; એતદ્ = આ; યજ્જં = (યત્ + જં) જેનામાંથી જન્મે છે; યત્સ્થં = જેમાં સ્થિત રહે છે; ચ = અને; અન્તે = આખરે; યસ્મિન્ = જેમાં; લયમેતિ= લય પામે છે; વાચા = વાણીથી; અગમ્યં = જે અગમ્ય છે; વેદનરૂપં = જ્ઞાનસ્વરૂપ છે; ત્રિગુણેશં = ત્રણે ગુણો (સત્ત્વ, રજસ્ અને તમસ્)ના ઈશ છે; દત્તાત્રેયં = દત્તાત્રેય ભગવાનને; તં = તે; હૃદિ = હૃદયમાં; સન્તં = વસનારા, રહેનારા; પ્રણતોઽસ્મિ = (પ્રણત: + અસ્મિ) (હું) પ્રણામ કરું છું. ] .....૧.

## અર્થ

જેનામાં આ જગત સંપૂર્ણપણે (નિ:શેષ રીતે) ઓતપ્રોત થયેલું છે, જેનામાંથી જન્મેલું છે, જેનામાં સ્થિત છે અને અંતે જેનામાં લય પામે છે, જે વાણીથી અગમ્ય છે, જે જ્ઞાન સ્વરૂપ છે, જે ત્રણ ગુણોના (સત્વ, રજસ્ અને તમસ્) ઈશ છે, તે હૃદયમાં વસનારા ભગવાન દત્તાત્રેયને હું પ્રણામ કરું છું. .....૧.

[ પ્રાદુર્ભૂતં = પ્રગટ થયું છે; હિ = ખરેખર; અત્રિતપ: = અત્રિમુનિનું તપ; કિં= શું; જગદર્થે = જગત માટે, (જગતના કલ્યાણ માટે); કિં = શું; હિ = ખરેખર; અનસૂયા પાતિવ્રત્યં = મા અનસૂયાનું પતિવ્રતાપણું (પાતિવ્રત્ય); ફલિતં = ફળ્યું છે; તત્ = તે; મૂર્તામૂર્તાતીતં (મૂર્ત + અમૂર્ત + અતીતં) = મૂર્ત અને અમૂર્તથી પર; જાતં = જન્મ ધારણ કરનાર; હિ = ખરેખર; અજમ્ = અજન્મા હોવા છતાં; એનં = આને; દત્તાત્રેયં = દત્તાત્રેય ભગવાનને; તં = તે; હૃદિ = હૃદયમાં; સન્તં = વસનારા, રહેનારા; પ્રણતોઽસ્મિ = (પ્રણત: + અસ્મિ) (હું) પ્રણામ કરું છું. ] .....૨.

**શું જગતના કલ્યાણ માટે અત્રિઋષિનું તપ જ પ્રગટ થયું છે? શું તે અનસૂયામાતાનું પાતિવ્રત્ય ફળીભૂત થયું છે? જે સાકાર-નિરાકારથી વિલક્ષણ છે, જે અજન્મા હોવા છતાં જન્મેલા છે, તે હૃદયમાં વસનારા ભગવાન દત્તાત્રેયને હું પ્રણામ કરું છું. .....૨.**

[ અગ્નિ: = અગ્નિ; યત્ = જેના; દત્તં = આપેલા; તૃણમ્ = તણખલાને; એકં = એક; ન = નહિ; શશાક = કરી શક્યો નહિ, સમર્થ બની શક્યો નહિ; દગ્ધું = બાળી નાંખવા માટે; વાયુ: = પવન; હિ = ખરેખર; ઉત્થાપયિતું = ઉડાડવા માટે; સ્વબલેન = પોતાના બળથી; જ્ઞાતું = જાણવા માટે; ચ = અને; ઈન્દ્ર = ઈન્દ્રદેવ; વિરોચન = વિરોચન રાજા (બલિરાજાના પિતા); પ્રમુખા: = મુખ્ય મુખ્ય; પ્રજ્ઞાનં = પ્રજ્ઞાન સ્વરૂપ; દત્તાત્રેયં = દત્તાત્રેય ભગવાનને; તં = તે; હૃદિ = હૃદયમાં; સન્તં = વસનારા, રહેનારા; પ્રણતોઽસ્મિ = (પ્રણત: + અસ્મિ) (હું) પ્રણામ કરું છું. ] .૩.

**જેણે આપેલા એક તણખલાને પોતાના બળ વડે બાળવા અગ્નિ સમર્થ ન થયો, વાયુ પણ (તે તણખલાને) ઉડાડી ન શક્યો, તથા ઇંદ્ર અને વિરોચન વગેરે (દેવો, દાનવો) પણ જે પ્રજ્ઞાન સ્વરૂપનું જ્ઞાન મેળવવા સમર્થ ન થયા, તે હૃદયમાં વસનારા ભગવાન દત્તાત્રેયને હું પ્રણામ કરું છું. .....૩.**

[ એકોઽહં = (એક: + અહં) હું એક છું; સ્યાં = થાઉં; બહુ = અનેક; ઈતિ= એમ; ભૂત: = થયો; અનેક: = અનેક; ય: = જે; ભક્તાધીનો = ભક્તને આધીન; ભાવનરૂપ = ભાવ સ્વરૂપ; ગુરુ: = ગુરુ; આદ્ય: = આદિ; યત્ = જેના; નિ:શ્વસિતં = ઉચ્છવાસ, નિ:શ્વાસ; શાસ્ત્રમ્ = શાસ્ત્રો; અખંડં = સંપૂર્ણ; નિગમ = વેદ; આદિ = વગેરે; દત્તાત્રેયં = દત્તાત્રેય ભગવાનને; તં = તે; હૃદિ = હૃદયમાં; સન્તં = વસનારા, રહેનારા; પ્રણતોઽસ્મિ = (પ્રણત: + અસ્મિ) (હું) પ્રણામ કરું છું. ] .....૪.

**"હું એક છું અને અનેક થાઉં" આવો સંકલ્પ કરીને જે અનેકરૂપે (પ્રગટ) થયા છે, જે ભક્તને આધીન છે, ભાવસ્વરૂપ છે અને જે આદિગુરુ છે, વેદ વગેરે સંપૂર્ણ શાસ્ત્રો જેના નિ:શ્વાસરૂપ છે, તે હૃદયમાં વસનારા ભગવાન દત્તાત્રેયને હું પ્રણામ કરું છું. .....૪.**

[ કાન્તં = સુંદર; કારુણ્યાબ્ધિમ્ = કરુણાના સાગર (અબ્ધિ); અકામં = નિષ્કામ; કમનીયં = કમનીય, ઈચ્છવા યોગ્ય; દાન્તં = ઈન્દ્રિયને વશ કરનાર, ઈન્દ્રિય ઉપર કાબૂ ધરાવનાર; દેવેડ્યં = (દેવ + ઈડ્યં) = દેવોથી વખાણાયેલા; દમ્ભારિં = દંભના દુશ્મન, દંભને હણનાર; દકદાભમ્ = મેઘ સમાન વર્ણવાળા; શાન્તં = શાન્ત (મનને વશ રાખનાર); સર્વેશં = સર્વના ઈશ; શમરૂપં = શમરૂપ (શમ એટલે મનને વશ કરવાની ક્રિયા); શફર = માછલી; અક્ષં = આંખ; દત્તાત્રેયં = દત્તાત્રેય ભગવાનને; તં = તે; હૃદિ = હૃદયમાં; સન્તં = વસનારા, રહેનારા; પ્રણતોઽસ્મિ = (પ્રણતઃ + અસ્મિ) (હું) પ્રણામ કરું છું. ] .....૫.

સુંદર, કરુણાના સાગર, કામનારહિત, ઈચ્છવા યોગ્ય, દમનશીલ (ઈન્દ્રિયો ઉપર કાબૂ ધરાવનાર), દેવો વડે સ્તુતિ કરાયેલા, દંભના શત્રુ (દંભને હણનાર), મેઘ જેવા વર્ણવાળા, શાંત, સર્વના નિયંતા (ઈશ), મનને વશ કરવાની ક્રિયારૂપ, માછલી જેવી આંખોવાળા, તે હૃદયમાં વસનારા ભગવાન દત્તાત્રેયને હું પ્રણામ કરું છું. .....૫.

[ અગ્નિઃ = અગ્નિ; ચ = અને; એકઃ = એક; યત્ = જે; પ્રતિ = દરેકે દરેક, પ્રત્યેક; કાષ્ઠે = લાકડામાં; વિવિધઃ = વિવિધરૂપે; સ્યાદ્ = રહેલો છે; યદ્વત્ = જેવી રીતે; ચ = અને; અમ્ભઃ = પાણી; પાત્ર = વાસણ; વિભેદે = ભેદને લીધે; બહુરૂપમ્ = અનેક રૂપવાળો; તદ્વત્ = તેવી રીતે; તત્ તત્ = તે તે; રૂપમ્ = રૂપવાળા; અરૂપમ્ = રૂપ વગરના, રૂપ રહિત; વિભુમ્ = વિભુ, સર્વ વ્યાપક; એકં = એક; દત્તાત્રેયં = દત્તાત્રેય ભગવાનને; તં = તે; હૃદિ = હૃદયમાં; સન્તં = વસનારા, રહેનારા; પ્રણતોઽસ્મિ = (પ્રણતઃ + અસ્મિ) (હું) પ્રણામ કરું છું. ] .....૬.

જેમ અગ્નિ એક હોવા છતાં પ્રત્યેક લાકડામાં વિવિધરૂપે રહેલો છે, અને વળી, જેવી રીતે જુદા જુદા પાત્રમાં (વાસણમાં) પાણી, જુદા જુદા આકારવાળું દેખાય છે તેવી જ રીતે જે જે રૂપો જણાય છે તે તે રૂપે અર્થાત્ સર્વરૂપે એક, રૂપરહિત સર્વવ્યાપક (વિભુ) રહેલા છે, તે હૃદયમાં વસનારા ભગવાન દત્તાત્રેયને હું પ્રણામ કરું છું. .....૬.

[ યદ્ = જેના; ભાસા = પ્રકાશથી; રવિ = સૂર્ય; ચન્દ્રમસૌ = ચંદ્ર; તૌ = તે બે; ભાસ્વન્તૌ = પ્રકાશમાન; યં = જેને; ભાસયિતું = પ્રકાશિત કરવા માટે; નો = નહિ, નથી; શક્તૌ = શક્તિશાળી, સમર્થ; તૌ = તે બે; સ્વબલેન = પોતાના બળથી; યં = જેના; ભાન્તં = પ્રકાશમાન થવાથી; હિ = ખરેખર; અનુભાતિ = પ્રકાશિત થાય છે; સમસ્તં = બધું, સમસ્ત; તડિદાદિ (તડિત્ + આદિ) = વીજળી (તડિત્) વગેરે; દત્તાત્રેયં = દત્તાત્રેય ભગવાનને; તં = તે; હૃદિ = હૃદયમાં; સન્તં = વસનારા, રહેનારા; પ્રણતોઽસ્મિ = (પ્રણતઃ + અસ્મિ) (હું) પ્રણામ કરું છું. ] .....૭.

જેના પ્રકાશથી, તે બે- સૂર્ય અને ચંદ્ર પ્રકાશમાન છે અને પોતાના બળથી જેને પ્રકાશિત કરવા માટે તે બંને શક્તિમાન નથી, જેના પ્રકાશમાન થવાથી જ વીજળી વગેરે બધું પ્રકાશિત દેખાય છે, તે હૃદયમાં વસનારા ભગવાન દત્તાત્રેયને હું પ્રણામ કરું છું. .....૭.

[ યત્ = જેની; સત્તાકં = સત્તાવડે કરીને; પ્રાણિતિ = પ્રાણ ધારણ કરે છે; સર્વં = સર્વ; પ્રાણાદિ = પ્રાણ વગેરે; શ્રોત્રં = કાન; શબ્દં = શબ્દ; વૃણુતે = સાંભળે છે; મનુતે = વિચાર કરી શકે છે; મન = મન; આદિ = વગેરે; એકં = એક; નાના = વિવિધ; યં = જેને; કવયન્તિ = કવન કરે છે; જ્ઞવિશેષા = વિશિષ્ટ જ્ઞાનીઓ; દત્તાત્રેયં= દત્તાત્રેય ભગવાનને; તં = તે; હૃદિ = હૃદયમાં; સન્તં = વસનારા, રહેનારા; પ્રણતોઽસ્મિ= (પ્રણત: + અસ્મિ) (હું) પ્રણામ કરું છું. ] .....૮.

જેની સત્તા (અસ્તિત્વ) વડે કરીને પ્રાણ વગેરે સર્વ પ્રાણ ધારણ કરે છે (શ્વાસ લઈ રહ્યા છે), કાન શબ્દને સાંભળે છે, મન વગેરે વિચાર કરી શકે છે, તથા (જે એક હોવા છતાં તેના વિષે) વિશિષ્ટ જ્ઞાનીઓ એક એવા એનું વિવિધ રૂપે કવન કરે છે, તે હૃદયમાં વસનારા ભગવાન દત્તાત્રેયને હું પ્રણામ કરું છું. .....૮.

[ દૂરે = દૂર; ચ = અને; અન્તિક = પાસે, નજીક; એષ: = આ; સુગુપ્ત: = અત્યંત ગુપ્ત રીતે; સર્વાન્ત: = સર્વના અંતર્યામી; નિત્ય: = નિત્ય, કાયમી; શુદ્ધ: = શુદ્ધ; સાક્ષી = સાક્ષી સ્વરૂપ; અગુણ: = નિર્ગુણ; અપિ + ઈડ્ = છતાં ઈશ્વર; ગુણમ્ = સગુણ; ઈતિ = એમ, થાય છે; ભકતેચ્છા = ભકતની ઈચ્છા; પરિપૂર્ત્યર્થમ્= પરિપૂર્ણ કરવા માટે; અજ: = અજ, નહિ જન્મતા; હિ = ખરેખર; અવિનાશી = અવિનાશી; દત્તાત્રેયં = દત્તાત્રેય ભગવાનને; તં = તે; હૃદિ = હૃદયમાં; સન્તં = વસનારા, રહેનારા; પ્રણતોઽસ્મિ = (પ્રણત: + અસ્મિ) (હું) પ્રણામ કરું છું. ] .....૯.

એ દૂર છે અને નજીક પણ છે. આમ અત્યંત ગુપ્ત રીતે રહેલા, સર્વના અંતર્યામી, નિત્ય, શુદ્ધ, સાક્ષી સ્વરૂપ, અજન્મા, અવિનાશી (જન્મ-મરણ રહિત) અને નિર્ગુણ (ગુણરહિત) હોવા છતાં જે ઈશ્વર, ભક્તોની ઈચ્છા પરિપૂર્ણ કરવા સગુણ થાય છે, તેવા અંત:કરણમાં વસનારા ભગવાન દત્તાત્રેયને હું પ્રણામ કરું છું. .....૯.

[ દષ્ટવા = જોઈને; લોકાન્ = લોકને; શોકનિમગ્નાન્ = શોકમાં ડૂબેલા; કરુણાપ્ત: = કરુણાથી વ્યાપ્ત; બદ્ધવા = બાંધીને; સેતું = પુલ; જ્ઞાનમયં = જ્ઞાનરૂપી; ય: = જે; ચિરજીવી = ચિરંજીવી (એટલે દત્તાત્રેય), (દત્તાત્રેય, પરશુરામ, હનુમાન, અશ્વત્થામા એ બધા હજી પણ જીવે છે.); નિન્યે = બાંધીને; નન્દં = આનંદ આપ્યો; નત = ભકતો; સત્ = સાધુપુરુષ; આર્તાન્ = આર્ત (દુ:ખી)ને; દિગ્વસ્ત્ર: = દિગંબર,

(દિશા જેનું વસ્ત્ર છે તે); દત્તાત્રેયં=દત્તાત્રેય ભગવાનને; તં = તે; હૃદિ = હૃદયમાં; સન્તં = વસનારા, રહેનારા; પ્રણતોઽસ્મિ = (પ્રણત: + અસ્મિ) (હું) પ્રણામ કરું છું. ] .૧૦.

**લોકોને શોકમાં ડૂબેલા જોઈને જે કરુણાથી વ્યાપ્ત થયા અને જે ચિરંજીવી દિગંબરે (દિશા જેનું વસ્ત્ર છે અથવા જે દિશાનું વસ્ત્ર છે તે દિગંબરે) જ્ઞાનરૂપી પૂલ બાંધીને, શરણાગત ભક્તો, સત્પુરુષો અને આર્તજનોને (દુ:ખીઓને) આનંદ આપ્યો તે હૃદયમાં સ્થિત ભગવાન દત્તાત્રેયને હું પ્રણામ કરું છું. .....૧૦.**

[ નિસ્ત્રૈગુણ્ય: (નિ: + ત્રૈગુણ્ય:) = ત્રણે ગુણોથી રહિત; સંસૃતિ = સંસાર; ભંગ: = ભંગ કરનાર (સંસારનો નાશ કરનાર); નિ:સંગ: = નિ:સંગ, સંગ વગરના; બાલોન્મત્ત = બાળક સમાન અને ઉન્મત્ત દશાવાળા; પિશાચસુવેષો = પિશાચ છતાં સુંદર વેષવાળા (પિશાચનો વેષ બિહામણો હોય છે, દત્તનો સોહામણો છે); બહુરંગ:= અનેક રંગવાળા; લીલારૂપમ્ = લીલા માટે લીધેલું રૂપ; અરૂપ: = રૂપ વગરનાં, અરૂપી; ધૃત્વા = ધરીને, ધારણ કરીને; બહુ = અનેક; રેમે = રમમાણ થયો; દત્તાત્રેયં = દત્તાત્રેય ભગવાનને; તં = તે; હૃદિ = હૃદયમાં; સન્તં = વસનારા, રહેનારા; પ્રણતોઽસ્મિ = (પ્રણત: + અસ્મિ) (હું) પ્રણામ કરું છું. ] .....૧૧.

**ત્રણે ગુણોથી પર (રહિત), સંસારનો (ભંગ) નાશ કરનાર (અજ્ઞાનનાશક), સંગ વગરના (અસંગ), બાળક સમાન અને ઉન્મત્ત દશાવાળા અને (લીલા માટે) પિશાચના સુંદર સોહામણા વેષને ધારણ કરનાર, બહુરંગી, અરૂપી હોવા છતાં અનેક રૂપો ધારણ કરીને અનેક પ્રકારે રમમાણ થનાર (લીલા કરનાર), તે હૃદયમાં બિરાજમાન ભગવાન દત્તાત્રેયને હું પ્રણામ કરું છું. .....૧૧.**

[ વાસ: = વસ્ત્ર; હીન: = વગરનાં, (વાસોહીન: = દિગંબર (દિશા જેનું અંબર છે તે એક અર્થ, જે દિશાનું અંબર છે તે એવો દિગંબરનો બીજો અર્થ)); વાસયતિ = આચ્છાદન કરે છે; ઈદં = આ; સકલં = સકલ (જગત)ને; ય: = જે; હિ = ખરેખર; અન્તર્બાહ્યં = અંદર અને બહાર; વ્યાપ્ય = વ્યાપીને; એકપદે = એક પગથી; હિ = જ; અવશિષ્ટ = બાકી; આત્મારામ: = આત્મમાં રમતા; વનવિશ્રામ: = વનમાં વિશ્રામ કરનાર; વર = શ્રેષ્ઠ; વર્ણી = બ્રહ્મચારી; દત્તાત્રેયં = દત્તાત્રેય ભગવાનને; તં = તે; હૃદિ= હૃદયમાં; સન્તં = વસનારા, રહેનારા; પ્રણતોઽસ્મિ = (પ્રણત: + અસ્મિ) (હું) પ્રણામ કરું છું. ] .....૧૨.

**જે વસ્ત્રહીન (દિશા જેનું અંબર છે અથવા જે દિશાનું વસ્ત્ર/ અંબર છે તે દિગંબર) હોવા છતાં, સકલ જગતને આચ્છાદિત કરે છે, જે અંદર અને બહાર સર્વત્ર વ્યાપીને (એક પગથી) એકરૂપે જ અવશિષ્ટ**

(બાકી) રહ્યા છે, તે આત્મારામ, વનમાં વિશ્રામ કરનાર, શ્રેષ્ઠ બ્રહ્મચારી (અતિ વર્ણાશ્રમી હોવાથી શ્રેષ્ઠ વર્ણવાળા), તે હૃદયમાં વસનારા ભગવાન દત્તાત્રેયને હું પ્રણામ કરું છું. .....૧૨.

[ વર્ણાવર્ણાતીત (વર્ણ + અવર્ણ + અતીત) = વર્ણ અને અવર્ણથી પર (અતીત); સુવર્ણ: = સુંદર (સુ) વર્ણવાળો; તુ = હોવા છતાં; અતિવર્ણ: = વર્ણથી પર; ધર્માધર્માતીત (ધર્મ + અધર્મ + અતીત) = ધર્મ અને અધર્મથી પર; સુધર્મ: = સદ્ (સુ) ધર્મવાળો; તુ = હોવા છતાં; અતિધર્મા = ધર્મથી પર; કર્માકર્માતીત (કર્મ + અકર્મ + અતીત) = કર્મ અને અકર્મથી પર; સુકર્મા = સત્કર્મવાળો; ય: = જે; કર્તા = કરનારો; દત્તાત્રેયં = દત્તાત્રેય ભગવાનને; તં = તે; હૃદિ = હૃદયમાં; સન્તં = વસનારા, રહેનારા; પ્રણતોઽસ્મિ = (પ્રણત: + અસ્મિ) (હું) પ્રણામ કરું છું. ] .....૧૩.

વર્ણ અને અવર્ણથી પર (અતીત) એવા સુંદર વર્ણવાળા હોવા છતાં જે વર્ણથી પર છે, ધર્મ અને અધર્મથી પર એવા શ્રેષ્ઠ ધર્મવાળા હોવા છતાં જે ધર્મથી પર છે અને કર્મ અને અકર્મથી પર એવા સત્કર્મોવાળા જે કર્તા છે; તે હૃદયમાં વસનાર ભગવાન દત્તાત્રેયને હું પ્રણામ કરું છું. .....૧૩.

[ ત્યાગી = ત્યાગ કરનારો; ભોગી = ભોગ ભોગવનારો; જટિલો = જટાધારી; મુણ્ડી = મુંડનવાળો; ય: = જે; ભિક્ષુ: = ભિક્ષુક (ભિક્ષા માગીને ખાનારો); શિક્ષાર્થે= ઉપદેશ (બોધ) દેવા માટે; કુરુતે = કરે છે; મિતભૈક્ષ્યં = મિતાહારી (પ્રમાણસર ખાનાર); મધ્યાહ્ને = બપોરે, (અહન્ = દિવસ. દિવસનો મધ્યભાગ એટલે મધ્યાહ્ને); યં = જેને; હિ = ખરેખર; અવધૂતં = અવધૂતને; નો = નથી; જાનીતે = જાણતો; હતભાગ્યો = હતભાગી, કમનસિબ, (ફૂટેલા નસીબવાળો); દત્તાત્રેયં = દત્તાત્રેય ભગવાનને; તં = તે; હૃદિ = હૃદયમાં; સન્તં = વસનારા, રહેનારા; પ્રણતોઽસ્મિ = (પ્રણત: + અસ્મિ) (હું) પ્રણામ કરું છું. ] .....૧૪.

(અવધૂત જુદા જુદા સમયે અલગ અલગ સ્થિતિમાં રહે છે) કદી ત્યાગી અવસ્થામાં હોય કે કદી ભોગી; કદી જટાધારી હોય કે કદી મુંડનવાળો ભિક્ષુક (સંન્યાસી) હોય અને (લોકોને) બોધ દેવા માટે મધ્યાહ્નકાળે જે મિતાહાર કરે છે એવા અવધૂત (દત્તાત્રેય)ને હતભાગી (કમનસીબ, ફૂટેલા નસીબવાળા) જાણતા નથી તે હૃદયમાં વસનારા ભગવાન દત્તાત્રેયને હું પ્રણામ કરું છું. .....૧૪.

[ હંસં = હંસ સ્વરૂપ; તમસ: પારં = તમસ્‌ને પેલે પાર; સારં = સારરૂપ; નૃભવસ્ય = મનુષ્ય (નૃ) જન્મના (ભવસ્ય); કાલં = કાલસ્વરૂપ; કાલાતીતમ્ = કાળથી પર; અતીતં = પર; વિભવસ્ય = ભિન્ન ભિન્ન (વિ) જન્મોથી (વિભવસ્ય);

ગો = ગાય; કુક્કુર = કૂતરાં; સમદષ્ટિ: = સમાન દષ્ટિવાળા; દષ્ટિં = દષ્ટિ; દષ્ટે: = દષ્ટિની; હિ = ખરેખર; દત્તાત્રેયં = દત્તાત્રેય ભગવાનને; તં = તે; હૃદિ = હૃદયમાં; સન્તં= વસનારા, રહેનારા; પ્રણતોઽસ્મિ = (પ્રણત: + અસ્મિ) (હું) પ્રણામ કરું છું. ] ..૧૫.

**હંસસ્વરૂપ, તમસ્ (અજ્ઞાન)ને પેલે પાર વસેલા, મનુષ્ય જન્મના સારરૂપ, કાળસ્વરૂપ ને કાળથી પર (કાળાતીત), ભિન્ન ભિન્ન જન્મોથી પર તથા ગાય અને કૂતરાં તરફ સમદષ્ટિવાળા અને દષ્ટિની પણ દષ્ટિ; એવા હૃદયમાં વસનાર ભગવાન દત્તાત્રેયને હું પ્રણામ કરું છું. .....૧૫.**

[ અન્તર્યામી = અંદર રહીને નિયમન કરનાર (યમ = કાબુમાં રાખવું, અંકુશ રાખવો); ય: = જે; બહિ: = બહાર; આસ્તે = વસે છે; ગુરુરૂપ: = ગુરુરૂપે; વિષ્ણુબ્રહ્મસદાશિવરૂપો = વિષ્ણુ, બ્રહ્મ અને સદાશિવરૂપ; બહુરૂપ: = બહુરૂપી, અનેકરૂપ ધારણ કરનાર; દાનાદિ = દાન વગેરે (દાન, દયા, દમન); ત્રિતયં = ત્રણે પ્રકારનો; યત્ = જે; શિક્ષા = બોધ, ઉપદેશ; તુ = વળી; અક = દુ:ખ, પાપ; હન્ત્રી= હણનારો; દત્તાત્રેયં = દત્તાત્રેય ભગવાનને; તં = તે; હૃદિ = હૃદયમાં; સન્તં = વસનારા, રહેનારા; પ્રણતોઽસ્મિ = (પ્રણત: + અસ્મિ) (હું) પ્રણામ કરું છું. ] .....૧૬.

**અંદર રહીને નિયમન કરનાર છતાં જે બહાર ગુરુસ્વરૂપે રહેલા છે, બ્રહ્મા, વિષ્ણુ અને સદાશિવ સ્વરૂપ જે બહુરૂપી છે અને દાન વગેરે (દયા અને દમન) ત્રણે પ્રકારનો જેનો બોધ પાપને (દુ:ખને) હણનારો છે; એવા હૃદયમાં બિરાજમાન ભગવાન દત્તાત્રેયને હું પ્રણામ કરું છું. .....૧૬.**

[ યં = જેને; જ્ઞાત્વા = જાણ્યા પછી; અન્યત્ = બીજું; જ્ઞાતવ્યં = જાણવાનું, જાણવા જેવું; નો (ન:) = નથી; ભુવિ = જગતમાં; કિંચિત્ = કંઈપણ; યં = જેને; દષ્ટ્વા = જોયા પછી; અન્યત્ = બીજું; દષ્ટવ્યં = જોવા જેવું; નો = નહિ, નથી; યત્= જે; વર્જ્યમ્ = સિવાય; દશ્યાતીતં = દશ્યથી પર; દશ્યવિહિનં = દશ્ય વગરના; દગ્રૂપં= દષ્ટિ સ્વરૂપ; દત્તાત્રેયં = દત્તાત્રેય ભગવાનને; તં = તે; હૃદિ = હૃદયમાં; સન્તં = વસનારા, રહેનારા; પ્રણતોઽસ્મિ = (પ્રણત: + અસ્મિ) (હું) પ્રણામ કરું છું. ] .૧૭.

**જેને જાણ્યા પછી આ જગતમાં બીજું કાંઈ પણ જાણવા જેવું બાકી રહેતું નથી, જેને જોયા પછી એના સિવાય (આ જગતમાં) બીજું કાંઈ જોવા જેવું રહેતું નથી એવા દશ્યથી પર, દશ્યવિહીન (દશ્ય વગરના), દષ્ટિસ્વરૂપ, હૃદયમાં બિરાજમાન તે ભગવાન દત્તાત્રેયને હું પ્રણામ કરું છું. .....૧૭.**

[ શુદ્ધં = શુદ્ધ; બુદ્ધં = બુદ્ધ; અનન્તં = અનંત; નિશ્ચલમ્ = નિશ્ચલ, સ્થિર; અનવદ્યં = પ્રશંસનીય; ગેયં = ગાવા યોગ્ય (ભજન કરવા યોગ્ય); ધ્યેયં = ધ્યાન કરવા યોગ્ય; જ્ઞેયમ્ = જાણવા જેવા; અજસ્રં = હંમેશાં; સમ્રાજમ્ = સમ્રાટ; શબ્દામેયં (શબ્દ + અમેયં) = શબ્દોથી ન મપાય તેવા (અમેયં); શબ્દસ્ફોટં = શબ્દોમાં સ્ફોટરૂપે રહેલા; સન્માત્રં (સત્ + માત્રં) = સત્તામાત્ર; દત્તાત્રેયં = દત્તાત્રેય ભગવાનને; તં = તે; હૃદિ = હૃદયમાં; સન્તં = વસનારા, રહેનારા; પ્રણતોઽસ્મિ = (પ્રણતઃ + અસ્મિ) (હું) પ્રણામ કરું છું. ] .....૧૮.

**શુદ્ધ, બુદ્ધ, અનંત, નિશ્ચલ (સ્થિર), પ્રશંસનીય, હંમેશાં ગાવા (ભજન કરવા) યોગ્ય, હંમેશાં ધ્યાન કરવા યોગ્ય, જાણવા યોગ્ય, નિરંતર સમ્રાટ, શબ્દોથી અમાપ, શબ્દમાં સ્ફોટરૂપે રહેલા, સત્તામાત્ર, સત્સ્વરૂપ, એવા તે હૃદયમાં વસનાર ભગવાન દત્તાત્રેયને હું પ્રણામ કરું છું. .....૧૮.**

[ ભાવાતીતં = ભાવથી પર; ભાવિતભક્તં = ભક્તોને લાડ લડાવનાર; ભવદાવં = સંસારના દાવાનળ; વન્દ્યં = વંદન કરવાને યોગ્ય; વાદવિવર્જિતવેદ્યં = વાદ રહિત (વિવર્જિતં) જાણી શકાય (વેદ્યં); વનિવજર્યમ્ = ઈચ્છા રહિત; સ્ત્રીપુંભેદવિહિનં = સ્ત્રી અને પુરુષ એવા ભેદ વગરના; અભેદં = અભેદ, ભેદ રહિત; સુખરૂપં = સુખ સ્વરૂપ; દત્તાત્રેયં = દત્તાત્રેય ભગવાનને; તં = તે; હૃદિ = હૃદયમાં; સન્તં = વસનારા, રહેનારા; પ્રણતોઽસ્મિ = (પ્રણતઃ + અસ્મિ) (હું) પ્રણામ કરું છું. ] .....૧૯.

**ભાવથી પર, ભક્તોને લાડ લડાવનારા (ભક્તો દ્વારા ભાવના કરાએલા), સંસાર બાળનાર દાવાનળરૂપ, વંદન કરવા યોગ્ય, વાદરહિત ને જાણવા યોગ્ય, ઈચ્છારહિત, (જેની દૃષ્ટિમાં) સ્ત્રી-પુરુષ વગેરે ભેદ નથી એવા ભેદરહિત, સુખસ્વરૂપ, હૃદયમાં વસનાર ભગવાન દત્તાત્રેયને હું પ્રણામ કરું છું. .....૧૯.**

[ જાગર = જાગ્રત; સ્વપ્ન = સ્વપ્ન; સુષુપ્તિ = સુષુપ્તિ (ઘસઘસાટ ઊંઘવું); વિહિનઃ = વગરના; યઃ = જે; નિત્યં = હંમેશાં; ભક્તાર્તિઘ્નો = (ભક્ત + આર્તિ + ઘ્ન) = ભક્તોના દુઃખને (આર્તિ) દૂર કરનાર, નાશ કરનાર (ઘ્ન); જાગર્તિ = જાગે છે; ઈહ = અહીં; પ્રત્યક્ષમ્ = (પ્રતિ + અક્ષમ્) = પ્રત્યેક ઈન્દ્રિય (અક્ષ)માં; બાહ્યાભ્યન્તર= બહાર (બાહ્ય) અને અંદર (અભ્યાન્તર); પૂર્ણ = પૂર્ણરૂપે; વરેણ્યઃ = પસંદ કરવાને યોગ્ય; વર = ઉત્તમ, શ્રેષ્ઠ; કીર્તિઃ = કીર્તિવાળા; દત્તાત્રેયં = દત્તાત્રેય ભગવાનને; તં = તે; હૃદિ = હૃદયમાં; સન્તં = વસનારા, રહેનારા; પ્રણતોઽસ્મિ = (પ્રણતઃ + અસ્મિ) (હું) પ્રણામ કરું છું. ] .....૨૦.

**જે જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિરહિત નિત્યસ્વરૂપ છે, જે હંમેશાં ભક્તોના દુઃખ (હણનાર) દૂર કરનાર છે, જે અહીં પ્રત્યેક**

ઇંદ્રિયમાં (આ લોકમાં, પ્રત્યક્ષ) જાગી રહ્યા છે, જે બહાર-અંદર પૂર્ણ અને પસંદ કરવા યોગ્ય છે અને ઉત્તમ (શ્રેષ્ઠ) કીર્તિવાળા છે, તે હૃદયમાં વસનાર, ભગવાન દત્તાત્રેયને હું પ્રણામ કરું છું. .....૨૦.

[ ત્રીશં = (ત્રિ + ઇશં) = ત્રણ દેવમય; તિષ્યે = કળિયુગમાં; તારકમ્ = તારક, તારનાર; આદ્યં = આદ્ય, સર્વના કારણરૂપ; તત્પદદં = પરમાત્મ (તત્), પદને દેનાર (દ), મોક્ષ આપનાર; દેહે = શરીરમાં; દેહાતીતમ્ = દેહથી પર; અભેદ્યં= અભેદ્ય, ભક્તેષ્ટમ્ = ભક્તોનો વ્હાલો (ઇષ્ટમ્); આદાવન્તે (આદૌ + અન્તે) = આદિમાં અને અંતમાં; હિ = જ, ખરેખર; એકમ્ = એકમાત્ર; અભંગં = અભંગ; વર= શ્રેષ્ઠ; રંગમ્= રંગરૂપ; દત્તાત્રેયં = દત્તાત્રેય ભગવાનને; તં = તે; હૃદિ = હૃદયમાં; સન્તં= વસનારા, રહેનારા; પ્રણતોઽસ્મિ = (પ્રણતઃ + અસ્મિ) (હું) પ્રણામ કરું છું. ] .....૨૧.

ત્રણ દેવમય (ઇશરૂપ), કળિયુગમાં તારણહાર, સર્વના કારણરૂપ, પરમાત્મપદ (બ્રહ્મપદ અને મોક્ષ) દેનાર, સર્વ દેહમાં દેહથી ભિન્ન (અતીત) હોવાથી અભેદ્ય છે અને ભક્તોના ઇષ્ટ (વહાલા) છે તથા આદિ અને અંતમાં એક માત્ર અભંગ, એવા શ્રેષ્ઠ **રંગ**રૂપ, હૃદયમાં બિરાજનાર, તે ભગવાન દત્તાત્રેયને હું પ્રણામ કરું છું. .....૨૧.

## ૧૪. અભિલાષષટ્કમ્ । (રાગ: અદાન)

જટાકિરીટધિક્કૃતાર્કજ્યોતિષં સુજ્યોતિષં
સ્ફુટારવિન્દચન્દિરાનનં નતાર્તિનાશનમ્ ।
સુપુષ્ટમાંસલોરગસ્ફુરત્કરં ચ ષટ્કરં
કદા વિવાસસં દશા વિલોકયામિ સદ્ગુરમ્ ॥૧॥

ભવાટવીવિલુપ્તવીથિમાર્ગદં દરાગદં
વિરક્તસક્તભક્તવૃન્દવેષ્ટિતં વિચેષ્ટિતમ્ ।
શ્મશાનકાનનાદ્રિકન્દરાસ્થિતં દરાસ્થિતં
ગુણાતિગં ગુણસ્થિતં ગૃણામિ જીહ્વયા કદા ॥૨॥

ક્વચિજ્જડોપમં  પિશાચકાદિવેષધારકં
        ક્વચિત્સુવર્ણિનં  હતાશ્રમાદિવર્ણકર્મકમ્ ।
સુભોગિનં વિયોગિવૃન્દસ્વર્ચિતાઙ્ઘ્રિયુગ્મકં
        કદા પદા નુ સંવ્રજેયમચ્યુતં હતચ્યુતિમ્ ।।૩।।

ગલેક્ષદામધારિણં    વિહઙ્ગમાર્ગચારિણં
        સુવેણુમઞ્જુલસ્વનં  સદાગમાદિકસ્વનમ્ ।
અલર્કપિઙ્ગલાર્જુનાદિસેવિતાઙ્ઘ્રિપઙ્કજં
        શિરઃસુમેન[1] પૂજયેયમીશ્વરં કદા હ્યજમ્ ।।૪।।

અમૂર્તમૂર્તસુન્દરં  શ્રિયા  પરાસ્તસુન્દરં
        તડિત્પતીશશ્યામલં  હતોપસન્નહન્મલમ્ ।
દુરક્ષવિદ્વિષં  વિષાર્તિનાશનં  સુધાશનં
        કદા સ્મરામિ ચેતસા મનોતિગં નુ હ્યઞ્જસા ।।૫।।

દિગન્તવિશ્રુતાભિધં નિરસ્તત્રસ્તસદ્વિદમ્
        અલભ્યદેશિકોક્તિલભ્યમુક્ત્યલભ્યમુક્તિદમ્।
જગત્સદેકકારણં    ભવાભવૌઘવારણં
        કદા નુ 'રઙ્ગ' રઙ્ગમુક્તમઙ્ગમુક્તમાશ્રયે ।।૬।।

ઇતિ શ્રીદત્તપાદારવિંદમિલિન્દબ્રહ્મચારીપાંડુરંગ (રંગ અવધૂત) મહારાજવિરચિતમ્ અભિલાષષટ્કં સમ્પૂર્ણમ્ ।

❀

## શબ્દાર્થ

[ જટા = માથા ઉપરના બાંધેલા વાળ; કિરીટ = મુકુટ; ધિક્કૃત = ઝાંખુ પાડ્યું છે; અર્ક = સૂર્ય; જ્યોતિષં = તેજને; સુજ્યોતિષં = સુંદર જ્યોતિવાળા; સ્ફુટારવિન્દ= ખીલેલા (સ્ફુટ) કમળ (અરવિંદ) જેવા; ચન્દિરાનનં = સુંદર (ચન્દિર) મુખ (આનન)વાળા; નતાર્તિનાશનમ્ = ભક્તજનો (નત)ના દુઃખ (આર્તિ)નો નાશ કરનાર; સુપુષ્ટ = અત્યંત (સુ) પુષ્ટ; માંસલઃ = માંસલ, માંસથી ભરેલા; ઉરગ =

૧. ફૂલથી.

છાતી; સ્ફુરત્કરં = પ્રકાશમાન કિરણવાળા; ચ = અને; ષટ્કરં = છ (ષટ્) હાથવાળા; કદા = ક્યારે; વિવાસસં = વસ્ત્ર (વાસસં) વગરના (વિ), નિર્વસ્ત્ર; દૃશા = (મારી) નજરે; વિલોકયામિ = હું જોઈશ; સત્ = સત્સ્વરૂપ; વરમ્ = શ્રેષ્ઠ. ] .....૧.

## અર્થ

જટા ઉપર રહેલા મુકુટ (ના તેજ)થી સૂર્યના તેજને જેમણે ઝાંખું પાડ્યું છે તેવા સુંદર જ્યોતિવાળા, ખીલેલા કમળ જેવા સુંદર મુખવાળા, ભક્તજનોના દુઃખનો નાશ કરનાર તથા અત્યંત પુષ્ટ, માંસલ, છાતી ઉપર પ્રકાશમાન કિરણવાળા અને છ હાથવાળા, નિર્વસ્ત્ર (દિગંબર), સત્સ્વરૂપ, શ્રેષ્ઠ (એવા દત્ત ભગવાનને) (મારી) નજરે (આંખે) ક્યારે જોઈશ? .....૧.

[ ભવાટવી = સંસારરૂપી જંગલ (અટવી)માં; વિલુપ્તવીથિ = ભૂલા પડેલાને, માર્ગ ભૂલેલાને; માર્ગદં = રસ્તો બતાવનાર; દરાગદં = ભય (દર)નું ઔષધ (અગદં); વિરક્તસક્ત = વિરાગી અને રાગી (સક્ત); ભક્તવૃન્દવેષ્ટિતં = ભક્તવૃંદથી વીંટળાએલા; વિચેષ્ટિતમ્=જાતજાતની, વિવિધ (વિ) ચેષ્ટા કરનાર; શ્મશાન-કાનનાદ્રિકન્દરાસ્થિતં = સ્મશાન, જંગલ (કાનન), પર્વતોની કંદરાઓમાં રહેતા; દરાસ્થિતં = ગુફાઓમાં રહેતા; ગુણાતિગં = ગુણોથી પર; ગુણસ્થિતં = ગુણોમાં રહેલા; ગૃણામિ = ગુણોનું ગાન કરીશ; જિહ્વયા = જીભથી; કદા = ક્યારે. ] .....૨.

સંસારરૂપી જંગલમાં ભૂલા પડેલાને માર્ગ બતાવનાર, ભયનું ઔષધ (ભય દૂર કરનાર), વિરાગી અને રાગી ભક્તવૃંદોથી વીંટળાયેલા, વિવિધ (જાતજાતની) ચેષ્ટાઓ કરનાર, સ્મશાન, જંગલ, પર્વતોની કંદરાઓમાં અને ગુફાઓમાં રહેતા, ગુણોથી પર છતાં ગુણોમાં રહેલા (એવા દત્ત ભગવાન)ની પ્રશસ્તિ હું (મારી) જીભથી ક્યારે ગાઈશ? ..૨.

[ કવચિત્ = ક્યારેક; જડોપમં = જડ જેવા (ઉપમં); પિશાચક = પિશાચ; આદિ = વગેરે; વેષધારકં = વેષ ધારણ કરનાર; કવચિત્ = ક્યારેક; સુવર્ણિનં = સુંદર (સુ) વર્ણ (રંગ, જાતિ)વાળા; હતાશ્રમાદિવર્ણકર્મકમ્ = આશ્રમ અને વર્ણ વગેરેના કર્મથી પર (હત); સુભોગિનં = સુંદર ભોગવાળા; વિયોગી = વિશિષ્ટ યોગીઓ; વૃન્દ = સમૂહ, ટોળું; સ્વર્ચિત = સારી રીતે (સુ) પૂજાએલા (અર્ચિતઃ); અઙ્ઘ્રિ = પગ; યુગ્મકં = બંને; કદા = ક્યારે; પદા = પગ વડે; નુ = પાદપૂરક શબ્દ; સંવ્રજેયમ્ = ચાલીને જઈશ; અચ્યુતં = અચ્યુત; હતચ્યુતિમ્ = પતનરહિત. ] .....૩.

કવચિત્ જડ જેવા, કવચિત્ પિશાચ વગેરે વેષને ધારણ કરનાર, કવચિત્ સુંદર વર્ણ (રંગ, જાતિ)વાળા, કવચિત્ આશ્રમ અને વર્ણના

કર્મથી પર, સુંદર ભોગવાળા, વિયોગી (વિશિષ્ટ યોગી)ના સમૂહ દ્વારા સારી રીતે પૂજાતા ચરણકમળવાળા, અચ્યુત, પતનરહિત એવા ભગવાન દત્તાત્રેયની પાસે હું પગે ચાલીને ક્યારે જઈશ? .....૩.

[ ગલે = ગળામાં; અક્ષદામ = રુદ્રાક્ષની માળા; ધારિણં = ધારણ કરનાર; વિહંગમાર્ગ = પક્ષી (વિહંગ)ઓના માર્ગે (આકાશમાર્ગે); ચારિણં = વિચરનાર, ફરનાર; સુવેણુમંજુલ = સારી વેણુના સુંદર; સ્વનં = અવાજવાળા; સદા = હંમેશાં; આગમાદિક= વેદો (આગમ) વગેરે; સ્વનમ્ = ગાનાર; અલર્કપિઙ્ગલાર્જુનાદિ સેવિત = અલર્ક, પિઙ્ગલ, અર્જુન વગેરે દ્વારા સેવાયેલા; અઙ્ઘ્રિપઙ્કજં = ચરણકમળવાળા; શિર:સુમેનં = મસ્તકરૂપી પુષ્પથી (સુમેન); પૂજયેયમ્ = પૂજીશ; ઈશ્વરં = ઈશ્વરને; કદા = ક્યારે; હિ = ખરેખર; અજમ્ = અજન્મા. ] .....૪.

ગળામાં રુદ્રાક્ષની માળા ધારણ કરનાર, પક્ષીઓના માર્ગે (આકાશમાર્ગે) વિચરનાર, સારી વેણુના મંજુલ સ્વર જેવા અવાજવાળા, સદાય આગમ વગેરેના ગાનાર, અલર્ક, પિંગલ, અર્જુન (સહસ્રાર્જુન), વગેરે દ્વારા સેવાયેલા ચરણકમળવાળા, અજન્મા, ઈશ્વર એવા (દત્તાત્રેય)ને હું મસ્તકરૂપી પુષ્પથી ક્યારે પૂજીશ? .....૪.

[ અમૂર્તમૂર્તસુન્દરં = અમૂર્ત છતાં સુંદર મૂર્તિવાળા; શ્રિયા = શોભાથી; પરાસ્ત = હરાવનાર; સુન્દરં = સુંદરને; તડિત્પતિ = વીજળી (તડિત્)ના પતિ, મેઘ; શ્યામલં = શ્યામ અંગવાળા; હૃત = હરનાર, નાશ કરનાર; ઉપસન્ન = શરણે આવેલા; હૃદ્ = હૃદય; મલમ્ = મળને; દુરક્ષ = ઈંદ્રિયો (અક્ષ) ઉપર કાબુ નહિ રાખનાર (દુ:); વિદ્વિષં = દુશ્મન; વિષાર્તિનાશનં = (સંસારરૂપી) વિષના દુ:ખ (આર્તિ)નો નાશ કરનાર; સુધાશનં = (જ્ઞાનરૂપી) સુધા પીનાર, ખાનાર (અશનં); કદા = ક્યારે; સ્મરામિ = (હું) સ્મરણ કરીશ; ચેતસા = ચિત્તથી; મનોતિગં = મનથી પર; નુ = સાચે જ; હિ = ખરેખર; અંજસા = સાચી રીતે. ] .....૫.

અમૂર્ત છતાં સુંદર મૂર્તિવાળા, શોભાથી (સુંદરમાં) સુંદરને પણ હરાવનાર, મેઘ જેવા શ્યામ અંગવાળા, શરણ આવેલાના હૃદયના મળને હરનાર, ઈંદ્રિયો પર કાબુ નહિ રાખનારના દુશ્મન, (સંસારરૂપી) વિષના દુ:ખનો નાશ કરનાર, જ્ઞાનસુધાનું પાન કરનાર અને મનથી પર (એવા દત્ત ભગવાન)નું હું ચિત્ત વડે સાચી રીતે ક્યારે સ્મરણ કરીશ? .....૫.

[ દિગંતવિશ્રુત = દિગંતમાં વિખ્યાત; અભિધં = નામવાળા; નિરસ્ત = દૂર કરનાર; ત્રસ્ત = ત્રાસેલા; સદ્ભિદમ્ = સત્પુરુષોના ભયને; અલભ્યદેશિક: = દુર્લભ આચાર્ય (દેશિક); ઉક્તિલભ્યમ્ = ઉક્તિથી પ્રાપ્ત કરવા યોગ્ય; ઉક્ત્યલભ્યમુક્તિદમ્= ઉક્તિથી અલભ્ય (પર) એવી મુક્તિને આપનાર; જગત્સદેક કારણં = જગતની સત્તા

(સત્)નું એકમાત્ર કારણ; ભવ = જન્મ; અભવ = મરણ; ઑઘ = પ્રવાહ; વારણં= ખાળનાર; કદા = ક્યારે; નુ = સાચે જ; રંગરંગમુક્તમ્ = રંગના રંગથી મુક્ત; અંગમુક્તમ્ = અંગરહિત; આશ્રયે = (હું) આશ્રય કરીશ. ] .....૬.

જેનું નામ દિગંતમાં વિખ્યાત છે, ત્રસ્ત થયેલા સત્પુરુષોના ભયને દૂર કરનાર, દુર્લભ આચાર્યોની ઉક્તિથી પ્રાપ્ત કરવા યોગ્ય,ઉક્તિથી પર એવી મુક્તિને આપનાર, જગતની સત્તાનું એકમાત્ર કારણ, તથા જન્મ અને મરણના પ્રવાહને ખાળનાર, રંગના રંગથી મુક્ત, અંગરહિત એવા દત્તાત્રેય પ્રભુનો હું ક્યારે આશ્રય લઈશ? .....૬.

## ૧૫. દત્તગીતમ્ । (રાગ: યમન)

ગુરુદેવદત્તદિગંબરં ભજ ભક્તિગમ્યમકેશ્વરમ્ ।
સિતભૂતિલિપ્તવરાઙ્ગમસિતોદકદશ્યામલસુન્દરમ્ ॥ધ્રુ.॥

વરવર્તિમૂર્તિમરિન્દમં નતજૂર્તિનાશનમવ્યયમ્ ।
ભુજષટ્કયુતમત્રિજમજં વિભુમચ્યુતં પરમં પરમ્ ॥૧॥

અલકોલ્લસચ્છિરમણ્ડિતં[1] સુરકિન્નરાસુરવન્દિતમ્ ।
[2]નિગમાગમાગમપણ્ડિતં દરખણ્ડિતં ચન્દિરમુખમ્ ॥૨॥

શરદમ્બુજેક્ષણતારકં [3]વૃન્દારબિમ્બાધરધરમ્ ।
[4]વૃધસાનવૃન્દારકવૃતં [5]વન્દારુવેષ્ટિતમન્દિરમ્ ॥૩॥

મન્દાકિનીકૃતમજ્જનં પરિવ્રાજકં શિક્ષાપરમ્ ।
સહ્યાચલાશ્રમમસ્કરીશં શઙ્કરં દર્શિતપરમ્ ॥૪॥

ગોશ્વાનક્રીડનકૌતુકં કન્દર્પદર્પદવાનલમ્ ।
શૂન્યાલયે ગિરિગહ્વરે દાહસ્થલે કૃતકન્દરમ્ ॥૫॥

[6]સ્વસુહિતકૃતં સ્વાન્તસ્થિતં સચ્ચિત્સુખાત્મકવિગ્રહમ્[7] ।
[8]હતવિગ્રહં ધૃતવિગ્રહં ગ્રહપીડનાર્તિહરં હરમ્ ॥૬॥

---

૧. બાલ. ૨. નિગમાશ્ચ અગમાશ્ચતે આગમાશ્ચેતિ નિગમાગમામાગ: । ૩. (i) આકર્ષક; મોહક. (ii) વિશાલ. ૪. મનુષ્ય અને દેવોથી પરિવૃત. ૫. ભાટ. ૬. ભક્તોનું અતિ કલ્યાણ કરવાવાળા. ૭. શરીર. ૮. યુદ્ધ.

વનવલ્કલાચ્છાદિતતનું    તનુમધ્યકોમલવરતનુમ્ ।
તનુમુક્તમુક્તનૃનુતતનું  તનુભૃન્નુતં  તનુમન્દિરમ્ ॥૭॥
વરવર્ણિનં  વર્ણુત્વિષં[1]  વર્ણાતિગં  વર્ણિપ્રિયમ્ ।
વરવર્ણિતં   વર્ણિતવરં   વરવર્ણ્યલિપ્તશરીરકમ્ ॥૮॥
દરશૂલડમરુરથાઙ્ગમાલાઽમત્રશોભિતકરતલમ્ ।
ભુક્તિપ્રદં   મુક્તિપ્રદં   'રઙ્ગા'ગ્નિતોયદસદ્ધરમ્ ॥૯॥

ઇતિ શ્રીદત્તપાદારવિન્દમિલિન્દબ્રહ્મચારિપાણ્ડુરઙ્ગ (રઙ્ગ અવધૂત) મહારાજવિરચિતં દત્તગીતં સમ્પૂર્ણમ્ ।

❀

## શબ્દાર્થ

[ ગુરુદેવદત્તદિગંબરં = ગુરુદેવ દત્ત દિગંબરને; ભજ = (તું) ભજ, ભજન કર; ભક્તિગમ્યમ્ = ભક્તિથી જાણી શકાય એવા; અકેશ્વરમ્ = દુ:ખ (અક)નું નિયંત્રણ કરનાર (ઈશ્વરમ્); સિત = ધવલ, સફેદ; ભૂતિ = ભસ્મ, રાખ; લિપ્ત = લિપ્ત, લપેટાયેલા; વરાંગમ્ = સુંદર (વર) શરીર (અંગ)વાળા; અસિત = શ્યામ; ઉદકદ = જળ (ઉદક) આપનાર (દ), વાદળ; મેઘશ્યામલ = મેઘ જેવા શ્યામ; સુંદરમ્ = સુંદર. ] ...ધ્રુવ.

## અર્થ

ભક્તિ વડે ગમ્ય, દુ:ખનું નિયંત્રણ કરનાર, સફેદ ભસ્મથી લિપ્ત સુંદર શરીરવાળા અને પાણી આપતા શ્યામ મેઘ સમાન સુંદર એવા ગુરુદેવ દત્ત દિગંબરનું તું ભજન કર. .....ટેક.

[ વરવર્તિમૂર્તિમ્ = શ્રેષ્ઠ મૂર્તિવાળા; અરિન્દમમ્ = શત્રુઓ (અરિન્)ને દમનારા (દમમ્); નત = ભક્તજનોના; જૂર્તિનાશનમ્ = સંસાર-તાપ (જૂર્તિ)નો નાશ કરનાર; અવ્યયમ્ = અવ્યય; ભુજષટ્કયુક્તમ્ = છ (ષટ્ક) હાથવાળા; અત્રિજમ્ = અત્રિના પુત્ર; અજં = અજન્મા; વિભુમ્ = વિભુ; અચ્યુતં = અચ્યુત; પરમં = પરમ; પરં = પરમાત્મા સ્વરૂપ. ] .....૧.

શ્રેષ્ઠ મૂર્તિવાળા, શત્રુઓ(કામાદિ)ને દમનારા, ભક્તજનોના સંસાર-તાપનો નાશ કરનાર, અવ્યય, છ હાથવાળા, અત્રિના પુત્ર,

---

૧. જેની કાંતિ સૂર્ય સમાન છે.

અજન્મા, વિભુ, અચ્યુત અને પરમ પરમાત્મા સ્વરૂપ ગુરુદેવ દત્ત દિગંબરનું તું ભજન કર. .....૧.

[ અલક = વાળ, સુંદર વાળ; ઉલ્લસત્ = શોભતા; શિરમણ્ડિતં = મસ્તકવાળા; સુરકિન્નરાસુરવન્દિતમ્ = દેવો, કિન્નર અને દાનવો (અસુર)થી વંદન કરાએલ; નિગમાગમાગમપણ્ડિતં = વેદો (નિગમ) અને ન સમજાય (અગમ) એવા શાસ્ત્રો (આગમ)ના પંડિત; દરખણ્ડિતં = ભય (દર)નો નાશ કરનાર; ચન્દિરમુખમ્ = સુંદર (ચન્દિર) મુખવાળા. ] .....૨.

સુંદર વાળથી શોભતા મસ્તકવાળા, દેવો, કિન્નરો અને દાનવોથી વંદન કરાએલ, નિગમ (વેદો) અને ન સમજાય તેવા આગમો (શાસ્ત્રો)ના પંડિત, ભયનો નાશ કરનાર, સુંદર મુખવાળા ગુરુદેવ દત્ત દિગંબરનું તું ભજન કર. .....૨.

[ શરદમ્બુજ = શરદઋતુના કમળ (અમ્બુજ) સમાન; ઈક્ષણ = આંખોની; તારકં = કીકીવાળા; વૃન્દાર = આકર્ષક, મોહક; બિમ્બ = લાલ; અધરધરમ્ = હોઠને ધારણ કરનાર; વૃધસાન = મનુષ્યો; વૃન્દારક = દેવ; વૃતમ્ = વીંટળાએલા; વન્દારુ = ભાટ, વખાણ કરનારા, સ્તુતિ કરનારા; વેષ્ટિત = વીંટળાએલા; મન્દિરમ્ = મંદિરવાળા.] .....૩.

શરદઋતુના કમળ સમાન આંખોની કીકીવાળા, મોહક લાલ હોઠને ધારણ કરનાર, મનુષ્યો અને દેવોથી વીંટળાએલા, સ્તુતિ કરનાર (ભાટ) લોકોથી વીંટળાએલ મંદિરવાળા ગુરુદેવ દત્ત દિગંબરનું તું ભજન કર. .....૩.

[ મન્દાકિની = ગંગા નદી; કૃતમજ્જનમ્ = સ્નાન કરનાર (જેણે સ્નાન કર્યું છે એવા); પરિવ્રાજકં = ચારે બાજુ (પરિ) ફરનાર (વ્રાજકં)ને, સંન્યાસીને; શિક્ષાપરમ્ = બોધ દેનાર; સહ્યાચલાશ્રમ મસ્કરી = સહ્યાચલ આશ્રમમાં દંડધારી (મસ્કરી); ઈશં = ઇશ્વરને; શંકરં = શંકરને; દર્શિતપરમ્ = પરબ્રહ્મને બતાવનાર. ] ૪.

ગંગા નદીમાં સ્નાન કરનાર, પરિવ્રાજક (ચારે બાજુ ફરનાર); બોધ દેનાર, સહ્યાચલ આશ્રમમાં દંડધારી, શિવ કરનાર ઈશ્વરને, પરબ્રહ્મને બતાવનાર ગુરુદેવ દત્ત દિગંબરનું તું ભજન કર. .....૪.

[ ગોશ્વાનક્રીડનકૌતુકં = ગાય (ગો), કૂતરાં (શ્વાન)ની સાથે રમવાની (ક્રીડન) લીલા કરનાર; કન્દર્પદર્પદવાનલમ્ = કામદેવ (કંદર્પ)ના અભિમાન (દર્પ) માટે દાવાનળ સમાન; શૂન્યાલયે = નિર્જન સ્થાનમાં; ગિરિગહ્વરે = ગિરિની કંદરામાં; દાહસ્થલે = સ્મશાન ભૂમિમાં; કૃતકન્દરમ્ = (કંદરામાં) નિવાસ કરનાર. ] .....૫.

ગાય, કૂતરા સાથે રમવાની લીલા કરનાર, કામદેવના અભિમાનને માટે દાવાનળ સમાન, નિર્જન સ્થાનમાં ગિરિની કન્દરામાં, સ્મશાનભૂમિમાં નિવાસ કરનાર ગુરુદેવ દત્ત દિગંબરનું તું ભજન કર. .....૫.

[ સ્વસુહિતકૃતં = ભકતોનું ઉત્તમ કલ્યાણ કરનાર; સ્વાન્તઃ સ્થિતં = પોતાના (સ્વ) અંતઃકરણમાં (અન્તઃ) સ્થિત; સચ્ચિત્સુખાત્મકવિગ્રહં = સચ્ચિદાનંદસ્વરૂપ શરીર (વિગ્રહ) ધારણ કરનાર; હતવિગ્રહં = યુદ્ધ ટાળનાર; ધૃતવિગ્રહં = સગુણ સ્વરૂપ ધારણ કરનાર; ગ્રહપીડનાર્તિહરં = ગ્રહોનાં નડતર (પીડન)નાં દુઃખ (આર્તિ)ને હણનાર (હરં); હરમ્ = શિવસ્વરૂપ. ] .....૬.

ભક્તનોનું ઉત્તમ કલ્યાણ કરનાર, પોતાના અંતઃકરણમાં સ્થિત, સચ્ચિદાનંદસ્વરૂપ શરીર ધારણ કરનાર, યુદ્ધ ટાળનાર, સગુણ સ્વરૂપ ધારણ કરનાર, ગ્રહોનાં નડતરનાં દુઃખને હણનાર, શિવસ્વરૂપ ગુરુદેવ દત્ત દિગંબરનું તું ભજન કર. .....૬.

[ વનવલ્કલાચ્છાદિતતનું = વનનાં વલ્કલોથી આચ્છાદિત શરીર (તનુ)વાળા; તનુમધ્ય = પાતળી કેડ (તનુમધ્ય)વાળા; કોમલવરતનુમ્ = કોમળ અને સુંદર (વર) શરીર (તનું)વાળા; તનુમુકત = શરીર રહિત; મુકતનૃ = મુક્ત પુરુષો; નુતતનું = સ્તુતિ કરાતા શરીરવાળા; તનુભૃત્ = શરીરધારી; નુતં = પ્રશંસિત; તનુમન્દિરમ્ = નાના ઘરવાળા (અથવા શરીરરૂપી મંદિરવાળા). ] .....૭.

વનના વલ્કલોથી આચ્છાદિત શરીરવાળા, પાતળી કેડવાળા, કોમળ અને સુંદર શરીરવાળા, શરીરરહિત, મુક્ત પુરુષો વડે સ્તુતિ કરાતા શરીરવાળા, શરીરધારીથી પ્રશંસિત અને નાના ઘરવાળા (અથવા શરીરરૂપી મંદિરવાળા) ગુરુદેવ દત્ત દિગંબરનું તું ભજન કર. .....૭.

[ વરવર્ણિનં = શ્રેષ્ઠ (વર) બ્રહ્મચારી (વર્ણિનં); વર્ણુત્વિષં = સૂર્ય સમાન કાંતિવાળા; વર્ણાતિગં = વર્ણ (જાતિ, રંગ)થી પર; વર્ણીપ્રિયં = ચારે વર્ણોના પ્રિય; વરવર્ણિતં = શ્રેષ્ઠ લોકો (વર)થી વર્ણન કરાયેલા (વર્ણિતં); વર્ણિતવરં = શ્રેષ્ઠ (બ્રહ્મ)નું વર્ણન કરનારા; વર = શ્રેષ્ઠ; વર્ણ્ય = કેસર; લિપ્તશરીરકમ્ = લિપ્ત શરીરવાળા. ] .....૮.

શ્રેષ્ઠ બ્રહ્મચારી, સૂર્ય સમાન કાંતિવાળા, વર્ણ (રંગ, જાતિ)થી પર, વર્ણી (ચારે વર્ણોના પ્રિય, શ્રેષ્ઠ લોકો)થી વર્ણન કરાયેલા, શ્રેષ્ઠ (બ્રહ્મ)નું વર્ણન કરનારા, ઉત્તમ કેસર વગેરેથી લિપ્ત શરીરવાળા ગુરુદેવ દત્ત દિગંબરનું તું ભજન કર. .....૮.

[ દર = શંખ; શૂલ = ત્રિશૂળ; ડમરુ = ડમરુ; રથાંગ = ચક્ર; માલા = માળા; અમત્ર = કમંડલુ; શોભિત = શોભતાં; કરતલમ્ = હાથવાળા; ભુક્તિપ્રદં = ભુક્તિ આપનાર; મુક્તિપ્રદં = મુક્તિ આપનાર; રંગાગ્નિ = સંસાર (રંગ)ના દાવાગ્નિને; તોયદ = પાણી (તોય) આપનાર (દ) (વાદળ સમાન); સદ્વરમ્ = સત્સ્વરૂપ (સત્) અને વરેણ્ય (વરમ્). ] .....૯.

શંખ, ત્રિશૂલ, ડમરુ, ચક્ર, માલા અને કમંડલુથી શોભિત હાથવાળા, ભુક્તિ આપનાર, મુક્તિ આપનાર, સંસારના દાવાગ્નિને (શમાવવામાં) વાદળ સમાન, સત્ સ્વરૂપ,વરેણ્ય ગુરુદેવ દત્ત દિગંબરનું તું ભજન કર. .....૯.

[ ઇતિ = એ રીતે; શ્રીદત્ત = શ્રીદત્તાત્રેયના; પાદ = ચરણરૂપ; અરવિંદ = કમળના; મિલિંદ = ભ્રમર એવા; બ્રહ્મચારિ = બ્રહ્મચારી, પાંડુરંગ (રંગ અવધૂત) મહારાજે; વિરચિતં = રચેલ; દત્તગીત સંપૂર્ણ. ]

## ૧૬. દત્તસ્તવનમ્ । (રાગ: બૈરાગી)

દત્ત દત્તાખિલશ્રેષ્ઠ દેહિ મે દત્તમદ્વયમ્ ।
અદ્વયાચિન્ત્ય મા દેહિ દરારિકર મે દ્વયમ્ ॥૧॥

નમસ્ત્વગ્રે પૃષ્ઠે પરિત ઉત તે સર્વગ નમો
દિવાનક્તં નક્તંચરદલન તે દાદદ નમ: ।
કિમાયાચે ત્વાં ભો યતિવર તવાસ્તાં મયિ દયા
વદાન્યસ્ત્વાદૃક્ ક: ક ઇહ વદ મત્તો વનિવશ: ॥૨॥

વને વનચરૈર્વૃતં પુરવરે પુરન્ધ્રીનુતં
હસન્તમનિશં મુદા શિશુપિશાચકોન્મત્તકમ્ ।
ઉદુમ્બરતલસ્થિતં બુધવરાવધૂતં કદા
સદા સ્વજનશેવદં[1] વરરુચિં નુ વીક્ષે દૃશા ॥૩॥

---
૧. ભક્તોને સુખ આપવાવાળા.

વન્દે યોગિવરં પરાત્પરતરં વન્દેઽનસૂયાત્રિજં
વન્દે બાલજડોપમં નિરુપમં વન્દેઽવધૂતં નુતમ્ ।
વન્દે કંજપદં મદં હતગદં વન્દે નિરસ્તાપદં
વન્દે ભક્તહૃદમ્બુજાર્કમમલં વન્દે ત્ર્યરિષ્ટાનલમ્ ॥૪॥

શ્રીદત્તઃ શરણં મમેતિ ગદતો દત્તં સદા ધ્યાયતો
દત્તેનાહૃતચેતસઃ કિમુ ભયં દત્તાય તુભ્યં નમઃ ।
દત્તાજ્જાતમિદં ચરાચરમરં દત્તસ્ય દામ્નિ સ્થિતં
દત્તે ચૈ વ વિલીયતે સરભસં ભો દત્ત કસ્ત્વત્પરઃ ॥૫॥

શ્રીદં ધીદં સુદંતં હતનતતતતં[1] તારકં રમ્યરમ્યં
નૌમિ શ્રીમિત્રમિત્રં સુરનરવરદં દેશિકં શિષ્યશિષ્યમ્ ।
શાધિ સ્વં ધિષ્ણ્યધિષ્ણ્યં હર દરમરસં મા ત્યજ ત્યક્તત્યક્તં
માં બાલં બાહ્યબાહ્યં સુતમુત તત હે તારયોં રઙ્ક-'રઙ્ગ'મ્ ॥૬॥

ઇતિ શ્રીદત્તપાદારવિન્દમિલિન્દપાણ્ડુરંગ (રંગ અવધૂત) મહારાજવિરચિતં દત્તસ્તવનં સમ્પૂર્ણમ્ ।

## શબ્દાર્થ

[ દત્ત = સર્વસ્વ આપીને; દત્ત = હે દત્ત!; અખિલ શ્રેષ્ઠ = હે સર્વશ્રેષ્ઠ!; દેહિ = આપ; મે = મહ્યમ્ = મને; દત્તમ્ = આપીને; અદ્વયમ્ = અદ્વૈત; અદ્વય = હે અદ્વય!; અચિન્ત્ય = હે અચિન્ત્ય!; મા = નહિ; દેહિ = આપ; દરારિકર = હાથમાં શંખવાળા; મે = મહ્યમ્ = મને; દ્વયમ્ = દ્વૈત. ] .....૧.

## અર્થ

હે સર્વશ્રેષ્ઠ દત્ત! સર્વસ્વ આપીને મને અદ્વૈતનું દાન કર; હે અદ્વય! હે અચિન્ત્ય! હે હાથમાં શંખવાળા! મને દ્વૈત આપીશ નહીં. .....૧.

[ નમઃ = નમસ્કાર હો!; તુ = પાદપૂરક શબ્દ; અગ્રે = આગળ; પૃષ્ઠે = પાછળ; પરિત = ચારે બાજુથી; ઉત = અને વળી; તે = તમને; સર્વગ = સર્વ ઠેકાણે ગમન કરનાર (ગ); નમઃ = નમન હો!; દિવા = દિવસ; નક્તં = રાત્રિ; નક્તંચર =

૧. ત = વિષયાધ્યાસ.

રાત્રે ફરનાર- રાક્ષસ; દલન = સંહાર કરનાર; તે = આપને; દાદદ = રક્ષણ આપનાર; નમઃ = નમસ્કાર હો!; કિમાયાચે = (હું) શું માગું?; ત્વાં = તારી પાસે; ભો = હે!; યતિવર = સંન્યાસી (યતિ)માં શ્રેષ્ઠ, શ્રેષ્ઠ સંન્યાસી; તવ = તારી; આસ્તાં = હજો; મયિ = મારા ઉપર; દયા = દયા; વદાન્યઃ = ઉદાર, દાની; ત્વાદૃક્ = તારા જેવો; કઃ = કોણ; ક = કોણ; ઇહ = અહીંયાં; વદ = બોલ; મત્તઃ = મારા જેવો; વનિવશઃ = ઇચ્છાઓ (વનિ)ને વશ (માગનાર). ] .....૨.

**હે સર્વ ઠેકાણે ગમન કરનાર! આપને આગળ પાછળ અને ચારે બાજુથી નમસ્કાર હો! રાત્રી-દિવસ રાક્ષસોનો સંહાર કરનાર, રક્ષણ આપનાર આપને નમસ્કાર હો! આપની પાસે હે યતિવર, હું શું માગું? મારા ઉપર તારી દયા હો! તારા જેવો દાની અહીં કોણ છે અને મારા જેવો કહે, બીજો કોણ માગનાર (વનિવશઃ = ઇચ્છાઓને વશ) છે? .....૨.**

[ વને = વનમાં; વનચૅરૈઃ = વનચરોથી; વૃતં = વીંટળાયેલા; પુરવરે = સુંદર (વરે) નગર (પુર)માં; પુરન્ધ્રી = ગૃહસ્થ સ્ત્રીઓથી; નુતં = પ્રશંસા પામનાર; હસન્તમ્ = હસતા; અનિશં = સતત, રાતદિવસ, અહર્નિશ; મુદા = આનંદથી; શિશુપિશાચકોન્મત્તકમ્ = બાળક, પિશાચ અને ઉન્મત્ત સ્વરૂપ; ઉદુમ્બરતલસ્થિતમ્= ઔદુંબર તળે ઊભા રહેલા; બુધવર = જ્ઞાની (બુધ)ઓમાં શ્રેષ્ઠ (વર); અવધૂતં = અવધૂત સ્વરૂપ; કદા = ક્યારેક; સદા = હંમેશાં; સ્વજનશેવદં = ભક્તોને સુખ (શેવ) આપનાર; વરરુચિં = ઉત્તમ રુચિવાળા; નુ = પાદપૂરક શબ્દ; વીક્ષે = જોઇશ; દૃશા = આંખથી. ] .....૩.

**વનમાં વનચરોથી વીંટળાએલા, સુંદર નગરમાં ગૃહસ્થ સ્ત્રીઓથી પ્રશંસા પામનાર, અહર્નિશ આનંદથી હસતા, બાળક, પિશાચ અને ઉન્મત્ત સ્વરૂપ, ઔદુંબર તળે ઊભા રહેલા, ઉત્તમ રુચિ (પ્રકાશ, મૂર્તિ)વાળા (દત્ત ભગવાનને) હું સદા સર્વદા આંખોથી જોવાને ક્યારે સમર્થ થઇશ? .....૩.**

[ વન્દે = (હું) વંદન કરું છું; યોગિવરં = યોગિશ્રેષ્ઠને; પરાત્પરતરં = પરથી (પરાત્) પણ અધિક (તર) પર; વન્દે = હું નમું છું; અનસૂયાત્રિજં = અનસૂયા અને અત્રિના પુત્ર (અત્રિજ) (દત્તાત્રેય)ને; બાલજડોપમં = બાળક અને જડની ઉપમા આપી શકાય તેવા; નિરુપમં = અનુપમ, જેને કોઇ ઉપમા આપી શકાય એમ નથી એવા; અવધૂતમ્ = અવધૂતને; નુતમ્ = પ્રશંસા કરી શકાય; કંજપદમ્ = કમળ (કંજ) સમાન ચરણોવાળા; મદં હતગદં = મદરૂપી રોગ (ગદ)ને મારી હટાવનાર (હત); નિરસ્ત = નાશ કરનાર, દૂર કરનાર; આપદં = આપદા (આપત્તિ)ને; ભક્તહૃદમ્બુજાર્કમમલં = ભક્તોના હૃદયરૂપી (હૃદ્) કમળ (અમ્બુજ)ને ખીલવનાર સૂર્ય (અર્કમ્) સમાન નિર્મળ (અમલં); ત્ર્યરિષ્ટાનલમ્ = ત્રિવિધ (ત્રિ) તાપ (અરિષ્ટ)નો નાશ કરનાર અગ્નિ (અનલમ્). ] .....૪.

પરથી પણ અધિક પર એવા યોગિશ્રેષ્ઠને હું નમું છું, અનસૂયાના પુત્રને હું વંદું છું; બાળ અને જડની ઉપમા આપી શકાય તેવા અનુપમને હું વંદન કરું છું; અવધૂતસ્વરૂપ, પ્રશંસા કરી શકાય તેવા દત્તને હું નમન કરું છું; કમળ સમાન ચરણોવાળા, મદરૂપી રોગને મારી હટાવનારને હું પ્રણમું છું. આપદાઓને દૂર કરનારને હું નમું છું, ભક્તોના હૃદયરૂપી કમળને ખીલવનારને સૂર્ય સમાન નિર્મળ દત્તને હું પ્રણમું છું અને ત્રિવિધ (તાપ)ના નાશક દત્તના ચરણે હું પ્રણામ કરું છું. .....૪.

[ શ્રીદત્તઃ શરણં મમ = શ્રી દત્ત મારું (મમ) શરણું છે; ઈતિ = એમ; ગદતઃ = બોલતાં બોલતાં; દત્તં = દત્તનું; સદા = હંમેશાં; ધ્યાયતઃ = ધ્યાન ધરતાં ધરતાં; દત્તેન = દત્તથી, દત્ત વડે; આહૃતચેતસઃ = જેનું અંતઃકરણ (ચેતસઃ) ખેંચાએલું છે, હરી લેવાયું છે; કિમુ = ક્યાંથી; ભયં = ભય, બીક; દત્તાય = દત્તને, હે દત્ત!; તુભ્યં = તમને, આપને; નમઃ = નમસ્કાર હો!; દત્તાત્ = દત્તમાંથી જ; જાતમ્ = જન્મ્યું છે; ઈદં = આ; ચરાચરમરં = ચેતન (ચર) અને જડ (અચર) તરત જ (આરાની માફક) (અરં); દત્તસ્ય = દત્તના; દામ્નિ = આધારે જ; સ્થિતં = સ્થિર છે; દત્તે = દત્તમાં; ચ = અને; એવ = જ; વિલીયતે = વિલીન થાય છે; સરભસં= શીઘ્રતાથી; ભો દત્ત= હે દત્ત!; કઃ = કોણ, શું?; ત્વત્ = તારાથી; પર = પર. ] ...૫.

'શ્રીદત્ત એ જ મારું શરણ છે' એમ બોલતાં બોલતાં દત્તનું સદા ધ્યાન ધરતાં દત્તથી ખેંચાએલા અંતઃકરણવાળાને ભય ક્યાંથી? હે દત્ત આપને નમસ્કાર હો! દત્તથી જ આ ચર અને અચર સર્વ તરત જ જન્મ્યું છે, દત્તના આધારે જ સ્થિત છે અને દત્તમાં જ અંતે શીઘ્રતાથી વિલીન થાય છે. હે દત્ત! આપનાથી પર કોણ છે? (અર્થાત્ કોઈ નથી.) .....૫.

[ શ્રીદં = શ્રી (લક્ષ્મી-શોભા) આપનાર (દં); ધીદં = બુદ્ધિ (ધી) આપનાર; સુદંતં = સારી દંતપંક્તિવાળા; હતનતતતં = ભક્તો (નત)ના વિષયાધ્યાસ (ત)નો વિસ્તાર (તત) રોકનાર (હત)ને; તારકં = તારનારને; રમ્યરમ્યં = સુંદરમાં સુંદર; નૌમિ = હું નમન કરું છું; શ્રીમિત્રમિત્રં = કુબેર (શ્રીમિત્ર)ના મિત્રને; સુરનરવરદં = દેવો અને મનુષ્યોને વરદાન આપનાર; દેશિકં = આચાર્ય; શિષ્યશિષ્યમ્ = શિષ્યોના પણ શિષ્યને; શાધિ = શીખવ; સ્વં = પોતાના ભક્તને, શિષ્યને; ધિષ્ણ્યધિષ્ણ્યં = ઘરનું પણ ઘર; હર = હરી લે; દરમરસં = દરમ્ (ભય) અરસં (નબળા); મા = નહિ; ત્યજ = તરછોડ; ત્યક્તત્યક્તં = ત્યજાયેલાથી પણ ત્યજાયેલ (ત્યક્ત); માં = મને; બાલં = બાળકને; બાહ્યબાહ્યં = બાહ્યમાં પણ બાહ્ય; સુતમ્ = પુત્રરૂપ; ઉત = પાદપૂરક શબ્દ; તત હે = હે તાત!; તારયોં = તારય + ઓમ્ = (પ્રભુ) ઉદ્ધાર કર; રંકરંગમ્ = રંક રંગનો. ] .....૬.

શ્રી આપનાર, બુદ્ધિ આપનાર, સુંદર દંતપંક્તિવાળા, ભક્તોના વિષયાધ્યાસનો વિસ્તાર રોકનાર, તારનાર, સુંદરમાં સુંદર, કુબેરના મિત્ર (શ્રીમિત્ર), દેવો અને મનુષ્યોને વરદાન આપનાર, આચાર્ય (છતાં) શિષ્યોના પણ શિષ્યને હું નમન કરું છું. પોતાના ભક્તને (શિષ્યને) ઘરના ઘર (ઉત્તમ ઘર) વિષે શીખવ. ભય હરી લે. ત્યજાએલથી પણ ત્યક્ત, નબળા મને ત્યજીશ નહીં. બાહ્યમાં પણ બાહ્ય એવા પુત્રરૂપ બાળકને હે તાત! હે પ્રભુ! આ રંક રંગનો ઉદ્ધાર કર. .....૬.

## ૧૭. શ્રીદત્તભજનમ્ । (રાગઃ સારંગ)

શ્રી અનસૂયાનંદન દત્ત ભક્તકામકલ્પદ્રુમ દત્ત
વિઘ્નાંબુધિશતભાસ્કર દત્ત ધૂલ્યંકિતતનુધૂસર દત્ત
સુરનરમુનિકિન્નરનુત દત્ત યજ્ઞયાગજપતોષિત દત્ત ...૬

દંડકમંડલુશોભિત દત્ત ભુક્તિમુક્તિસૌખ્યપ્રદ દત્ત
સંસારામ્બુધિપારણ દત્ત કલિકલ્મષસુવિદારણ દત્ત ...૧૦

ભાગીરથ્યવગાહન દત્ત કોલ્હાપુરભિક્ષાટન દત્ત
ગિરિવરસાનુકૃતાલય દત્ત માતાપુરશયનાલય દત્ત ...૧૪

સુરનરમુનિવરદેશિક દત્ત સર્વસુધર્મવિનાયક દત્ત
ગીતરાગનૃત્યપ્રિય દત્ત સર્વકર્મસાક્ષ્યક્રિય દત્ત ...૧૮

સ્વધર્મપાલનરતનુત દત્ત બાહ્યાડમ્બરવર્જિત દત્ત
ભૂતપ્રેતવિદ્રાવક દત્ત નિત્યસત્યપ્રચારક દત્ત ...૨૨

કર્પટકન્થાધારક દત્ત વિદ્યાવારિધિમૌક્તિક દત્ત
જારણમારણમારણ દત્ત ઉચ્ચાટનસંનાશન દત્ત ...૨૬

ગ્રહપીડનવિનિવારણ દત્ત આધિવ્યાધિવિદારણ દત્ત
દારિદ્ર્યર્ણવિમોચન દત્ત આનંદાબ્ધ્યુન્મજ્જન દત્ત ...૩૦

જર્જરવન્ધ્યાસુતપ્રદ દત્ત દીન'રંગ'શાંતિપ્રદ દત્ત
દાહભૂમિશ્વક્રીડન દત્ત નૂતનભસ્મવિભૂષિત દત્ત ...૩૪

અવધૂતાભિધસંસ્તુત દત્ત નિગમાગમસારસ્વત દત્ત
દયાદાનદમશિક્ષક દત્ત વિશ્વંભર-સુદિગમ્બર દત્ત ...૩૮

લાભાલાભસમપ્રિય દત્ત ચેલકુચેલસમપ્રિય દત્ત
બાલોન્મત્તપિશાચક દત્ત રેવાતીરપરિક્રમ દત્ત ...૪૨

પરમહંસ-પરિવ્રાજક દત્ત નગ્નોન્મત્તક્ષપણક દત્ત
આત્મશાસ્ત્રસુવિશારદ દત્ત આશાપાશવિનિર્ગત દત્ત ...૪૬

સદા સર્વદા નિર્મલ દત્ત ધૂતોચ્ચિત-નિરામય દત્ત
કર્મબાહ્યકર્મપ્રિય દત્ત ધર્મબાહ્યધર્મપ્રિય દત્ત ...૫૦

કર્માકર્મવિવર્જિત દત્ત ધર્માધર્મવિવર્જિત દત્ત
માનામાનાકમ્પિત દત્ત રાગદ્વેષાવંચિત દત્ત ...૫૪

મેઘાડમ્બરશ્યામલ દત્ત શ્રીપાદશ્રીવલ્લભ દત્ત
દૂરીકૃતસુરપતિભય દત્ત ગુરુશુશ્રૂષારતપ્રિય દત્ત ...૫૮

વિષ્ણુદ્વિજવરસન્નુત દત્ત કાર્તવીર્યમુક્તિ-પ્રદ દત્ત
પિંગલનાગસુપૂજિત દત્ત નિર્મલનિશ્ચલનિષ્ક્રિય દત્ત ...૬૨

ઔદુમ્બરતલકેતન દત્ત શુદ્ધપ્રેમસુવેતન દત્ત
દામ્ભિકનાસ્તિકનિંદિત દત્ત સાધુવૃન્દસુવન્દિત દત્ત ...૬૬

પાપપુણ્યપરિવર્જિત દત્ત નિત્યાનંદસમન્વિત દત્ત
મિતમાધૂકરભોજન દત્ત વેદૈકાક્ષરકૂજન દત્ત ...૭૦

વાદવિવાદતિરોહિત દત્ત સુખસંવાદપ્રકાશિત દત્ત
રાજરાજસંપૂજિત દત્ત હીનદીનસંપૂજિત દત્ત ...૭૪

સંન્યાસાશ્રમબહુમત દત્ત નૈષ્ઠિકવાડવબહુમત દત્ત
સુરનરમુનિગણપ્રાર્થિત દત્ત બાહષટ્કસુષમાન્વિત દત્ત ...૭૮

મુખશશિજિતરજનીકર દત્ત   રવિવિધુતારકભાસ્કર દત્ત
ત્ર્યાયુધમંડિતવરનુત દત્ત   નાનારૂપવિભૂષિત દત્ત ...૮૨

આત્રેયાનંદ-પ્રદ દત્ત   મંત્રતંત્રસુવિશારદ દત્ત
વૈદિક-ધર્મપ્રચારક દત્ત   નાસ્તિકવાદવિદૂષક દત્ત ...૮૬
પાદપદ્મજિતપંકજ દત્ત   અનિલાશ્વારૂઢાત્રિજ દત્ત
પંચમકારસુદૂરગ દત્ત   વિધ્વંસિતસંસૃતિનગ દત્ત ...૯૦

વાગર્થપ્રતિપાદક દત્ત   સત્યાર્થપ્રવિબોધક દત્ત
પંડિતગુણિજનમંડિત દત્ત   દુર્જનદુર્મુખદંડિત દત્ત ...૯૪

વિષયવિદગ્ધવિદૂષિત દત્ત   સજ્જનહરિજનસંસ્તુત દત્ત
નાનાતર્કપ્રભંજન દત્ત   નિર્મલનિત્યનિરંજન દત્ત ...૯૮

પાખંડપ્રિયખંડિત દત્ત   સદ્ધર્માચરણાવૃત દત્ત
ખેચરભૂચરમાર્ગદ દત્ત   બ્રહ્મક્ષત્રવિટ્શૂદ્રપ દત્ત .૧૦૨

બ્રહ્મચારિગૃહિવનસ્થ દત્ત   દેશિકવરસંપૂજિત દત્ત
નારદતુંબરકીર્તિત દત્ત   સાધુવૃન્દપરિનર્તિત દત્ત
બ્રહ્માનંદપરિપ્લુત દત્ત   કૈવલ્યામૃતપાનદ દત્ત .૧૦૮

❀

## શબ્દાર્થ

[ શ્રી અનસૂયાનન્દન દત્ત = શ્રી અનસૂયાના પુત્ર (નન્દન) દત્તાત્રેય ભગવાન; ભકતકામકલ્પદ્રુમ દત્ત = ભકતોની કામનાઓના કલ્પવૃક્ષ (દ્રુમ); વિઘ્નાંબુધિશતભાસ્કર = વિઘ્નોના સેંકડો (શત) દરિયા (અંબુધિ)ને સૂકવી નાખવામાં સૂર્ય (ભાસ્કર) સમાન; ધૂલ્યઙ્કિતતનુધૂસર = ધૂળ (ધૂલિ)થી અંકિત થયેલા શરીર (તનુ)ને લીધે રાખોડિયા રંગ (ધૂસર)વાળા; સુરનરમુનિકિન્નરનુત = દેવો, મનુષ્યો, મુનિઓ અને કિન્નરોથી પ્રશંસા કરાએલા; યજ્ઞયાગજપતોષિત = યજ્ઞ, યાગ અને જપથી સંતુષ્ટ થએલા દત્ત. ] .....૬.

# અર્થ

શ્રી અનસૂયાના પુત્ર દત્તાત્રેય ભગવાન ભક્તોની કામનાઓના કલ્પવૃક્ષ, વિઘ્નોના સેંકડો દરિયાઓને સૂકવી નાખવામાં સૂર્ય સમાન, ધૂળથી અંકિત થએલ શરીરને લીધે રાખોડિયા રંગવાળા, દેવો, મનુષ્યો, મુનિઓ, કિન્નરોથી પ્રશંસા કરાયેલા અને યજ્ઞ, યાગ અને જપ વડે સંતુષ્ટ કરાએલા, .....૬.

[ દણ્ડકમણ્ડલુશોભિત = દંડ-કમંડલુથી શોભિત, શોભાયમાન; ભુક્તિમુક્તિસૌખ્યપ્રદ = ભોગ અને મોક્ષના સુખને આપનાર; સંસારામ્બુધિપારણ = સંસારરૂપી સમુદ્ર (અંબુધિ)માંથી પાર કરનાર; કલિકલ્મષસુવિદારણ = કળિકાળનાં પાપો(કલ્મષ)ને દૂર કરનાર, વિદારનાર). ] .....૧૦.

(હાથમાં) દંડ કમંડલુથી શોભાયમાન, ભોગ અને મોક્ષના સુખને આપનાર, સંસારરૂપી સમુદ્રમાંથી પાર કરનાર, કળિકાળનાં પાપોને દૂર કરનાર (વિદારણ = કાપી નાખનાર) શ્રીદત્ત. .....૧૦.

[ ભાગીરથ્યવગાહન = ગંગા (ભાગીરથી)માં ડૂબકી મારનાર (અવગાહન); કોલ્હાપુરભિક્ષાટન = કોલ્હાપુરમાં ભિક્ષા માટે ફરનાર; ગિરિવરસાનુકૃતાલય = પર્વતો (ગિરિવર)ના શિખર (સાનુ) ઉપર નિવાસ (આલય) કરનાર (કૃત); માતાપુરશયનાલય = માહુરગઢ (રેણુકામાતાનું સ્થાન) જેમનું શયન સ્થાન છે તે. ] .....૧૪.

ગંગામાં ડૂબકી મારનાર, કોલ્હાપુરમાં ભિક્ષા માટે ફરનાર, પર્વતોના શિખરો ઉપર નિવાસ કરનાર, માહૂરગઢ (રેણુકામાતાનું સ્થાન) જેમનું શયનનું સ્થાન છે તે શ્રીદત્ત. .....૧૪.

[ સુરનરમુનિવરદેશિક = દેવો, મનુષ્યો અને મુનિશ્રેષ્ઠોના આચાર્ય (દેશિક); સર્વસુધર્મવિનાયક = બધા જ સારા(સુ)ધર્મોના વિશિષ્ટ નાયક (ધર્માધિકારી); ગીતરાગનૃત્યપ્રિય = ગીત, રાગ અને નૃત્ય જેને પ્રિય છે એવા; સર્વકર્મસાક્ષ્યક્રિય = સર્વ કર્મોના સાક્ષીરૂપ (સાક્ષી) અને ઉદાસી (અક્રિય). ] .....૧૮.

દેવો, મનુષ્યો, મુનિશ્રેષ્ઠોના આચાર્ય (દેશિક = ગુરુ, ઉપદેશક), બધા જ સારા (શ્રેષ્ઠ) ધર્મોના વિશિષ્ટ નાયક (ધર્માધિકારી), ગીત, રાગ અને નૃત્ય જેને પ્રિય છે એવા, સર્વ કર્મોના સાક્ષીસ્વરૂપ અને અક્રિય (ઉદાસી) શ્રીદત્ત. .....૧૮.

[ સ્વધર્મપાલનરતનુત = પોતાના ધર્મનું પાલન કરવામાં રત એ રીતે બધાથી પ્રશંસા પામેલા (સ્તુતિ કરાએલ); બાહ્યાડમ્બરવર્જિત = બાહ્ય આડંબર (ઢોંગ) રહિત;

ભૂતપ્રેતવિદ્રાવક = ભૂત અને પ્રેત વગેરેને ભગાડનાર; નિત્યસત્યપ્રચારક = હંમેશાં સત્યનો જ પ્રચાર કરનાર. ] .....૨૨.

**પોતાના ધર્મનું પાલન કરવામાં રત એ રીતે બધાથી સ્તુતિ કરાએલ, બાહ્ય આડંબર (ઢોંગ) રહિત, ભૂત અને પ્રેત આદિને ભગાડનાર, હંમેશાં સત્યનો જ પ્રચાર કરનાર શ્રીદત્ત. .....૨૨.**

[ કર્પટકન્થાધારક = કપડાંનાં ચીંથરા (કર્પટ)ની ગોદડી (કંથા) ધારણ કરનાર; વિદ્યાવારિધિમૌક્તિક = વિદ્યારૂપી સમુદ્ર (વારિધિ)ના મોતીસ્વરૂપ (સર્વ વિદ્યાના સારરૂપ); જારણમારણમારણ = જારણ-મારણ (મેલી વિદ્યા)ના પણ મારણ (નાશ કરનાર); ઉચ્ચાટનસંનાશન = ઉચ્ચાટનનો સારી રીતે (સં) નાશ કરનાર.] .....૨૬.

**કપડાંનાં ચીંથરાની કંથા (ગોદડી) ધારણ કરનાર, વિદ્યારૂપી સમુદ્રના મોતીસ્વરૂપ (એટલે સમસ્ત વિદ્યાઓના સારરૂપ), જારણમારણના પણ મારણ અને ઉચ્ચાટનનો સારી રીતે નાશ કરનાર શ્રીદત્ત. .....૨૬.**

[ ગ્રહપીડનવિનિવારણ = ગ્રહોની પીડાનું વિશેષ નિવારણ કરનાર; આધિવ્યાધિવિદારણ = આધિ (માનસિક પીડા), વ્યાધિ (શારીરિક પીડા) (અને ઉપાધિ)ને ટાળનાર (વિદારનાર); દારિદ્ર્યર્ણવિમોચન = દારિદ્ર્યરૂપી દેવા (ઋણ)માંથી છોડાવનાર; આનંદાબ્ધ્યુન્મજ્જન = આનંદસાગર (અબ્ધિ)માં ડૂબકી મારી (મજ્જન) ઉપર (ઉદ્) આવનાર. ] .....૩૦.

**ગ્રહોની પીડાનું વિશેષ નિવારણ કરનાર, આધિ, વ્યાધિ (અને ઉપાધિને) ટાળનાર, દારિદ્ર્યરૂપી દેવામાંથી છોડાવનાર અને આનંદસાગરમાં ડૂબકી મારી ઉપર આવનાર શ્રીદત્ત. .....૩૦.**

[ જર્જરવન્ધ્યાસુતપ્રદ = જર્જરિત (વૃદ્ધ) થએલ વંધ્યાને પુત્ર આપનાર; દીન'રંગ'શાંતિપ્રદ = દીન 'રંગ'ને શાંતિ આપનાર; દાહભૂમિશ્વક્રીડન = સ્મશાન (દાહભૂમિ)માં કુરકુરિયાં (શ્વ) સાથે રમનાર; નૂતનભસ્મવિભૂષિત = રોજ તાજી (નવીન) ચિતાભસ્મથી વિભૂષિત (શોભતા). ] .....૩૪.

**જર્જરિત થએલ (વૃદ્ધ) વંધ્યાને પુત્ર આપનાર, દીન 'રંગ'ને શાંતિ આપનાર, સ્મશાનમાં કુરકુરિયાં સાથે રમનાર અને નિત્ય નવીન (તાજી ચિતા) ભસ્મથી વિભૂષિત (શોભતા) શ્રીદત્ત. .....૩૪.**

[ અવધૂતાભિધ સંસ્તુત = અવધૂત એ નામે (અભિધ) સારી રીતે (સં) સ્તુતિ કરાએલ; નિગમાગમસારસ્વત = શાસ્ત્રો (આગમ) અને વેદો (નિગમ)ના

પંડિત; દયાદાનદમશિક્ષક = દયા, દાન અને દમન કરવાનું શીખવનાર; વિશ્વંભર-સુદિગમ્બર = વિશ્વનું પોષણ કરનાર સર્વવ્યાપક દિગંબર. ] .....૩૮.

'અવધૂત' એ નામે સારી રીતે સ્તુતિ કરાએલા, નિગમ અને આગમના પંડિત, દયા, દાન અને દમન કરવાનું શીખવનાર અને વિશ્વનું પોષણ કરનાર એવા સર્વવ્યાપક દિગંબર (દિગંબર = દિશાઓનું અંબર, દિશા જેનું અંબર (વસ્ત્ર) છે તે; અંદર બહાર વ્યાપી રહેનાર) શ્રીદત્ત. .....૩૮.

[ લાભાલાભસમપ્રિય = લાભ અને અલાભ બંને સમાન રીતે પ્રિય જેને છે તે; ચેલકુચેલસમપ્રિય = રેશમી કે ખરાબ(કુ)વસ્ત્ર(ચેલ) બંને સમાન પ્રિય છે તે; બાલોન્મત્તપિશાચક = બાલસ્વરૂપ, ઉન્મત્ત (ઉન્મની અવસ્થામાં રહેનાર) અને પિશાચવત્ આચરણ કરનાર; રેવાતીરપરિક્રમ = નર્મદાના કિનારે કિનારે પરિક્રમા કરનાર. ] .....૪૨.

લાભ અને અલાભ બંને સમાન રીતે જેને પ્રિય છે તે, રેશમી કે ખરાબ વસ્ત્ર બંને સમાન રીતે જેને પ્રિય છે તે, બાલસ્વરૂપ, ઉન્મત્ત (ઉન્મની અવસ્થામાં રહેનાર, ગાંડો) અને પિશાચવત્ આચરણ કરનાર. અને નર્મદાના કિનારે કિનારે પરિક્રમા કરનાર શ્રીદત્ત. .....૪૨.

[ પરમહંસ-પરિવ્રાજક = પરમહંસ સંન્યાસી; નગ્નોન્મત્તક્ષપણક = દિગંબર (નગ્ન), ઉન્મત્ત અને ક્ષપણક (જૈન કે બૌદ્ધ સાધુ); આત્મશાસ્ત્રસુવિશારદ = આત્માના શાસ્ત્ર (વેદાંત)માં સંપૂર્ણ પારંગત; આશાપાશવિનિર્ગત = આશાના પાશમાંથી સંપૂર્ણપણે નીકળી ગએલ (મુક્ત બનેલ). ] .....૪૬.

પરમહંસ સ્વરૂપ સંન્યાસી, નગ્ન (દિગંબર), ઉન્મત્ત અને ક્ષપણક (જૈન યા બૌદ્ધ સાધુનો એક પ્રકાર) સ્વરૂપ, આત્માના શાસ્ત્ર (વેદાંત)માં સંપૂર્ણ પારંગત અને આશાના પાશમાંથી સંપૂર્ણ રીતે નીકળી ગએલ (મુક્ત બનેલ) શ્રીદત્ત. .....૪૬.

[ સદા સર્વદા નિર્મલ = હરહંમેશ નિર્મળ; ધૂતોચ્ચિત-નિરામય = પવિત્ર (ધોઇ નાંખેલા) ચિત્તવાળા અને રોગ (આમય) વગર (નિ:)ના (સંપૂર્ણ તંદુરસ્ત); કર્મબાહ્યકર્મપ્રિય = કર્મથી રહિત (બાહ્યકર્મ વિનાનો) છતાં કર્મપ્રિય; ધર્મબાહ્ય ધર્મપ્રિય = ધર્મથી રહિત (બાહ્યધર્મ વિનાનો) છતાં ધર્મપ્રિય. ] .....૫૦.

હરહંમેશ નિર્મળ, ધોઇ નાખેલા (પવિત્ર) ચિત્તવાળા અને રોગરહિત (સંપૂર્ણ તંદુરસ્ત), કર્મથી રહિત (બાહ્યકર્મ વિનાનો) છતાં કર્મપ્રિય અને ધર્મથી રહિત (બાહ્ય ધર્મ વિનાનો) છતાં ધર્મપ્રિય શ્રીદત્ત. .....૫૦.

[ કર્માકર્મવિવર્જિત = કર્મ અને અકર્મથી તદ્દન વિવર્જિત; ધર્માધર્મવિવર્જિત = ધર્મ અને અધર્મથી તદ્દન વર્જિત; માનામાનાકમ્પિત = માન અને અપમાનથી ચલિત ન થનાર (અકમ્પિત); રાગદ્વેષાવંચિત = રાગ અને દ્વેષથી નહિ (અ) છેતરાનાર (વંચિત). ] .....૫૪.

**કર્મ અને અકર્મથી તદ્દ્ન વર્જિત, ધર્મ અને અધર્મથી તદ્દન વર્જિત, માન અને અપમાનથી ચલિત ન થનાર અને રાગ અને દ્વેષથી નહિ છેતરાનાર શ્રીદત્ત. .....૫૪.**

[ મેઘાડમ્બરશ્યામલ = વર્ષામાં (શરૂઆતમાં) છવાયેલા મેઘ સમાન શ્યામલ; શ્રીપાદશ્રીવલ્લભ = શ્રીપાદશ્રીવલ્લભસ્વરૂપ; દૂરીકૃતસુરપતિભય = ઈંદ્ર (સુરપતિ)ના ભયને દૂર કરનાર; ગુરુશુશ્રૂષારતપ્રિય = ગુરુની સેવા(સુશ્રૂષા)માં રત રહેનાર જેને પ્રિય છે તે). ] .....૫૮.

**વર્ષામાં (શરૂઆતમાં) છવાયેલા મેઘ સમાન શ્યામલ (કાળા), શ્રીપાદ શ્રીવલ્લભ સ્વરૂપ, ઈંદ્ર (સુરપતિ)ના ભયને દૂર કરનાર અને ગુરુની સુશ્રુષા(સેવા)માં રત રહેનારના પ્રિય (અથવા ગુરુસેવામાં રત રહેનાર પ્રિય છે જેને તે) શ્રીદત્ત. .....૫૮.**

[ વિષ્ણુદ્વિજવરસન્નુત = વિષ્ણુશર્મા નામના બ્રાહ્મણશ્રેષ્ઠ દ્વારા સારી રીતે (સદ્) પ્રશંસા કરાએલ (નુત); કાર્તવીર્યમુક્તિ-પ્રદ = સહસ્રાર્જુન (કાર્તવીર્ય)ને મુક્તિ આપનાર; પિંગલનાગસુપૂજિત = પિંગલ નામના નાગ દ્વારા સારી રીતે પૂજાએલ; નિર્મલનિશ્ચલનિષ્ક્રિય = નિર્મળ, નિશ્ચલ અને નિષ્ક્રિય. ] .....૬૨.

**વિષ્ણુશર્મા નામના બ્રાહ્મણશ્રેષ્ઠ દ્વારા સારી રીતે પ્રશંસા કરાએલ, કાર્તવીર્ય (સહસ્રાર્જુન)ને મુક્તિ આપનાર, પિંગલ નામના નાગદ્વારા સારી રીતે પૂજાએલ અને નિર્મળ, નિશ્ચલ અને નિષ્ક્રિય શ્રીદત્ત. .....૬૨.**

[ ઔદુમ્બરતલકેતન = ઔદુંબરના ઝાડ નીચે નિવાસ કરનાર (કેતન); શુદ્ધપ્રેમસુવેતન = શુદ્ધ પ્રેમ એજ જેનું સમ્યક્ વેતન છે તે; દામ્ભિકનાસ્તિકનિંદિત = દંભી અને નાસ્તિકો દ્વારા નિંદા કરાએલ; સાધુવૃન્દસુવન્દિત = સાધુઓના સમૂહ (વૃંદ)દ્વારા સારી રીતે વંદન કરાએલ. ] .....૬૬.

**ઔદુંબરના ઝાડ તળે નિવાસ કરનાર, શુદ્ધ પ્રેમ એજ જેનું સમ્યક્ વેતન છે તે, દંભ કરનારા અને નાસ્તિકો દ્વારા નિંદા કરાએલ અને સાધુઓના સમૂહ દ્વારા સારી રીતે વંદન કરાએલ શ્રીદત્ત. .....૬૬.**

[ પાપપુણ્યપરિવર્જિત = પાપ અને પુણ્યથી સર્વપ્રકારે વર્જિત; નિત્યાનંદસમન્વિત = હંમેશ આનંદથી જ યુક્ત; મિતમાધૂકરભોજન = માપસર માધુકરી માગી ભોજન કરનાર; વેદૈકાક્ષરકૂજન = વેદના એક અક્ષર (ૐકાર)નું રટણ કરનાર;] .....૭૦.

**પાપ અને પુણ્યથી સર્વપ્રકારે વર્જિત, હંમેશ આનંદથી જ યુક્ત, માફકસર માધુકરી (ભિક્ષા) માગી ભોજન કરનાર અને વેદના એક અક્ષર (ૐકાર)નું રટન કરનાર શ્રીદત્ત. .....૭૦.**

[ વાદવિવાદતિરોહિત = વાદવિવાદથી દૂર રહેનાર (તિરોહિત); સુખસંવાદપ્રકાશિત = સુખ આપે તેવા સંવાદ દ્વારા પ્રકાશિત થનાર; રાજરાજસંપૂજિત = રાજાઓના પણ રાજા (કુબેર) દ્વારા સારી રીતે પૂજાએલ; હીનદીનસંપૂજિત = કચડાએલા (હીન) અને ગરીબ-દુ:ખી (દીન) દ્વારા પણ સારી રીતે પૂજાએલ. ] ૭૪.

**વાદ અને વિવાદથી તિરોહિત (દૂર રહેનાર), સુખ આપે તેવા સંવાદ દ્વારા પ્રકાશિત થનાર, રાજાઓના પણ રાજા (કુબેર) દ્વારા સારી રીતે પૂજાએલ અને હીન (કચડાએલ) અને દીન (ગરીબ, દુ:ખી)થી પણ સારી રીતે પૂજાએલ શ્રીદત્ત. .....૭૪.**

[ સંન્યાસાશ્રમબહુમત = સંન્યાસાશ્રમને બહુમાન આપનાર; નૈષ્ઠિકવાડવબહુમત = નૈષ્ઠિક બ્રહ્મચારી અને બ્રાહ્મણો(વાડવ)દ્વારા બહુમાન કરાએલ; સુરનરમુનિગણપ્રાર્થિત = દેવો (સુર), મનુષ્યો અને મુનિઓ દ્વારા પ્રાર્થના કરાએલ; બાહષટ્કસુષમાન્વિત = છ હાથની શોભાથી યુક્ત. ] .....૭૮.

**સંન્યાસ અને આશ્રમને બહુમાન આપનાર, નૈષ્ઠિક બ્રહ્મચારી અને બ્રાહ્મણો દ્વારા બહુમાન કરાએલ, દેવો, મનુષ્યો અને મુનિઓ દ્વારા પ્રાર્થના કરાએલ અને છ હાથની શોભાથી યુક્ત શ્રીદત્ત. .....૭૮.**

[ મુખશશિજિતરજનીકર = મુખરૂપી ચંદ્ર(શશિ)થી ચંદ્ર (રજનીકર)ને જીતનાર; રવિવિધુતારકભાસ્કર = સૂર્ય, ચંદ્ર (વિધુ) અને તારાઓને પ્રકાશિત (ભાસ્) કરનાર; ત્ર્યાયુધમંડિતવરનુત = ત્રણ (ત્રિ) દેવોના આયુધો (આયુધ)થી શોભતા અને શ્રેષ્ઠો(વર)થી પ્રશંસા પામેલા (નુત); નાનારૂપવિભૂષિત = અનેક પ્રકાર(નાના)ના રૂપોથી શોભતા. ] .....૮૨.

**મુખરૂપી ચંદ્રથી ચંદ્રને જીતનાર (એટલે ચંદ્ર કરતાં પણ સુંદર મુખવાળા), સૂર્ય, ચંદ્ર અને તારાઓને પ્રકાશિત કરનાર, ત્રણે દેવોના આયુધોથી શોભતા અને શ્રેષ્ઠોથી પ્રશંસા પામેલા અનેક પ્રકારના રૂપોથી શોભતા શ્રીદત્ત. .....૮૨.**

[ આત્રેયાનંદ-પ્રદ = અત્રિના પુત્ર (આત્રેય) અને આનંદ આપનાર (પ્રદ); મંત્રતંત્રસુવિશારદ = મંત્ર અને તંત્રમાં સંપૂર્ણ પારંગત; વૈદિક-ધર્મપ્રચારક = વૈદિક ધર્મના પ્રચારક; નાસ્તિકવાદવિદૂષક = નાસ્તિકવાદની મશ્કરી કરનાર (વિદૂષક). ] .....૮૬.

**અત્રિના પુત્ર અને આનંદ આપનાર, મંત્ર અને તંત્રમાં સંપૂર્ણ પારંગત, વૈદિકધર્મના પ્રચારક અને નાસ્તિકવાદની મશ્કરી કરનાર (વિદૂષક) શ્રીદત્ત. .....૮૬.**

[ પાદપદ્મજિતપંકજ = ચરણરૂપી કમળથી કમળને જીતનાર; અનિલાશ્વારૂઢાત્રિજ = પવન (અનિલ)રૂપી ઘોડા (અશ્વ) ઉપર આરૂઢ થએલા અને અત્રિના પુત્ર (જ); પંચમકારસુદૂરગ = પાંચ (પંચ) પ્રકારના 'મ' કાર (માંસ, મદિરા, મૈથુન, મત્સ્ય અને મુદ્રા (તપ્ત))થી દૂર-સુદૂર જનાર; વિધ્વંસિતસંસૃતિનગ = સંસાર (સંસૃતિ)રૂપી પર્વત (નગ)ને તોડનાર (વિધ્વંસિત). ] .....૯૦.

**ચરણરૂપ કમળથી કમળને જીતનાર, પવનરૂપી ઘોડા ઉપર આરૂઢ થએલ અને અત્રિના પુત્ર, પાંચ પ્રકારના મ-કારથી (માંસ, મદિરા, મૈથુન, મત્સ્ય અને તપ્ત મુદ્રાથી) દૂર સુદૂર જનાર અને સંસારરૂપ પર્વતને તોડનાર શ્રીદત્ત. .....૯૦.**

[ વાગર્થપ્રતિપાદક = વાણી (વાક્) અને અર્થને પ્રતિપાદિત કરનાર (બોલ્યા પ્રમાણે વર્તનાર); સત્યાર્થપ્રવિબોધક = સત્ય અર્થનો ખૂબ બોધ કરનાર; પંડિતગુણિજનમંડિત = પંડિતો અને ગુણીજનોથી શોભતા (મણ્ડિત); દુર્જનદુર્મુખદંડિત = દુર્જન અને દુષ્ટ મુખોવાળાને દંડ કરનાર. ] .....૯૪.

**વાણી અને અર્થને પ્રતિપાદન કરનાર (= બોલેલું આચરનાર), સત્ય અર્થનો ખૂબ બોધ કરનાર, પંડિતો અને ગુણીજનોથી શોભિત અને દુર્જનો અને દુષ્ટ મુખોવાળાને દંડ દેનાર શ્રીદત્ત. .....૯૪.**

[ વિષયવિદગ્ધવિદૂષિત = વિષયોમાં રચ્યાપચ્યા રહેનાર લોકો વડે દૂષિત કરાએલ; સજ્જનહરિજનસંસ્તુત = સજ્જનો અને હરિજનો દ્વારા સારી રીતે(સં) સ્તુતિ કરાએલ; નાનાતર્કપ્રભંજન = વિવિધ (નાના) તર્કનું ખંડન કરનાર; નિર્મલનિત્યનિરંજન = નિર્મળ, નિત્ય અને નિરંજન. ] .....૯૮.

**વિષયોમાં રચ્યાપચ્યા રહેનાર લોકો વડે દૂષિત કરાએલ, સજ્જનો અને હરિજનો દ્વારા સ્તુતિ કરાએલ, વિવિધ તર્કનું ખંડન કરનાર અને નિર્મળ નિત્ય અને નિરંજન શ્રીદત્ત. .....૯૮.**

[ પાખંડપ્રિયખંડિત = પાખંડપ્રિય (પાખંડી)નું ખંડન કરનાર; સદ્ધર્માચરણાવૃત = સદ્‌ધર્મનું આચરણ કરનારથી વીંટળાએલા (વૃત); ખેચરભૂચરમાર્ગદ = આકાશ (ખે)માં ફરનાર (દેવ) અને પૃથ્વી ઉપર ફરનાર(મનુષ્ય)ને માર્ગ બતાવનાર; બ્રહ્મક્ષત્રવિટ્‌શૂદ્રપ = બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રનું પાલન કરનાર (પ). ] ૧૦૨.

**પાખંડ જેને પ્રિય છે એવાઓનું ખંડન કરનાર, સારા ધર્મનું આચરણ કરનારથી વીંટળાએલા, દેવો (ખેચર) અને મનુષ્યો (ભૂચર)ને માર્ગ બતાવનાર અને બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રનું પાલન કરનાર શ્રીદત્ત. .....૧૦૨.**

[ બ્રહ્મચારિગૃહિવનસ્થ = બ્રહ્મચારી, ગૃહસ્થ અને વનસ્થ (વાનપ્રસ્થી) સ્વરૂપ; દેશિકવરસંપૂજિત = આચાર્ય(દેશિક) વર(શ્રેષ્ઠ)થી પણ પૂજાએલા; નારદતુંબરકીર્તિત = નારદ, તુંબર વગેરે ઋષિઓ દ્વારા કીર્તન કરાએલા; સાધુવૃન્દપરિનર્તિત = ચારે બાજુ(પરિ) નાચતા એવા સાધુવૃંદોથી વીંટળાએલા; બ્રહ્માનંદપરિપ્લુત = બ્રહ્માનંદમાં સારી રીતે તરનાર; કૈવલ્યામૃતપાનદ = મોક્ષ (કૈવલ્ય)રૂપી અમૃતનું પાન કરાવનાર, પાનાર (પાનદ). ] .....૧૦૮.

**બ્રહ્મચારી, ગૃહસ્થ અને વનસ્થ (વાનપ્રસ્થી) સ્વરૂપ, આચાર્ય શ્રેષ્ઠથી પણ પૂજાએલ, નારદ, તુંબર વગેરે ઋષિઓ દ્વારા કીર્તન કરાએલા અને જેની ચારે બાજુ સાધુઓ વીંટળાએલા છે (પરિનર્તિત- નાચતા વીંટળાએલ) તે શ્રીદત્ત. .....૧૦૮.**

## ૧૮. શ્રીદત્તપદ્યાનિ

**(ચાલ- ઈસ તન ધનકિ)** (રાગ: પીલુ)

**દત્તગુરું ત્વં ભજ મન એકમ્ ।**
**નાસ્તિ દ્વિતીયં તે શરણં કો ।।ધ્રુવ.।।**

**કાષાયામ્બરધૃતબહુવેષમ્ ।**
**પાલિતભક્તનિવહમજમીશમ્ ।। ...દત્ત. ૧.**

**દુસ્તરભવજલનિધિકૃતપારમ્।**
**નાશિતતાપદવાનલતૈક્ષ્ણ્યમ્ ।। ...દત્ત. ૨.**

**હિમમૌક્તિકવત્તરલસંસૃતિમ્ ।**
**ત્યક્ત્વા 'રઙ્ગ' પ્રયાહિ શરણ્યમ્ ।। ...દત્ત. ૩.**

❀

## શબ્દાર્થ

[ દત્તગુરું = દત્તગુરુને; ત્વં = તું; ભજ = ભજી લે; મન = હે મન!; એકમ્ = એક માત્ર; નાસ્તિ = નથી (ન + અસ્તિ); દ્વિતીયં = બીજો, બીજું; તે = તવ = તારું; શરણં = શરણ; કૌ = પૃથ્વીમાં. ] .....ધ્રુવ.

## અર્થ

હે મન! તું એક માત્ર દત્તાત્રેયને ભજ. આ પૃથ્વીમાં બીજો કોઇ પણ તારું શરણ નથી. ..... ધ્રુવ.

[ કાષાય = ભગવા રંગનું, કષાય; અમ્બર = વસ્ત્ર; ધૃતબહુવેષમ્ = અનેક વેષ ધારણ કરનાર; પાલિતભક્તનિવહમ્ = ભક્તસમૂહ (નિવહમ્)નું પાલન કરનાર; અજમ્ = અજ, અજન્મા; ઈશમ્ = ઈશ્વર. ] .....૧.

કષાય વસ્ત્રોધારી અને અનેક વેષ ધારણ કરનાર, ભક્ત સમૂહનું પાલન કરનાર, અજ ઈશ્વર એવા તે દત્તગુરુને હે મન! તું ભજ. .....૧.

[ દુસ્તર = મુશ્કેલીથી તરાય એવા, તરવા કઠીન; ભવજલનિધિ = સંસારરૂપી સાગર (જલનિધિ); કૃત પારમ્ = પાર કરાવનારને; નાશિતતાપદવાનલ = (ત્રિવિધ) તાપરૂપી દાવાનળનો નાશ કરનાર; તૈક્ષ્ણ્યમ્ = તીક્ષ્ણતાનો. ] .....૨.

તરવા કઠીન એવા ભવરૂપી સાગરને પાર કરાવનાર, (ત્રિવિધ) તાપરૂપી દાવાનળની તીક્ષ્ણતાનો નાશ કરનાર, દત્તગુરુને હે મન! તું ભજ. .....૨.

[ હિમમૌક્તિકવત્ = ઝાકળના બિંદુની જેમ; તરલ = ક્ષણભંગુર; સંસૃતિમ્= સંસારને; ત્યક્ત્વા = છોડીને; રઙ્ગ = હે રંગ!; પ્રયાહિ = (તું) જા; શરણ્યમ્ = શરણ્યને, શરણ લેવાને યોગ્ય એવાને. ] .....૩.

ઝાકળ બિંદુની માફક ક્ષણભંગુર આ સંસારને છોડીને હે રંગ! તે શરણ્યને શરણે તું જા. .....૩.

## ૧૯. ગુરુકૃપા હિ કેવલમ્ । (રાગ: યમન)

ગુરુકૃપા હિ કેવલમ્ । શિષ્યપરમમઙ્ગલમ્ ।।ધૃ।।
દેહબલં ગેહબલં વિત્તબલં ચિત્તબલમ્ ।
તદ્વિના તુ સર્વબલં વિદ્ધ્યસારનિષ્ફલમ્ ।। .ગુરુ. ।।૧।।
સદ્ગુરું ચ બ્રહ્મ પરં વ્યક્તમત્ર નૃતનુધરમ્ ।
યઃ સ્મરેદ્ધિ તસ્ય [1]વરં કિન્નુ સ્યાત્સુદુષ્કરમ્ ।। .ગુરુ. ।।૨।।
એકમુખોऽપિ સ હિ વિધિર્નો ચતુષ્કરોऽપિ હરિઃ ।
વિના ત્રિનેત્રમત્ર હરો 'રઙ્ગ'-નર્તકોપ્યચલમ્ ।। .ગુરુ. ।।૩।।

❀

### શબ્દાર્થ

[ ગુરુકૃપા = ગુરુની કૃપા; હિ = જ, ખરેખર; કેવલમ્ = ફક્ત, એ જ; શિષ્ય = શિષ્યને માટે; પરમ મંગલમ્ = પરમ મંગલકારી. ] .....ધ્રુવ.

### અર્થ

ગુરુની કૃપા એ જ કેવળ શિષ્યને માટે ખરેખર મંગલકારી છે. ...ધ્રુવ.

[ દેહબલં = શારીરિક બળ; ગેહબલં = ઘરનું બળ; વિત્તબલં = પૈસાનું બળ; ચિત્તબલં = ચિત્તનું બળ; તદ્ = તેના; વિના = વગર; તુ = પાદપૂરક શબ્દ; સર્વ બલં = બધા બળો; વિદ્ધિ = જાણ; અસારનિષ્ફલમ્ = અસાર અને નિષ્ફળ. ] .....૧.

દેહ (શારીરિક) બળ, ઘરનું બળ, પૈસાનું બળ, ચિત્તનું બળ, અરે! સર્વ બળો તે (ગુરુકૃપા) વિના અસાર અને નિષ્ફળ જાણ. ...૧.

[ સદ્ગુરું = સદ્ગુરુ; ચ = અને; બ્રહ્મ પરં = પરબ્રહ્મ; વ્યક્તમ્ = વ્યક્ત, સ્પષ્ટ જોઈ શકાય તેવું; અત્ર = અહીં; નૃતનુ = મનુષ્ય (નૃ)નું શરીર (તનુ); ધરમ્= ધારણ કરનાર; યઃ = જે; સ્મરેત્ = સ્મરણ કરે છે; હિ = ખરેખર; તસ્ય = તેનું; વરં = શ્રેષ્ઠ વસ્તુ; કિન્નુ = કિમ્ + નુ (પાદપૂરક) = શું; સ્યાત્ = હશે; સુદુષ્કરમ્ = ખૂબ દુષ્કર. ] .....૨.

---

૧. શ્રેષ્ઠ વસ્તુ.

સદ્ગુરુ સાક્ષાત્ પરબ્રહ્મ છે અને અહીં મનુષ્યનું શરીર ધારણ કરીને વ્યકત થાય છે. જે વ્યક્તિ એનું સ્મરણ કરે છે તેને કઇ શ્રેષ્ઠ વસ્તુ પણ દુષ્કર હશે? .....૨.

[ એકમુખઃ = એક મુખવાળા; અપિ = છતાં પણ; સઃ = તે; હિ = ખરેખર; વિધિઃ = બ્રહ્મા; નો = નથી; ચતુષ્કરઃ = ચાર હાથ; અપિ = પણ; હરિઃ = વિષ્ણુ; વિના = વગર; ત્રિનેત્રમ્ = ત્રણ આંખ; અત્ર = અહીં; હરઃ = શંકર; રઙ્ગ = સંસારમાં; નર્તકઃ = નચાવનાર; અપિ = છતાં; અલમ્ = સમર્થ છે, પૂરતાં છે. ] .....૩.

(સદ્ગુરુ) એક મુખવાળા હોવા છતાં બ્રહ્મા છે, ચાર હાથ નથી છતાં વિષ્ણુ છે અને ત્રણ આંખ નહિ હોવા છતાં તે અહીં શંકર છે. અને તે બધાને સંસારમાં નચાવવા માટે સમર્થ છે.

[બ્રહ્માને ચાર મુખ છે, વિષ્ણુને ચાર હાથ છે અને શંકરને ત્રણ આંખ છે.] .....૩.

## ૨૦. દત્તાત્રેય કૃષ્ણ હરે

(મેરે તો ગીરધર ગોપાલ... - એ રાહ)

દત્તાત્રેય કૃષ્ણ હરે, પાહિ પાહિ મામ્ (૨) ॥ ધ્રુવ.॥

તત્પદેઽપિ ત્વમસિ વ્યાપ્ત ત્વંપદેઽપિ ત્વમિહ આપ્ત;
તત્ત્વમસિ-બોધપ્રાપ્ત, પાહિ પાહિ મામ્ (૨) ॥ ...દત્તાત્રેય. ૧.

જટાશીર્ષશંખકરા, શૂલહસ્ત યોગિવરા,
દયાદાનદમનપરા, પાહિ પાહિ મામ્ (૨) ॥ ...દત્તાત્રેય. ૨.

દત્ત-દત્ત-જપ્યપરમ્ , એકત્વત્પદાબ્જચરમ્ ;
રઙ્ગ-રઙ્ગ-નામધરં, પાહિ પાહિ મામ્ (૨) ॥ ...દત્તાત્રેય. ૩.

ઇતિ શ્રીદત્તપાદારવિન્દમિલિન્દબ્રહ્મચારિપાણ્ડુરઙ્ગ (રઙ્ગ અવધૂત) મહારાજવિરચિતાનિ શ્રીદત્તપદ્યાનિ સમ્પૂર્ણાનિ ।

## શબ્દાર્થ

[ દત્તાત્રેય = હે દત્તાત્રેય; કૃષ્ણ = હે કૃષ્ણ; હરે = હે હરિ!; પાહિ = રક્ષણ કર; મામ્ = મને, મારું. ] .....ધ્રુવ.

## અર્થ

**હે દત્તાત્રેય, કૃષ્ણ, હરે! મારું રક્ષણ કર, રક્ષણ કર. ... ધ્રુવ.**

[ તત્પદે = તત્ પદમાં; અપિ = પણ; ત્વમ્ = તું; અસિ = છું, છે; વ્યાપ્ત= વ્યાપ્ત, વ્યાપેલા; ત્વંપદે = ત્વં પદમાં; અપિ = પણ; ત્વમિહ = તું જ; આપ્ત = પ્રાપ્ત; તત્ત્વમસિ બોધ = તે (તત્) તું (ત્વમ્) છે (અસિ), એ (બોધવાક્ય)માં મળતું જ્ઞાન, બોધ; પ્રાપ્ત = મળતા. ] .....૧.

**તત્ત્વમસિ એ (વાક્યના) તત્ પદમાં તું જ વ્યાપ્ત થાય છે, ત્વં પદમાં પણ અહીં તું જ પ્રાપ્ત થાય છે, તત્ત્વમસિ (વાક્ય)ના જ્ઞાનથી પ્રાપ્ત થતા હે દત્ત! મારું રક્ષણ કર, રક્ષણ કર. .....૧.**

[ જટાશીર્ષશંખકરા = માથા ઉપર જટા અને હાથમાં શંખ; શૂલહસ્ત = હાથમાં ત્રિશૂળવાળા; યોગિવરા = યોગીશ્રેષ્ઠ; દયાદાનદમનપરા = દયા, દાન અને દમનમાં તત્પર. ] .....૨.

**માથા ઉપર જટા તથા હાથમાં શંખ અને બીજે હાથે ત્રિશૂળ ધારણ કરનાર હે યોગીવર! દયા, દાન અને દમનમાં તત્પર હે દત્ત! મારું રક્ષણ કર, રક્ષણ કર. .....૨.**

[ દત્ત દત્ત જપ્યપરમ્ = દત્ત દત્તનો જાપ જપનાર; એક = એક માત્ર; ત્વત્પદાબ્જ = તારા ચરણકમળમાં; ચરમ્ = આળોટનાર; રંક = ગરીબ; રઙ્ગનામધરં = રંગ નામ ધારણ કરનાર. ] .....૩.

**દત્ત, દત્તનો જાપ જપનાર, એક માત્ર તારા જ ચરણકમળમાં આળોટનાર રંગ નામ ધારણ કરનાર તે આ ગરીબનું હે દત્ત! રક્ષણ કર, રક્ષણ કર. .....૩.**

[ ઇતિ = એ રીતે; શ્રીદત્ત = શ્રીદત્તાત્રેયના; પાદ = ચરણરૂપ; અરવિંદ = કમળના; મિલિંદ = ભ્રમર એવા; બ્રહ્મચારિ = બ્રહ્મચારી, પાંડુરંગ (રંગ અવધૂત) મહારાજે; વિરચિતાનિ = બનાવેલી; શ્રીદત્તપદ્યાનિ પૂર્ણ થઈ. ]

## ૨૧. દત્તષોડશાવતારસ્તોત્રમ્ । (રાગ: ભૈરવ)

પ્રણમ્ય સદ્ગુરું દેવં વાસુદેવં ત્ર્યધીશ્વરમ્ ।
દત્તાવિર્ભાવનામાનિ ક્રમશઃ ષોડશ બ્રૂવે ॥૧॥

પ્રથમં યોગિરાજં ચ તતોઽત્રિવરદં પુનઃ ।
દત્તાત્રેયં તૃતીયં ચ કાલાગ્નિશમનં તતઃ ॥૨॥

યોગિજનવલ્લભં સ્યાત્ પંચમં યોગિનાં પ્રિયમ્ ।
લીલાવિશ્વમ્ભરં ષષ્ઠં સિદ્ધર્ષિગણવન્દિતમ્ ॥૩॥

સપ્તમં સિદ્ધરાજં ચ હ્યષ્ટમં જ્ઞાનસાગરમ્ ।
વિશ્વમ્ભરાવધૂતં તુ નવમં મુક્તિદં સ્મૃતમ્ ॥૪॥

માયાયુક્તાવધૂતં ચ દશમં પરિકીર્તિતમ્ ।
માયામુક્તાવધૂતં હિ પ્રોક્તં હ્યેકાદશં પુનઃ ॥૫॥

આદિગુરું દ્વાદશં ચ શિવરૂપં ત્રયોદશમ્ ।
દેવદેવાવતારં તુ જ્ઞાનદં સ્યાચ્ચતુર્દશમ્ ॥૬॥

દિગમ્બરં પંચદશં ભક્તદૈન્યાપહારકમ્ ।
શ્યામકમલલોચનં ષોડશં ચાન્તિમં સ્મૃતમ્ ॥૭॥

એતચ્છોડશનામાનિ યઃ પઠેચ્છૃણુયાદપિ ।
ત્રિકાલં હ્યેકકાલં વા સ સર્વત્ર સુખી ભવેત્ ॥૮॥

ધર્માર્થી ધર્મમાપ્નોતિ હ્યર્થાર્થી ચાર્થમાપ્નુયાત્ ।
કામાર્થી ચ લભેત્કામં મોક્ષાર્થી મોક્ષમાપ્નુયાત્ ॥૯॥

વિદ્યાર્થી વા ભવેદ્ વિદ્વાન્ પુત્રાર્થી પુત્રવાન્ભવેત્ ।
રુગ્ણો હ્યારોગ્યમાપ્નોતિ જયાર્થી વિજયી ભવેત્ ॥૧૦॥

સંકટે વિષમસ્થો વા પઠન્મુચ્યેત નોઽચિરાત્ ।
ષોડશાવૃત્તિમાત્રેણ પ્રત્યક્ષં દર્શનં ભવેત્ ॥૧૧॥

દૈવતેષુ પ્રસુપ્તેષુ કલૌ હ્યન્યેષુ '**રઙ્ગ**'રાટ્ ।
એકો જાગર્તિ દત્તોઽયં દેવદેવઃ સનાતનઃ ॥૧૨॥

❀

## શબ્દાર્થ

[ પ્રણમ્ય = પ્રણામ કરીને, પગે લાગીને; સદ્ગુરું = સદ્ગુરુને; દેવં = દેવને; વાસુદેવં = વાસુદેવને; ત્ર્યધીશ્વરમ્ = ત્રણે લોક (ત્રિ)ના નાથ (અધીશ્વર)ને; દત્તાવિર્ભાવ = દત્તના અવતાર (આવિર્ભાવ)નાં; નામાનિ = નામો; ક્રમશઃ = અનુક્રમે, ક્રમવાર; ષોડશ = સોળ; બ્રૂવે = (હું) કહું છું. ] .....૧.

## અર્થ

ત્રણ લોકના નાથ (દત્તાત્રેય) સ્વરૂપ સદ્ગુરુદેવ વાસુદેવાનંદ સરસ્વતીને પ્રણામ કરીને હું દત્તાત્રેયના સોળ અવતારોનાં નામો અનુક્રમે કહું છું. .....૧.

[ પ્રથમં યોગિરાજં = પહેલું યોગિરાજ; ચ = અને; તતઃ = પછી; અત્રિવરદં= અત્રિવરદ; પુનઃ = પાછું; દત્તાત્રેયં તૃતીયં = દત્તાત્રેય ત્રીજું; ચ = અને; કાલાગ્નિશમનં = કાલાગ્નિશમન; તતઃ = પછી. ] .....૨.

પ્રથમ યોગિરાજ અને વળી પાછું અત્રિવરદ બીજું, દત્તાત્રેય ત્રીજું અને પછી ચોથું કાલાગ્નિશમન છે. .....૨.

[ યોગીજનવલ્લભં = યોગીજનવલ્લભ; સ્યાત્ = છે; પંચમમ્ = પાંચમું; યોગીનાં પ્રિયમ્ = યોગીઓને પ્રિય; લીલાવિશ્વંભરં ષષ્ઠં = છઠ્ઠું લીલાવિશ્વંભર; સિદ્ધર્ષિ= સિદ્ધ અને ઋષિ; ગણવન્દિતમ્ = સમૂહ દ્વારા વંદન કરાએલા. ] .....૩.

યોગીઓને પ્રિય એવું પાંચમું યોગીજનવલ્લભ છે (અને) છઠ્ઠું સિદ્ધો અને ઋષિઓના સમૂહથી વંદન કરાએલ લીલાવિશ્વંભર છે. ..૩.

[ સપ્તમં = સાતમું; સિદ્ધરાજં = સિદ્ધરાજ; ચ = અને; હિ = ખરેખર; અષ્ટમમ્ = આઠમું; જ્ઞાનસાગરમ્ = જ્ઞાનસાગર; વિશ્વમ્ભરાવધૂતં = વિશ્વંભરાવધૂત; તુ = વળી; નવમમ્ = નવમું; મુક્તિદં = મુક્તિ આપનારું; સ્મૃતમ્ = કહેવાયું છે. ] ૪.

સાતમું સિદ્ધરાજ અને આઠમું જ્ઞાનસાગર છે. નવમું વિશ્વંભરાવધૂત છે જે મુક્તિ આપનારું કહેવાયું છે. .....૪.

[ માયાયુક્તાવધૂતં = માયાયુક્તાવધૂત; ચ = અને; દશમમ્ = દશમું; પરિકીર્તિતમ્ = બધે કીર્તિ પામેલું છે, જાણીતું છે; માયામુક્તાવધૂતં = માયામુક્તાવધૂત; હિ = ખરેખર; પ્રોક્તં = કહેવાયું છે; હિ = ખરેખર; એકાદશં = અગિયારમું; પુન: = પાછું, વળી. ] .....૫.

**માયાયુક્તાવધૂત એ દસમું કહેવાયું છે જે જાણીતું છે અને માયામુક્તાવધૂત એ અગિયારમું કહેવાયું છે. .....૫.**

[ આદિગુરું દ્વાદશં = આદિગુરુ એ બારમું (દ્વાદશં); ચ = અને; શિવરૂપં ત્રયોદશમ્ = શિવરૂપ એ તેરમું; દેવદેવાવતારં = દેવદેવાવતાર; તુ = અને; જ્ઞાનદં = જ્ઞાન આપનાર; સ્યાત્ = છે; ચતુર્દશમ્ = ચૌદમું. ] .....૬.

**બારમું આદિગુરુ અને શિવરૂપ તેરમું તથા જ્ઞાન આપનાર દેવાવતાર એ ચૌદમું છે. .....૬.**

[ દિગમ્બરં પંચદશં = દિગંબર એવું પંદરમું; ભક્તદૈન્યાપહારકમ્ = ભક્તોના દૈન્યને દૂર કરનાર (અપહારકમ્); શ્યામકમલલોચનં ષોડશં = શ્યામકમલલોચન એ સોળમું; ચ = અને; અન્તિમં = છેલ્લું, અંતિમ; સ્મૃતમ્ = કહેવાયું છે. ] ...૭.

**ભક્તોના દૈન્યને દૂર કરનાર દિગંબર પંદરમું છે અને શ્યામકમલલોચન એ છેલ્લું (સોળમું) નામ કહેવાયું છે. .....૭.**

[ એતત્ = આ; ષોડશનામાનિ = સોળ નામો; ય: = જે; પઠેત્ = પાઠ કરશે; શ્રુણુયાત્ = સાંભળશે; અપિ = પણ; ત્રિકાલં = ત્રણ વાર; હિ = ખરેખર; એક કાલં = એક વાર; વા = અથવા; સ = તે; સર્વત્ર = બધે; સુખી ભવેત્ = સુખી થશે. ] ૮.

**આ સોળ નામોનો જે કોઈ ત્રણ વાર કે એક વાર પણ પાઠ કરશે અથવા સાંભળશે તે સર્વત્ર સુખી થશે. .....૮.**

[ ધર્માર્થી = ધર્મની ઈચ્છાવાળો; ધર્મમ્ = ધર્મને; આપ્નોતિ = પ્રાપ્ત કરે છે, મેળવે છે; હિ = ખરેખર; અર્થાર્થી = ધનની ઈચ્છાવાળો; ચ = અને; અર્થમ્ = અર્થ, ધન; આપ્નુયાત્ = પ્રાપ્ત કરે છે; કામાર્થી = કામની ઈચ્છાવાળો; ચ = અને; લભેત્ = મળે છે; કામં = કામ; મોક્ષાર્થી = મોક્ષની ઈચ્છાવાળા; મોક્ષમ્ = મોક્ષ; આપ્નુયાત્ = મેળવે છે. ] .....૯.

**ધર્માર્થી ધર્મ પ્રાપ્ત કરે છે અને અર્થાર્થી અર્થ (ધન) પ્રાપ્ત કરે છે. કામની ઈચ્છાવાળાની મનોકામના (ફળીભૂત થાય) મેળવે છે અને મોક્ષની ઈચ્છાવાળાને મોક્ષ મળે છે. .....૯.**

[ વિદ્યાર્થી = વિદ્યાની ઈચ્છાવાળો; વા = અથવા; ભવેદ્ = બને છે, થાય છે; વિદ્વાન્ = વિદ્વાન; પુત્રાર્થી = પુત્રની ઈચ્છાવાળો; પુત્રવાન્ = પુત્રવાળો; ભવેત્ =

બને છે; રુગ્ણઃ = રોગી; હિ = ખરેખર; આરોગ્યમ્ = આરોગ્ય; પ્રાપ્નોતિ = પામે છે, મેળવે છે; જયાર્થી = જય (વિજય)ની ઇચ્છાવાળો; વિજયી = વિજયી; ભવેત્ = બને છે. ] .....૧૦.

**વિદ્યાર્થી વિદ્વાન બને છે અને પુત્રાર્થી પુત્રવાળો થાય છે. રોગી આરોગ્ય પ્રાપ્ત કરે છે અને વિજય મેળવવાની ઇચ્છાવાળો વિજયી બને છે. .....૧૦.**

[ સંકટે = સંકટમાં; વિષમસ્થઃ = વિષમ પરિસ્થિતિમાં રહેલો (સ્થઃ); પઠન્ = પાઠ કરતાંની વારમાં જ; મુચ્યેત = મુક્ત થાય છે; નઃ = નહીં; અચિરાત્ = મોડેથી નહિ, જલદીથી; ષોડશ = સોળ; આવૃત્તિમાત્રેણ = આવૃત્તિ કરનારને; પ્રત્યક્ષં = પ્રત્યક્ષ; દર્શનં ભવેત્ = દર્શન થાય છે. ] .....૧૧.

**સંકટમાં કે વિષમ પરિસ્થિતિમાં (મૂકાયેલો) રહેલો પાઠ કરતાંની સાથે જ જલદીથી (તેમાંથી) મુક્ત થાય છે. સોળ આવૃત્તિ કરનારને પ્રત્યક્ષ દર્શન થાય છે. .....૧૧.**

[ દૈવતેષુ = દૈવતો; પ્રસુપ્તેષુ = સૂતેલા હોય છે; કલૌ = કળિયુગમાં; હિ = ખરેખર; અન્યેષુ = અન્ય; રઙ્ગરાટ્ = રંગરાટ્; એકઃ = એક; જાગર્તિ = જાગે છે; દત્તોઽયં = આ (અયં) દત્ત (દત્તઃ); દેવદેવઃ = દેવનો દેવ; સનાતન = સનાતન. ] ૧૨.

**કળિયુગમાં જ્યારે અન્ય દૈવતો સૂતેલાં હોય છે ત્યારે રંગરાટ્, દેવનો દેવ, સનાતન એવો આ દત્તાત્રેય એકલો જાગે છે. .....૧૨.**

## ૨૨. અકારાદિદત્તાષ્ટોત્તરશતનામાવલિઃ ||

અત્રિવરદાય નમઃ | અનસૂયાનન્દવર્ધનાયનમઃ |
અવધૂતાય નમઃ | આજીવિને નમઃ | ...૪.
આડમ્બરદ્વિષે નમઃ | આત્રેયાય નમઃ |
આહિતુણ્ડિકાય નમઃ | ઈજ્યાય નમઃ | ...૮.
ઈદ્ધાય નમઃ | ઈભારિમધ્યાય નમઃ |
ઈષ્માન્તકાય નમઃ | ઉટજવાસિને નમઃ | ...૧૨.
ઉત્કલિતેક્ષણાય નમઃ | ઉત્તાનશાયિને નમઃ |
ઊર્જસ્વલાય નમઃ | ઊર્ધ્વરેતસે નમઃ | ...૧૬.
ઊષ્મપાય નમઃ | ઋણમોચનાય નમઃ |
ઋતંભરાય નમઃ | ઋદાય નમઃ | ...૨૦.
ઋવન્દ્યાય નમઃ | લૃસ્થગીતાય નમઃ |
એકવીરાય નમઃ | એકાક્ષરસ્વરૂપાય નમઃ | ...૨૪.
એણાઙ્કબન્ધવે નમઃ | ઐકાન્તિકસુખાય નમઃ |
ઐણાસનાય નમઃ | ઓજસ્વિને નમઃ | ...૨૮.
ઓદનપ્રિયાય નમઃ | ઔદુમ્બરાય નમઃ |
ઔધસ્યસન્નાય નમઃ | ઔરૂપિણે નમઃ | ...૩૨.
કજેક્ષણાય નમઃ | કદ્રુકેશાય નમઃ |
કન્થાધારિણે નમઃ | કપાલપાણયે નમઃ | ...૩૬.
ખટ્ધરાય નમઃ | ખર્વટનિવાસિને નમઃ |
ખલારાતયે નમઃ | ગગનાધ્વગાય નમઃ | ...૪૦.
ગણિકાગતિદાય નમઃ | ગહ્વરગેહાય નમઃ |
ઘનશ્યામાય નમઃ | ઘર્માંશિવે નમઃ | ...૪૪.
ઙદેવાય નમઃ | ચક્રધરાય નમઃ |
ચરાચરસ્વરૂપિણે નમઃ| છન્દોગીતાય નમઃ | ...૪૮.

છમણ્ડનાથાય નમઃ। જગન્મિત્રાય નમઃ।

જટિલાય નમઃ। જન્માતીતાય નમઃ। ...૫૨.

ઝરસ્નાયિને નમઃ। ઝષાઙ્કદાહિને નમઃ।

ઞવિવર્જિતાય નમઃ। ટજિતાય નમઃ। ...૫૬.

ટટ્ટરીદ્રુહે નમઃ। ઠક્કુરાય નમઃ।

ડમરુકરાય નમઃ। ડમાકદારિણે નમઃ। ...૬૦.

ઢક્કવાસિને નમઃ। ઢક્કાનાદપ્રિયાય નમઃ।

ણયસ્નાયિને નમઃ। તટસ્થાય નમઃ। ...૬૪.

તત્ત્વજ્ઞાય નમઃ। તપોનિધયે નમઃ।

તમોનુદે નમઃ। થવાસિને નમઃ। ...૬૮.

દત્તાત્રેયાય નમઃ। દયાઘનાય નમઃ।

દરવરાર્ચિતાય નમઃ। દરીગેહાય નમઃ। ...૭૨.

ધટ્ટીવસ્ત્રાય નમઃ। ધન્યાય નમઃ।

ધર્માધર્માતિગાય નમઃ। નગ્નાય નમઃ। ...૭૬.

નટવરાય નમઃ। નગ્નાઙ્ગયઙ્કાય નમઃ।

પક્ષાપક્ષરહિતાય નમઃ। પંક્તિપાવનાય નમઃ। ...૮૦.

પતિતોદ્ધારકાય નમઃ। ફટાછત્રાય નમઃ।

ફલાશનાય નમઃ। બટુવેષાય નમઃ। ...૮૪.

બહૂદકાય નમઃ। ભગુરવે નમઃ।

ભટ્ટારકાય નમઃ। ભસ્મોદ્ધૂલિતાઙ્ગાય નમઃ। ...૮૮.

મઞ્જુભાષિણે નમઃ। મનીષિણે નમઃ।

યતિવેષાય નમઃ। યદૃચ્છાલાભસન્તુષ્ટાય નમઃ। ...૯૨.

‘રઙ્ગ’-તારકાય નમઃ। રણશૂરાય નમઃ।

રમ્યાય નમઃ। લઘ્વાહારાય નમઃ। ...૯૬.

લબ્ધવર્ણાય નમઃ। લમ્બહસ્તાય નમઃ।

વજ્રદેહાય નમઃ। વનાશ્રમિણે નમઃ। .૧૦૦.

શકુન્તક્રીડાય નમઃ। શરણ્યાય નમઃ।
ષડ્બાહવે નમઃ। સંયમિને નમઃ। ...૧૦૪.
સત્યયજ્ઞાય નમઃ। સરસિજાક્ષાય નમઃ।
હઠયોગવિશારદાય નમઃ। હંસાય નમઃ। ...૧૦૮.

ઇતિ શ્રીદત્તપાદારવિન્દમિલિન્દબ્રહ્મચારિપાણ્ડુરંગ (રંગ અવધૂત) મહારાજવિરચિતા અકારાદિદત્તાષ્ટરશતનામાવલિઃ સમ્પૂર્ણા ।

❁

## અર્થ

૧. અત્રિને વરદાન આપનારને નમસ્કાર.
૨. અનસૂયાનો આનંદ વધારનારને નમસ્કાર.
૩. અવધૂતને નમસ્કાર.
૪. એક દંડધારીને નમસ્કાર.

૫. આડંબરના શત્રુને નમસ્કાર.
૬. આત્રેય (અત્રિના પુત્ર)ને નમસ્કાર.
૭. મહાન જાદુગરને નમસ્કાર.
૮. પૂજનીયને નમસ્કાર.

૯. અત્યંત તેજસ્વીને નમસ્કાર.
૧૦. સિંહ સમાન કેડવાળાને નમસ્કાર.
૧૧. કામદેવ (કામના)નો નાશ કરનારને નમસ્કાર.
૧૨. ઝૂંપડીમાં રહેનારને નમસ્કાર.

૧૩. ખીલતી કળી સમાન આંખોવાળાને નમસ્કાર.
૧૪. (આકાશ તરફ નજર રાખી) ચત્તા સૂનારને નમસ્કાર.
૧૫. મહાન શક્તિશાળીને નમસ્કાર.
૧૬. સંપૂર્ણ બ્રહ્મચર્ય પાળનારને નમસ્કાર.

૧૭. ગુસ્સાને પી જનારને (અથવા ઊષ્મપાયનું પિતૃસ્વરૂપ ધારણ કરનારને) નમસ્કાર.

૧૮. ઋણમાંથી છોડાવનારને નમસ્કાર.
૧૯. સત્યના ધારકને નમસ્કાર.
૨૦. ગતિ આપનારને નમસ્કાર.

૨૧. દેવો અને દાનવોની માતા દ્વારા વંદ્યને નમસ્કાર.
૨૨. પૃથ્વી (અથવા પર્વત) ઉપર વસતા માનવો (ઋષિઓ)થી ગવાતા (સ્તુતિ કરાતા)ને નમસ્કાર.
૨૩. ખ્યાતનામ વીરને નમસ્કાર.
૨૪. (દ્રાં રૂપી) એક અક્ષરના સ્વરૂપવાળાને નમસ્કાર.

૨૫. ચંદ્રના ભાઈને નમસ્કાર.
૨૬. કેવળ સુખસ્વરૂપને નમસ્કાર.
૨૭. મૃગચર્મના આસન ઉપર બેસનારને નમસ્કાર.
૨૮. ઓજસવંતને નમસ્કાર.

૨૯. ઓદન (ભાત, પાયસ) જેને પ્રિય છે તેને નમસ્કાર.
૩૦. ઔદુંબર સ્વરૂપને નમસ્કાર.
૩૧. દૂધ એ જ જેનો ખોરાક છે તેવાને નમસ્કાર.
૩૨. ઔ (બીજ, શેષનાગ, અનંત) સ્વરૂપીને નમસ્કાર.

૩૩. કમળ સમાન આંખોવાળાને નમસ્કાર.
૩૪. ભૂખરા વાળવાળાને નમસ્કાર.
૩૫. કંથા ધારણ કરનારને નમસ્કાર.
૩૬. હાથમાં ભિક્ષાપાત્રવાળાને (અથવા શિવસ્વરૂપને) નમસ્કાર.

૩૭. પરશુ (હળ) ધારણ કરનારને (અથવા મિજાજ ઠંડો રાખનારને) નમસ્કાર.
૩૮. પર્વતની તળેટીમાં વસનારને નમસ્કાર.
૩૯. દુષ્ટોના દુશ્મનને નમસ્કાર.
૪૦. આકાશમાર્ગે વિચરનારને નમસ્કાર.

૪૧. ગણિકાને ગતિ આપનારને નમસ્કાર.
૪૨. ગુફા (કોઈ જઈ ન શકે તેવા) રૂપી ઘરવાળાને નમસ્કાર.
૪૩. મેઘશ્યામને નમસ્કાર.
૪૪. સૂર્ય સ્વરૂપીને નમસ્કાર.

૪૫. ઈચ્છાઓના સ્વામીને નમસ્કાર.
૪૬. ચક્ર ધારણ કરનારને નમસ્કાર.
૪૭. ચર અને અચર સ્વરૂપીને નમસ્કાર.
૪૮. વેદો વડે ગવાએલાને નમસ્કાર.

૪૯. અનાથના નાથને નમસ્કાર.
૫૦. જગતના મિત્રને નમસ્કાર.
૫૧. જટાવાળાને નમસ્કાર.
૫૨. જન્મ (મરણ)થી પરને નમસ્કાર.

૫૩. ઝરણાંમાં સ્નાન કરનારને નમસ્કાર.
૫૪. કામદેવને ભસ્મ કરનારને નમસ્કાર.
૫૫. વામગતિ (કુટિલતા) રહિતને નમસ્કાર.
૫૬. કામ જીતનારને નમસ્કાર.

૫૭. ઠઠ્ઠા મશ્કરીનો દ્રોહ કરનારને નમસ્કાર.
૫૮. ઠાકોર (સ્વામી)ને નમસ્કાર.
૫૯. હાથમાં ડમરુ ધારણ કરનારને નમસ્કાર.
૬૦. ચાંડાલના અક (દુઃખ)ને વિદારણ કરનારને નમસ્કાર.

૬૧. નાદબ્રહ્મમાં વસનારને નમસ્કાર.
૬૨. ડમરુનો નાદ જેને પ્રિય છે તેને નમસ્કાર.
૬૩. સત્ય લોકના તળાવમાં સ્નાન કરનારને નમસ્કાર.
૬૪. નદીકિનારે રહેનારને (અથવા ઉદાસીન, તટસ્થને) નમસ્કાર.

૬૫. તત્ત્વના જાણકારને નમસ્કાર.
૬૬. તપના ભંડારને નમસ્કાર.
૬૭. (અજ્ઞાન) અંધકારના ભગાડનારને નમસ્કાર.
૬૮. પર્વત ઉપર રહેનારને નમસ્કાર.

૬૯. દત્તાત્રેય ભગવાનને નમસ્કાર.
૭૦. દયાપૂર્ણને નમસ્કાર.
૭૧. શ્રેષ્ઠ શંખથી અર્ચિત થનારને નમસ્કાર.
૭૨. ગુફા એ જ જેનું ઘર છે તેને નમસ્કાર.

૭૩. લંગોટીનું વસ્ત્ર ધારણ કરનારને નમસ્કાર.
૭૪. ધન્ય થએલને નમસ્કાર.
૭૫. ધર્મ અને અધર્મથી પરને નમસ્કાર.
૭૬. નગ્ન (દિગંબર)ને (અથવા વાસનાવસ્ત્રથી રહિતને) નમસ્કાર.

૭૭. નટવરને નમસ્કાર.
૭૮. નગ્ન સ્ત્રી જેના ખોળામાં છે તેને નમસ્કાર.
૭૯. પક્ષ અને અપક્ષથી રહિતને નમસ્કાર.
૮૦. પંક્તિને પાવન કરનાર (પવિત્ર, અગ્રભોજી)ને નમસ્કાર.

૮૧. પતિતનો ઉદ્ધાર કરનારને નમસ્કાર.
૮૨. નાગની ફેણનું જેને છત્ર છે તેને નમસ્કાર.
૮૩. ફળાહાર કરનારને નમસ્કાર.
૮૪. બટુકનો વેષ ધારણ કરનારને નમસ્કાર.

૮૫. ભિક્ષા માગીને રહેનાર (બહૂદક સંન્યાસી)ને નમસ્કાર.
૮૬. ચોવીસ ગુરુઓ કરનારને (અથવા ભમરીને ગુરુ માનનારને) નમસ્કાર.
૮૭. પૂજનીય વિદ્વાનને (સંતને, દેવને) નમસ્કાર.
૮૮. ભસ્મ ચોળેલા દેહવાળાને નમસ્કાર.

૮૯. પ્રિય બોલનારને નમસ્કાર.
૯૦. બુદ્ધિશાળીને નમસ્કાર.
૯૧. યતિવેષધારીને નમસ્કાર.
૯૨. જે મળે તેથી સંતુષ્ટ થનારને નમસ્કાર.

૯૩. **રંગ**ને તારનારને નમસ્કાર.
૯૪. રણમાં શૂરવીરને નમસ્કાર.
૯૫. રમ્ય સ્વરૂપને નમસ્કાર.
૯૬. ઓછો આહાર લેનારને નમસ્કાર.

૯૭. વિદ્વાન (પ્રસિદ્ધ)ને નમસ્કાર.
૯૮. (ઢીંચણ સુધી) લાંબા હાથવાળાને નમસ્કાર.
૯૯. વજ્ર સમાન દેહવાળાને નમસ્કાર.
૧૦૦. વનમાં આશ્રમ બાંધનારને નમસ્કાર.

૧૦૧. પક્ષીઓ સાથે ગેલ કરનારને નમસ્કાર.
૧૦૨. શરણું લેવા યોગ્યને નમસ્કાર.
૧૦૩. છ હાથવાળાને નમસ્કાર.
૧૦૪. સંયમીને નમસ્કાર.
૧૦૫. સત્યને યજ્ઞ માનનારને નમસ્કાર.
૧૦૬. કમળ સમાન આંખવાળાને નમસ્કાર.
૧૦૭. હઠયોગમાં પારંગતને નમસ્કાર.
૧૦૮. (પરમ) હંસને નમસ્કાર.

## ૨૩. દત્તાર્તિક્યમ્ ।

જય જય જય ગુરુદેવ ।
વન્દે અત્રિકુમારં ત્રિભુવનભર્તારમ્ । (૨)
જનિમૃતિસંસૃતિકાલં તાપત્રયહારમ્ ॥ ...જય જય જય. ધ્રુવ.

કરુણાપારાવારં યોગિજનાધારમ્ । (૨)
કૃતભવજલનિધિપારં ષડ્દર્શનસારમ્ ॥ ...જય જય જય.

ભોગાપવર્ગદ્વારં[1] કૃતમોદાસારમ્ । (૨)
નતજનવરદાતારં નિગમાગમસારમ્ ॥ ...જય જય જય.

ધૃતગલમૌક્તિકહારં કીર્ણજટાભારમ્ । (૨)
ધામ્ના નિર્જિતમારં[2] ષડ્રિપુસંહારમ્ ॥ ...જય જય જય.

દુઃશીલાતિકરાલં ભસ્માંકિતભાલમ્ । (૨)
શંખત્રિશૂલભાજન-સ્રગ્વાદ્યારિ[3]કરમ્ ॥ ...જય જય જય.

કલિકલ્મષહન્તારં સુરનરમુનિતારમ્ । (૨)
વૃતવિજનૈકવિહારં જ્ઞપ્તિસુધાહારમ્[4] ॥ ...જય જય જય.

૧. ભુક્તિમુક્તિ આપનાર. ૨. જેના તેજથી (ધામ્ના) કામદેવ (મારં) પણ પરાજિત છે.
૩. સ્રગ્ = માળા; વાદ્ય = ડમરું ; અરિ = ચક્ર. ૪. જ્ઞાનરૂપી અમૃત છે આહાર જેનો.

દેવત્રયાવતારં        શાન્તિસુધાગારમ્ । (૨)
        દૂરીકૃતનતભારં            રંગારંગકરમ્ ॥ ...જય જય જય.

ઇતિ શ્રીદત્તપાદારવિન્દમિલિન્દબ્રહ્મચારિપાણ્ડુરઙ્ગ (રઙ્ગ અવધૂત) મહારાજવિરચિતમ્ દત્તાર્તિક્યં સમ્પૂર્ણમ્ ।

❀

## શબ્દાર્થ

[ જય જય જય ગુરુદેવ = હે ગુરુદેવ! (આપનો) જય હો, જય હો, જય હો.]

[ વન્દે = (હું) વંદન કરું છું; અત્રિકુમારં = અત્રિના પુત્ર; ત્રિભુવનભર્તારમ્= ત્રણે (ત્રિ) ભુવનના સ્વામી (ભર્તારમ્); જનિમૃતિસંસૃતિકાલં = જન્મ (જનિ) મરણ (મૃતિ) અને સંસાર (સંસૃતિ)ના કાળ; તાપત્રયહારમ્ = ત્રિવિધ તાપને હરનાર. ] .....૧.

[ કરુણાપારાવારં = કરુણાના સાગર (પારાવાર); યોગિજનાધારમ્ = યોગીજનોના આધાર; કૃતભવજલનિધિપારમ્ = સંસાર (ભવ) સાગર (જલનિધિ)ની પાર જનાર; ષડ્દર્શનસારમ્ = છ (ષડ્) દર્શનના સાર સ્વરૂપ. ] .....૨.

[ ભોગાપવર્ગદ્વારમ્ = ભુક્તિ (ભોગ) અને મુક્તિ (અપવર્ગ)ના દ્વારરૂપ; કૃતમોદાસારમ્ = આનંદ (મોદ)ની વૃષ્ટિ (આસારમ્) કરનાર (કૃત); નતજનવરદાતારં= ભક્ત (નત)જનોને વરદાન આપનાર; નિગમાગમસારમ્ = વેદો (નિગમ) અને શાસ્ત્રો (આગમ)ના સારરૂપ. ] .....૩.

[ ધૃતગલમૌક્તિકહારં = ગળામાં (ગલ) મોતીનો હાર ધારણ કરનાર (ધૃત); કીર્ણજટાભારમ્ = (માથા પર) વીખરાએલી (કીર્ણ) જટાનો ભાર (ધારણ કરનાર); ધામ્ના નિર્જિતમારં = તેજથી (ધામ્ના) કામદેવ (મારં)ને જીતનાર (નિર્જિત); ષડ્રિપુસંહારમ્ = છ (ષડ્) શત્રુઓ (રિપુ) (કામ, ક્રોધ વિ.)ના સંહારક. ] .....૪.

[ દુ:શીલાતિકરાલં = ખરાબ (દુ:) ચારિત્ર્યવાળા (શીલ) માટે અતિ ભયંકર (કરાલં); ભસ્માંકિતભાલમ્ = જેનું કપાળ (ભાલં) ભસ્મથી અંકિત થયું છે એવા, લલાટ પર ભસ્મ ધારણ કરનાર; શંખત્રિશૂલભાજન-સ્રગ્વાદ્યારિકરમ્ = હાથમાં શંખ, ત્રિશૂળ, કમંડલુ (ભાજન), માળા (સ્રગ્), ડમરુ (વાદ્ય), ચક્ર (અરિ) ધારણ કરનાર. ] .....૫.

[ કલિકલ્મષહન્તારં = કલિના પાપો (કલ્મષ)ને હણનાર; સુરનરમુનિતારં = દેવો, મનુષ્યો અને મુનિઓને તારનાર; વૃતવિજનૈકવિહારં = એકાંત (વિજન)માં જ

એક માત્ર વિહાર કરનાર; જ્ઞપ્તિસુધાહારમ્ = જ્ઞાનરૂપી (જ્ઞપ્તિ) અમૃત (સુધા)નો આહાર કરનાર. ] .....૬.

[ દેવત્રયાવતારં = ત્રણ દેવો (દેવત્રય)ના અવતાર; શાન્તિસુધાગારમ્ = શાંતિરૂપી અમૃતના સાગર (આગાર); દૂરીકૃતનતભારં = ભક્તજનો (નત)ના ભારને દૂર કરનાર (દૂરીકૃત); રઙ્ગારઙ્ગકરમ્ = રંગને અરંગી (સંસાર રહિત) કરનાર. ] ...૬.

## અર્થ

### હે ગુરુદેવ! આપનો જયજયકાર હજો!

હું અત્રિના પુત્ર, ત્રણે ભુવનના સ્વામી, જન્મમરણ અને સંસારના કાળ, ત્રિવિધ તાપને હરનાર, કરુણાના સાગર, યોગીજનોના આધાર, સંસારસાગરની પાર જનાર, છ દર્શનોના સારસ્વરૂપ. ભુક્તિ અને મુક્તિના દ્વારરૂપ, આનંદની વૃષ્ટિ કરનાર, ભક્તજનોને વરદાન આપનાર, શાસ્ત્રો અને વેદોના સારરૂપ, ગળામાં મોતીનો હાર ધારણ કરનાર, માથા પર વીખરાએલ જટા ધારણ કરનાર, તેજથી કામદેવને જીતનાર, (કામાદિ) છ શત્રુઓના સંહારક, ખરાબ ચારિત્ર્યવાળા માટે અતિ ભયંકર, લલાટ પર ભસ્મ ધારણ કરનાર, હાથમાં શંખ, ત્રિશૂલ, કમંડલુ, માળા, ડમરુ અને ચક્ર ધારણ કરનાર, કલિના પાપોને હણનાર, દેવો, મનુષ્યો અને મુનિઓને તારનાર, એકાંતમાં જ એક માત્ર વિહાર કરનાર, જ્ઞાનરૂપી અમૃતનો આહાર કરનાર, ત્રણ દેવોના અવતાર, શાંતિરૂપી અમૃતના સાગર, ભક્તજનોના ભારને દૂર કરનાર અને રંગને અરંગી (સંસારરહિત) કરનાર (દત્તને) વંદન કરું છું.

# ૨૪. નારેશ્વરસ્તોત્રમ્ ।

જગત્રસ્તં દૃષ્ટ્વા ત્રિપુરપતિના પૂર્વમખિલં
સ્તુતં સ્તોત્રૈર્દિવ્યૈર્વિબુધનિવહૈસ્તત્પ્રહણને ।
વિધાચાલં રૌદ્રં વપુરનલદીપ્ત્યા તમદહન્
નરાણામીશં તં પ્રણમત નરો જન્મક્ષતયે ॥૧॥

ગણાનાં ચોઽધીશઃ સકલશુભદાતાઽવનિતલે
તપસ્તેપે ઘોરં ઘનજલકણાશી બહુસમમ્ ।
પુરા સિદ્ધિં પ્રાપ્તો યદનુગ્રહમાત્રેણ હ્યતુલાં
તમીશં નારેશં પ્રણમત નરો જન્મક્ષતયે ॥૨॥

કલેશં કાલેશં ધનપતિસખં ધ્યાનસુલભં
ત્રિનેત્રં ત્રાતારં ભવજલધિતસ્તં તનુજુષામ્ ।
શિવં સોમં શાન્તં શરણગતકામેષ્ટફલદં
વિભું તં નારેશં પ્રમણાત નરો જન્મક્ષતયે ॥૩॥

કપર્દીશં ધીશં સુરનરતિરશ્ચાં ગતિપ્રદં
નટં નાનાકારં કલિમલહરં કામદહનમ્ ।
ગુરું ગીર્વાણેશં વિષયિજનદૂરં વિષધરં
વિષઘ્નં નારેશં પ્રણમત નરો જન્મક્ષતયે ॥૪॥

વસન્તં રેવાયાઃ પુલિનગહને પાવનતમે
તમેકં દન્તીશં ત્રિભુવનપતિં તારકગતિમ્ ।
સુરારાધ્યં હ્યાદ્યં પશુપતિમજં પૂર્ણવિભવં
ભવઘ્નં નારેશં પ્રણમત નરો જન્મક્ષતયે ॥૫॥

નતાર્તિઘ્નં દેવં પ્રણતસુખદં ભૂતિકલિતં
ગિરીશં ગોવિન્દં ગિરિવરસુતાસેવિતપદમ્ ।
ખલારાતિં રાતિં વિબુધશિવતાતિં ફણિપતિં
દધાનં નારેશં પ્રણમત નરો જન્મક્ષતયે ॥૬॥

સુરનરમુનિવૃન્દૈર્વન્દનીયો વનેશો
દનુજકુલનિહન્તા ભીતિહર્તા નરાણામ્ ।
સપદિ શિવવિધાતા મોક્ષદાતા નતાનાં
સ વસતુ મમ હાર્દે કામહન્તા નિયન્તા ॥૭॥

યઃ શ્લોકસપ્તકમિદં પઠતીહ મર્ત્યો
રંગોદ્ગતં સકલરંગનિહન્તૃ નૃણામ્ ।
ભક્ત્યાપ્રભાત/ પ્રદોષ/ સમયે નિયતઃ શુચિઃસન્
ભુક્ત્વેહ સૌખ્યમખિલં શિવલોકમીયાત્ ॥૮॥

ઇતિ શ્રીદત્તપાદારવિન્દમિલિન્દબ્રહ્મચારિપાણ્ડુરંગ (રઙ્ગ અવધૂત) મહારાજવિરચિતં નારેશ્વરસ્તોત્રં સમ્પૂર્ણમ્ ।

❀

## શબ્દાર્થ

[ જગત્ ત્રસ્તં = જગતને ત્રાસેલું; દૃષ્ટ્વા = જોઈને; ત્રિપુરપતિના = ત્રિપુરાસુર વડે; પૂર્વમ્ અખિલમ્ = પૂર્વે બધું, સઘળું; સ્તુતઃ = સ્તુતિ કરાયા; સ્તોત્રૈઃ દિવ્યૈઃ = દિવ્ય સ્તોત્રો વડે; વિબુધનિવહૈઃ = દેવઋષિઓના સમૂહ વડે; તત્ પ્રહણને = તે (ત્રિપુરાસુર)ને હણી નાખવા, મારી નાખવા માટે; વિધાય = ધારણ કરીને; અલં રૌદ્રં= બસ રૌદ્ર એવું; વપુઃ = શરીર; અનલદીપ્ત્યા = અગ્નિની જવાળાઓથી; તમ્ અદહન્= તેને- ત્રિપુરાસુરને બાળીને ભસ્મ કરી નાંખ્યો; નરાણામ્ ઈશમ્ તમ્ = તે નરો- મનુષ્યોના ઈશને; પ્રણમત = પ્રણામ કરો; નરો = મનુષ્યો, પુરુષો; જન્મક્ષતયે = જન્મ (મરણ)ના ફેરામાંથી છૂટવા માટે.] .....૧.

## અર્થ

મનુજો! જન્મમરણમાંથી છૂટવું છે તમારે? પગે લાગો લાંબા થઈ તે મનુષ્યોના ઈશ નારેશ્વરને, અત્યંત રૌદ્રરૂપ ધારણ કરી બાળી નાંખ્યો જેણે પોતાની (તૃતીય નેત્રની) અગ્નિજવાળાથી તે (દુષ્ટ દાનવ) ત્રિપુરાસુરને- એના ત્રાસથી જગત બધું ત્રાસેલું જોઈ પૂર્વે દેવવૃંદોએ તેને મારી નાંખવા માટે મહાદેવની પ્રાર્થના કરેલી. .....૧.

[ ગણાનામ્ યઃ અધીશ = ગણોના જે અધીશ; સકલ શુભ દાતા = બધાં જ શુભના દાતા - આપનાર; અવનિતલે = પૃથ્વી પર; તપઃ તેપે-ઘોરમ્ = ઘોર (અતિશય) તપ કર્યું; ઘનજલકણાશી = ઘન (મેઘ)ના જલકણનું અશન-પ્રાશન-ભક્ષણ કરતાં; બહુ સમમ્ = અનેક વર્ષ; પુરા સિદ્ધિં પ્રાપ્તઃ = પૂર્વે સિદ્ધિને પામ્યા; યત્ અનુગ્રહમાત્રેણ= જેના (રુદ્રના) અનુગ્રહ-કૃપા માત્રથી, હિ-જ; અતુલામ્ = તુલનામાં ન આવે તેવી અતુલ; તમ્ ઈશં નારેશં = તે ઈશ નારેશને; પ્રણમત નરઃ જન્મક્ષતયે = જન્મ (ના ફેરા) નષ્ટ કરવા નરો પ્રણામ કરો. ] .....૨.

**મનુષ્યો! મુક્ત થવું છે તમારે જન્મમરણના ફેરામાંથી? ભજો તે અંતર્યામી નારેશ્વરને જેના અનુગ્રહ માત્રથી ગણરાજ, દુનિયામાં સકળ શુભદાતા ગણપતિજી પૂર્વે સકળ સિદ્ધિને પામ્યા, મેઘજળના કણનું ભક્ષણ કરી અનેક વર્ષ તીવ્ર તપ આચરી! .....૨.**

[ કલેશમ્ = મધુર રણકાર (કલ)ના ઈશને; કાલેશમ્ = કાળના ઈશને; ધનપતિ સખમ્ = ધનપતિ - કુબેરના મિત્રને; ધ્યાન સુલભમ્ = ધ્યાન ધરવાથી સુલભ-સારી રીતે પ્રાપ્ત થતાને; ત્રિનેત્રમ્ = ત્રણ નેત્રવાળાને; ત્રાતારં = તારનારને, બચાવનારને; ભવજલધિતઃ= ભવ-સંસારરૂપી સાગરમાંથી; તમ્ = તે; તનુજુષામ્ = દેહધારીઓનો; શિવમ્ = કલ્યાણ કરનારને; સોમમ્ = સોમ સ્વરૂપને; સ + ઉમમ્ = ઉમા સાથે; શાન્તમ્ = શાંત સ્વરૂપને; શરણાગત કામ ઈષ્ટ ફલદમ્ = શરણે આવેલાની કામનાને અનુરૂપ ફળ આપનારને; વિભું તં નારેશં = તે વિભુ-પ્રભુ નારેશને; પ્રણમત= પ્રણામ કરો; નરઃ = હે નરો-મનુષ્યો; જન્મક્ષતયે = જન્મનો નાશ કરવા માટે. ] .૩.

**જન્મનો નાશ કરવો છે તમારે મનુષ્યો? પ્રણામ કરો ભક્તિભાવથી તે સર્વવ્યાપી કાળના ઈશ, કામ પર સત્તા ચલાવનાર, કુબેરના મિત્ર, ધ્યાનથી સુલભ, ત્રિનયન, પ્રાણીમાત્રને સંસારસાગરમાંથી ઉદ્ધાર કરનાર, જગતનું કલ્યાણ કરનાર, પાર્વતીજી સાથે બિરાજમાન, શાંત અને શરણાગતની કામનાઓ પૂર્ણ કરનાર નારેશ્વરને. .....૩.**

[ કપર્દીશમ્ = કપર્દિન્-જટાધારી, શિવને (ઈશમ્); ધીશમ્ = બુદ્ધિના ઈશને; સુરનરતિરશ્ચાં = સુર-દેવ, નર-મનુષ્ય અને પશુપક્ષિ (તિર્યંચ્ ) વગેરેને; ગતિપ્રદમ્ = ગતિ આપનારને; નટમ્ = નટ-નર્તકને; નાનાકારમ્ = અનેક આકાર ધારણ કરનાર-બહુરૂપીને; કલિમલહરમ્ = કળિયુગના મળ હરનારને; કામદહનમ્ = કામદેવને બાળી નાખનારને; ગુરુમ્ = ગુરુ સ્વરૂપને; ગીર્વાણેશમ્ = દેવોના (ગીર્વાણ) ઈશને; વિષયિજનદૂરમ્ = વિષયાસક્ત લોકોથી દૂર રહેનારને; વિષધરમ્ = વિષ ધારણ કરનારને; વિષઘ્નં = ઝેર નાબૂદ કરનારને; નારેશમ્ = નારેશને; પ્રણમત = પ્રણામ કરો; નરઃ = હે નરો-મનુષ્યો; જન્મક્ષતયે = જન્મનો નાશ કરવા માટે. ] .....૪.

જન્મખંડન કરવું છે તમારે માનવીઓ? પાયે લાગો પ્રેમથી તે કપર્દીશ્વર, બુદ્ધિના પ્રેરક, દેવ, મનુષ્ય ને પશુપક્ષ્યાદિને સદ્ગતિ આપનાર, નૃત્યકુશળ, બહુરૂપી, કલિના પાપનું ખંડન કરનાર, કામદેવને ભસ્મ કરનાર, દેવોના ઈશ, વિષયી જનથી દૂર ભાગનાર, કાલકૂટ વિષ ધારણ કરનાર અને સંસારના ઝેરને નાબૂદ કરનાર નારેશ્વરને. .....૪.

[ વસન્તમ્ = વસી રહેલાને; રેવાયા: = રેવા-નર્મદાના; પુલિનગહને = ગહન એકાંત ભાઠામાં; પાવનતમે = પવિત્રમાં પવિત્ર(પવિત્રતમ); તમ્ એકમ્ = તે એકને; દન્તીશમ્ = ગણપતિના સ્વામીને; ત્રિભુવનપતિમ્ = ત્રિલોકના નાથને; તારકગતિમ્ = પ્રણવ દ્વારા પ્રાપ્ત થનારને; સુરારાધ્યમ્ = આત્મપ્રણવથી સુકર આરાધના છે જેની તેને; હિ = જ; આદ્યમ્ = આદિ પુરુષને; પશુપતિમ્ = પશુપતિને; અજમ્ = અજન્માને; પૂર્ણવિભવમ્ = પૂર્ણ વૈભવવાળાને; ભવઘ્નમ્ = ભવનો નાશ કરનારને; નારેશમ્ = નારેશને; પ્રણમત = પ્રણામ કરો; નરો = હે મનુષ્યો; જન્મક્ષતયે = જન્મનો નાશ કરવા માટે. ] .....૫.

માણસો! જન્મથી કંટાળ્યા છો તમે? પૂર્ણ શ્રદ્ધાથી ચરણે માથું મૂકો તે નારેશ્વરના, રેવાતીરે વસે છે જે ભાઠાની (એકાંત) પવિત્ર ઝાડીમાં! ભજો તે એક ગણપતિના સ્વામી, ત્રિલોકના નાથ, પ્રણવમંત્ર છે પામવાનું સાધન જેને અને આત્મપ્રણવથી સુકર છે આરાધના જેની તે આદિપુરુષ, પશુપતિ, અજ (જન્મરહિત) પૂર્ણવિભવ, ભવનો બેડો પાર કરનાર નારેશ્વરને! .....૫.

[ નત આર્તિઘ્નમ્ = પ્રણામ કરનારનાં દુ:ખ નષ્ટ કરનારને; દેવમ્ = દેવને; પ્રણતસુખદમ્ = પ્રણિપાત કરનારને સુખ આપનારને; ભૂતિકલિતમ્ = વિભૂતિથી શોભનારને; ગિરીશમ્ = પર્વતોના ઈશને; ગોવિન્દમ્ = જીતેન્દ્રિયને; ગિરિવરસુતા = પાર્વતી (વડે); સેવિત પદમ્ = સેવાય પદ-ચરણ જેનાં તેને; ખલ અરાતિં = દુષ્ટોનાં શત્રુને; રાતિમ્ = દાની; વિબુધશિવતાતિમ્ = જ્ઞાનીઓનું અતિ કલ્યાણ કરનારને; ફણિપતિમ્ દધાનમ્ = શેષનાગને ધારણ કરનારને; નારેશમ્ = નારેશને; પ્રણમત = પ્રણામ કરો; નર: = હે મનુષ્યો; જન્મક્ષતયે = જન્મનો નાશ કરવા માટે. ] .....૬.

મનુપુત્રો! જન્મમરણમાંથી છૂટવું છે તમારે? કરો સાષ્ટાંગ દંડવત્ પ્રણામ તે શરણાગતના દુ:ખ દૂર કરનાર, સ્વયં પ્રકાશ, પ્રણામ કરનારને સુખ દેનાર, ભસ્મથી શોભાયમાન, પર્વતોના ઈશ, જિતેન્દ્રિય, ખલશત્રુ, દાની, જગન્મિત્ર, જ્ઞાનીઓનું કલ્યાણ કરનાર,

શેષનાગને ધારણ કરનાર અને પર્વતોના રાજા હિમાલયની પુત્રી જેના પગ તળાંસે છે એવા નારેશ્વરને. .....૬.

[ સુરનરમુનિવૃન્દૈ: = સુર (દેવ) નર (મનુષ્ય) અને મુનિઓના સમૂહો વડે; વન્દનીય: = વંદન કરવા યોગ્ય; વનેશ: = વનરાજ; દનુજકુલનિહન્તા = રાક્ષસ (દનુજ) કુળનો નાશ કરનાર; ભીતિહર્તા = ભય દૂર કરનાર; નરાણામ્ = મનુષ્યોના; સપદિ = તરત જ; શિવવિધાતા = કલ્યાણ કરનાર; મોક્ષદાતા = મોક્ષ આપનાર; નતાનામ્ = નત = નમેલા = નમન કરનારાઓને; સ = તે (શિવજી); વસતુ = વસો; મમ હાર્દે = મારા હૃદયમાં; કામહન્તા = કામને હણનાર; નિયન્તા = નિયમન કરનાર. ] .....૭.

દેવ, મનુષ્યો અને ઋષિવૃંદો પણ જેને વંદન કરે છે તે પશુપતિ, વનરાજ, રાક્ષસકુળનો નાશ કરનાર, મનુષ્યોનો ભય દૂર કરનાર, ક્ષણમાત્રમાં કલ્યાણ કરનાર, શરણાગતને મુક્તિ આપનાર, કામને બાળનાર અને સર્વનું નિયમન કરનાર (નારપતિ) નારેશ્વર મારા હૈયામાં વસો!! .....૭.

[ ય:= જે; શ્લોકસપ્તકમ્ ઇદમ્ = આ સાત શ્લોકવાળું (સ્તોત્ર); પઠતિ ઇહ= અહીં ભણે-વાંચે છે; મર્ત્ય: = મનુષ્ય; રંગ-ઉદ્ગતમ્ = રંગથી ઉદ્ભવેલું; સકલરંગનિહન્તૃ= બધા જ (વાસનાના) રંગોનો નાશ કરનાર; નૃણામ્ = મનુષ્યોના; ભક્ત્યા = ભક્તિપૂર્વક; પ્રભાત સમયે = સવારે; પ્રદોષ સમયે= રાતના સમયે; નિયત:= નિયમમાં રહીને; શુચિસન્ = શુદ્ધ-પવિત્ર થઇને; ભુક્ત્વા ઇહ = અહીં ભોગવીને; સૌખ્યમ્ અખિલમ્ = સકળ સુખ; શિવલોકમ્ = શિવલોકમાં; ઇયાત્ = જાય છે. ] .૮.

જે મનુષ્ય, સર્વ સાંસારિક આસક્તિ દૂર કરનાર, '**રંગ**'કૃત આ સાત શ્લોક, પ્રાત:કાળે (અથવા પ્રદોષ સમયે) જિતેન્દ્રિય અને પવિત્ર થઇ ભક્તિભાવથી પઢે છે તે આ લોકમાં (જીવતાં) સર્વ સુખ ભોગવી (અંતે) શિવલોકમાં જાય છે. .....૮.

# ૨૫. મન્ત્રગર્ભમૃત્યુંજયસ્તોત્રમ્ ।

ત્ર્યંધોહરઃ શલંગાત્મા દત્તેષ્ટો મૃત્તિકાવૃતઃ ।
બલેડ્ભીમો રીતિકર્તા તાપસો યુંજનપ્રિયઃ ।૧।

કંદાશનો રેફહર્તા ત્રેધાભૂતો જનાર્દનઃ ।
યન્તા માયાજનિઃસાક્ષી યજ્ઞેશો યજ્ઞભાવનઃ ।૨।

જાત્યો નિર્જરસાં ત્રાતા હઠયોગી મહાબલઃ ।
મહાનન્દો રીતિભાક્ચોર્ધ્વ-રેતા હાનિસૂદનઃ ।૩।

હેમાંગશ્ચાવિ - ભૂતિઘ્નો કૃષ્ટદૈન્યશ્ચ દેવરાટ્ ।
સુખદુઃખસમસ્ તેજોદો ણડાગાર - વત્સલઃ ।૪।

ગંગાસ્નાયી વ્યાધિહર્તા ઉન્નિદ્રસ્ ત્રાસવર્જિતઃ ।
ધિંધિંનાદં ધિયન્ધૂર્તો મત્સ્ય-શિષ્યો હિરણમયઃ ।૫।
પુષ્કરાક્ષો ગ્રસ્તસર્વસ્ તાપનો માંસલઃ સ્વરાટ્ ।
ટિપ્પણીકૃચ્ચ તેજસ્વી નંદદઃ શત્રુજિત્પુમાન્ ।૬।
વર્ણ જયેષ્ઠઃ કકુબ્વાસા દર્શનીયો રજસ્વલઃ ।
ધનધાન્યાદિ લેખશ્ચ દાનશૂરશ્ચ ણાટકઃ ।૭।
નંદનઃ પાવનઃ શાન્તો યજમાનો ગણેશ્વરઃ ।
ઉર્વીધવો રેચકજ્ઞઃ કર્મકારશ્ચ તંદ્રિહા ।૮।
વાગ્દંડી ચ ક - ઔદાર્ય - દિનેશો જન્મ-કર્મવિત્ ।
રુગ્ણમિત્રં ષદઃસારો ગંભીરો મતિમાનૃષિઃ ।૯।
કર્માધ્યક્ષશ્ચ ધંકુર્વન્ બલભીમશ્ચ મૃત્યુરાટ્ ।
મિતાહારી જાગરૂકો રણશૂરો યુગાન્તકઃ ।૧૦।
વપ્તા મધ્યાહ્નભિક્ષુશ્ચ મુનીશશ્ચ જનાધિપઃ ।
બંધૂરો વીકયાનશ્ચ નેદિષ્ઠો રાજસારસઃ ।૧૧।
ધનુર્વિદ્યા - કૃતોત્સાહો બાલરૂપઃ સુદુઃસહઃ ।
નાત્યાગેન યંગચ્છેદ્ધ લદ્વાશી ખરમર્દનઃ ।૧૨।

મૃત્યોર્મૃત્યુર્ વૈદ્યરાજ: પિનાકી સંહતિપ્રિય: ।
યોર્કપ્રભાવો યોગી ચ શાકાહારી ચ સારદ: ।૧૩।
મુકુન્દો નયનારામશ્ ચન્દ્રાર્કાક્ષો રણાજિત: ।
ક્ષીણાપ્તો રાજરાજેન્દ્રો જ્ઞાતાજ્ઞાતો ભસૂચક: ।૧૪।
યક્ષાધિપો યક્ષ્મહન્તા નર્મદો યતમાનસ: ।
માલાધરો ણોદધર્મા સાગરો નાગર:શુચિ:।૧૫।
મૃગાંકિતો હર: સાક્ષાદ્ ગલનીલ: શશાંકભૃત્ ।
તાત્ કાત્ હરિ:સદા પાયાદ્ રઙ્ગનાથો નરાકૃતિ: ।૧૬।

મૃત્યુંજયસ્તોત્રમિદં સમન્ત્રં યો વૈ પઠેન્નિત્યમતન્દ્રિત: સન્ ।
ભક્ત્યા ભવેદાશુ સ વજ્રદેહી ફલાનુપ્રાપ્તિ: ખલુ નિશ્ચયેન ।૧૭।

ભગ્નેઽસુતન્તૌ પ્રભવેન્ન વૈદ્યો રસાયનં યચ્છિવભક્તિ-શૂન્યમ્ ।
ત્રીશાચ્છિવાન્નાન્ય ઇહાસ્તિ ત્રાતા નાનાકૃતેર્મૃત્યુમુખાત્પ્રમોક્તા ।૧૮।

## શબ્દાર્થ

[ ત્ર્યંઘોહર = ત્રણ (ત્રિ) પ્રકારના પાપ (અંઘસ્)નો નાશ કરનાર (હર); શલંગાત્મા = રાજા (શલંગ)ઓના પ્રાણ; દત્તેષ્ટો = ઈષ્ટ આપનાર (દત્ત); મૃત્તિકાવૃત: = માટી (મૃત્તિકા)(ભસ્મ)થી ખરડાયેલા (આવૃત:); બલેડ્ = બળવાનો (બલ)થી સ્તુતિ કરાતા (ઈડ્); ભીમ: = ભીમ; રીતિકર્તા = રીતરિવાજને ઉત્પન્ન કરનાર (કર્તા); તાપસ: = તપસ્વી, તપસી; યુંજનપ્રિય: = ધ્યાન (યુંજન) પ્રિય. ] .....૧.

## અર્થ

ત્રણ પ્રકારના પાપનો નાશ કરનાર, રાજાઓના પ્રાણ, ઈષ્ટ આપનાર, માટી (ભસ્મ)થી ખરડાએલ, બળવાનોથી સ્તુતિ કરાતા, ભીમ, રીતરિવાજને ઉત્પન્ન કરનાર, તપસ્વી, ધ્યાનપ્રિય. .....૧.

[ કંદાશન: = કંદ ખાનાર (અશન:); રેફહર્તા = વિષયવાસના (રેફ) હરનાર; ત્રેધાભૂત: = ત્રણ પ્રકાર (ત્રેધા)ના સ્વરૂપવાળો, ત્રણ સ્વરૂપવાળો; જનાર્દન: = જનાર્દન સ્વરૂપ; યન્તા=સંયમી; માયાજનિ = માયાને ઉત્પન્ન કરનાર (જનિ); સાક્ષી = સાક્ષી સ્વરૂપ; યજ્ઞેશ: = યજ્ઞનો ઈશ; યજ્ઞભાવન: = યજ્ઞનો ઉત્પત્તિકર્તા. ] .....૨.

કંદ ખાનાર, વિષયવાસના હરણ કરનાર, ત્રણ સ્વરૂપવાળા, જનાર્દન સ્વરૂપ, સંયમી, માયાને ઉત્પન્ન કરનાર, સાક્ષીસ્વરૂપ, યજ્ઞના ઇશ, યજ્ઞના ઉત્પત્તિ કર્તા. .....૨.

[ જાત્યઃ = અભિજાતવાન, ખાનદાન કુટુંબમાં જન્મેલા; નિર્જરસાંત્રાતા = દેવો(નિર્જરસાં)ના રક્ષણહાર (ત્રાતા); હઠયોગી = હઠયોગી; મહાબલઃ = મહા બળવાન; મહાનન્દો = મહા નટસ્વરૂપ; રીતિભાક્ = વિવેક (રીતિ)વાળા; ચ = અને; ઊર્ધ્વરિતા= ઊર્ધ્વરિતસ્ (યોગી) (વીર્યને ઊંચે ચઢાવનાર); હાનિસૂદનઃ = હાનિ હણનાર (સૂદનઃ). ] .....૩.

અભિજાતવાન (સારા કુટુંબમાં જન્મેલા), દેવોના રક્ષણહાર, હઠયોગી, મહાબળવાન, મહા નટસ્વરૂપ, રીતિ(વિવેક)વાળા, ઊર્ધ્વરેતસ્ (યોગી), હાનિ હણનાર. .....૩.

[ હેમાઙ્ગઃ = સુવર્ણ (હેમ) સમાન અંગવાળા; ચ = અને; અવિભૂતિઘ્નઃ = અનૈશ્વર્ય (અવિભૂતિ)નો નાશ કરનાર (ઘ્ન); કૃષ્ટદૈન્યઃ = દૈન્યને ખેંચી લેનાર (કૃષ્ટ); ચ = અને; દેવરાટ્ = દેવોના રાજા (રાટ્); સુખદુઃખસમઃ = સુખ-દુઃખને સમાન ગણનાર; તેજોદઃ = તેજ અર્પનાર (દ); ણડાગારવત્સલઃ = કરાંઠાંની ઝૂંપડી (ણડાગાર)માં રહેનારને પ્રિય (વત્સલ). ] .....૪.

સુવર્ણ સમાન અંગવાળા, અનૈશ્વર્યનો નાશ કરનાર, દૈન્યને ખેંચી લેનાર, દેવોના રાજા, સુખ અને દુઃખ સમાન ગણનાર, તેજ અર્પનાર, કરાંઠાંની ઝૂંપડીમાં રહેનારને પ્રિય. .....૪.

[ ગંગાસ્નાયી = ગંગામાં સ્નાન કરનાર; વ્યાધિહર્તા = વ્યાધિ (રોગ)ને હરનાર; ઉન્નિદ્રસ્ = નિદ્રા રહિત(ઉન્); ત્રાસવર્જિતઃ = ત્રાસ રહિત,ત્રાસ વગરના (વર્જિત); ધિંધિંનાદંધિયન્ = ધિંધિંનાદથી ખુશ થતા (ધિયન્); ધૂર્તઃ = ધૂર્ત; મત્સ્યશિષ્યઃ = મત્સ્યેન્દ્રનાથ જેનો શિષ્ય છે તે; હિરણ્મયઃ = હિરણ્મય. ] .....૫.

ગંગામાં સ્નાન કરનાર, વ્યાધિને હરનાર, નિદ્રારહિત, ત્રાસરહિત, ધિંધિંનાદથી ખુશ થતા, ધૂર્ત, મત્સ્યેન્દ્રનાથ જેનો શિષ્ય છે તે, હિરણ્મય. .....૫.

[ પુષ્કરાક્ષઃ = કમળ (પુષ્કર) સમાન આંખ (અક્ષઃ)વાળા; ગ્રસ્તસર્વસ્ = સર્વને ગ્રસી લેનાર; તાપનઃ = સૂર્યની માફક તપાવનાર; માંસલઃ = માંસલ, માંસથી ભરેલા; સ્વરાટ્ = સાર્વભૌમ રાજા; ટિપ્પણીકૃત્ = જ્ઞાનચર્ચા (ટિપ્પણી) કરનાર (કૃત્); ચ = અને; તેજસ્વી = તેજસ્વી; નંદદઃ = આનંદ (નંદ) આપનાર (દ); શત્રુજિત્ = શત્રુને જીતનાર; પુમાન્ = પુરુષરૂપ. ] .....૬.

કમળ સમાન આંખવાળા; સર્વને ગ્રસી લેનાર, સૂર્યની માફક તપાવનાર, માંસલ, સાર્વભૌમ રાજા, ટિપ્પણી (જ્ઞાનચર્ચા) કરનાર, તેજસ્વી, આનંદ આપનાર, શત્રુને જીતનાર પુરુષરૂપ. .....૬.

[ વર્ણજયેષ્ઠ: = વર્ણોમાં શ્રેષ્ઠ (જયેષ્ઠ); કકુબ્વાસા = દિશાઓ (કકુબ્)નું વસ્ત્ર ધારણ કરનાર (વાસા); દર્શનીય: = દર્શનીય; રજસ્વલ: = ધૂળ (રજસ્)થી ખરડાએલા; ધનધાન્યાદિ લેખ: = ધન ધાન્યનો દેવ (લેખ:); ચ = અને; દાનશૂર: = દાનશૂર (દાન આપવામાં શૂર); ચ = અને; નાટક: = નચાવનાર. ] .....૭.

વર્ણોમાં શ્રેષ્ઠ, દિશાઓનું વસ્ત્ર ધારણ કરનાર (દિગંબર), દર્શનીય, ધૂળથી ખરડાએલ (રજોગુણી), ધનધાન્યનો દેવ, દાનશૂર, નચાવનાર. .....૭.

[ નંદન: = આનંદ આપનાર; પાવન: = પાવનકારી; શાન્ત: = શાંત; યજમાન: = યજમાન (યજ્ઞ કરનાર, આશ્રયદાતા); ગણેશ્વર: = ગણોના ઈશ; ઉર્વીધવ: = પૃથ્વી (ઉર્વી)ના પતિ (ધવ); રેચકજ્ઞ: = રેચક(શ્વાસ છોડવાની ક્રિયા)ના જાણકાર(જ્ઞ); કર્મકાર: = કર્મ કરનાર; ચ = અને; તંદ્રિહા = તંદ્રાને હરી લેનાર (હા). ] .....૮.

નંદન (આનંદ આપનાર), પાવનકારી, શાન્ત, યજમાન (યજ્ઞ કરનાર, આશ્રયદાતા), ગણોના ઈશ, પૃથ્વીપતિ, રેચક (પ્રાણયામ)ના જ્ઞાતા, કર્મ કરનાર, તંદ્રાને હરી લેનાર. .....૮.

[ વાગ્દણ્ડી = વાણીને (વાગ્) નિયમનમાં રાખનાર; ચ = અને; ક = સુખસ્વરૂપ; ઔદાર્ય દિનેશ: = ઉદારતામાં સૂર્ય (દિનેશ) સમાન; જન્મકર્મવિત્ = જન્મ અને કર્મને જાણનાર (વિત્); રુગ્ણમિત્રં = રોગી(રુગ્ણ)ના મિત્ર; ષદ: = મોક્ષ (ષ) દાતા (દ); સાર: = સારસ્વરૂપ; ગંભીર: = ગંભીર; મતિમાન્ = બુદ્ધિ(મતિ)શાળી; ઋષિ: = ઋષિ. ] .....૯.

વાણીને નિયમનમાં રાખનાર, સુખસ્વરૂપ, ઉદારતામાં સૂર્ય સમાન, જન્મ અને કર્મને જાણનાર, રોગીના મિત્ર, મોક્ષદાતા, સારસ્વરૂપ, ગંભીર, મતિમાન્ ઋષિ. .....૯.

[ કર્માધ્યક્ષ: = કર્મના અધ્યક્ષ; ચ = અને; ધં કુર્વન્ = ધન (ધં) ઉત્પન્ન કરનાર; બલભીમ: = બળ વડે પ્રચંડ (ભીમ); ચ = અને; મૃત્યુરાટ્ = મૃત્યુના રાજા (રાટ્); મિતાહારી = માપસર (મિત) ખોરાક લેનાર (આહારી); જાગરૂક: = જાગૃત; રણશૂર: = રણમાં શૂરવીર; યુગાન્તક: = યુગોનો અંત કરનાર. ] .....૧૦.

કર્મના અધ્યક્ષ, ધન ઉત્પન્ન કરનાર, બળ વડે પ્રચંડ, મૃત્યુના રાજા, મિતાહારી, જાગ્રત, રણમાં શૂરવીર, યુગોનો અંત કરનાર. ...૧૦.

[ વપ્તા = જગતનાં બીજ વાવનાર; મધ્યાહ્નભિક્ષુ: = મધ્યાહ્ને ભિક્ષા માગનાર; ચ = અને; મુનીશ: = મુનિઓના ઈશ; ચ = અને; જનાધિપ: = લોકોના ઈશ (અધિપ); બંધૂર: = સુંદર, હંસસ્વરૂપ, કૂર્મરૂપ; વીકયાન: = વાયુ (વીક) જેનું વાહન (યાન) છે તે; ચ = અને; નેદિષ્ઠ: = અત્યંત નિકટવર્તી; રાજસારસ: = ઉત્તમ (રાજ) સારસરૂપ. ] .....૧૧.

વપ્તા (જગતનાં બીજ વાવનાર), મધ્યાહ્ને ભિક્ષા માગનાર, મુનિઓના ઈશ, લોકોના ઈશ, બંધુર (સુંદર, હંસ સ્વરૂપ, કૂર્મરૂપ), વાયુ જેનું વાહન છે તે, અત્યંત નીકટવર્તી, ઉત્તમ સારસરૂપ. .....૧૧.

[ ધનુર્વિદ્યાકૃતોત્સાહ: = ધનુર્વિદ્યામાં ઉત્સાહ બતાવનાર; બાલરૂપ: = બાલરૂપ; સુદુ:સહ: = અત્યંત (સુ) અસહ્ય (દુ:સહ); નાત્યાગેન યં ગચ્છેત્ = અત્યાગથી નહિ પમાતા (અથવા ત્યાગથી પમાતા); લઘ્વાશી = થોડું (લઘુ) ખાનાર (આશી); ખરમર્દન: = કઠોર (ખર)ને મારનાર (મર્દન). ] .....૧૨.

ધનુર્વિદ્યામાં ઉત્સાહ દાખવનાર, બાલરૂપ, અત્યંત અસહ્ય, ત્યાગથી નિશ્ચયપૂર્વક માણસથી પમાતા (અત્યાગથી ન પમાતા), લઘુ આહારી, ખર (કઠોર)ને મારનાર. .....૧૨.

[ મૃત્યોર્મૃત્યુ = મૃત્યુના પણ મૃત્યુરૂપ; વૈદ્યરાજ: = વૈદ્યોના રાજા; પિનાકી = પિનાક ધનુષને ધારણ કરનાર; સંહતિપ્રિય: = સંપ (ઐક્ય) જેને પ્રિય છે તે; યોર્ક: પ્રભાવ: = સૂર્ય (અર્ક:) જેવો જેનો (ય:) પ્રભાવ છે તે; યોગી = યોગી; ચ = અને; શાકાહારી = શાકાહારી; ચ = અને; સારદ: = સાર આપનાર (દ).] ...૧૩.

મૃત્યુના પણ મૃત્યુરૂપ, વૈદ્યોના રાજા, પિનાક ધનુષને ધારણ કરનાર, સંપ (ઐક્ય) જેને પ્રિય છે તે, જેનો સૂર્ય જેવો પ્રભાવ છે, યોગી, શાકાહારી, સાર આપનાર. .....૧૩.

[ મુકુન્દ: = મોક્ષ (મુકુન્) આપનાર (દ); નયનારામ: = નયનનો આરામ; ચન્દ્રાર્કાક્ષ: = ચંદ્ર અને સૂર્ય (અર્ક) જેની આંખો (અક્ષ) છે; રણાજિત: = રણમાં અજિત; ક્ષીણાપ્ત: = ગરીબો (ક્ષીણ)નો આપ્તજન; રાજરાજેન્દ્ર: = કુબેરો (રાજેન્દ્ર)માં પણ શ્રેષ્ઠ (રાજ); જ્ઞાતાજ્ઞાત: = જ્ઞાન અને અજ્ઞાતરૂપ; ભસૂચક: = મહાજ્યોતિષી. ] .....૧૪.

મુકુન્દ (મોક્ષ આપનાર), નયનનો આરામ, ચંદ્ર અને સૂર્ય જેની આંખો છે તે, રણમાં અજીત, ગરીબોનો આપ્તજન, કુબેરોમાં પણ

**શ્રેષ્ઠ, જ્ઞાત અને અજ્ઞાત રૂપ, મહાજ્યોતિષી. .....૧૪.**

[ યક્ષાધિપ: = યક્ષોનો રાજા (અધિપ); યક્ષ્મહન્તા = ક્ષયરોગ (યક્ષ્મ)ને હણનારા; નર્મદ: = આનંદ (નર્મ) આપનાર (દ); યતમાનસ: = સંયમી (યત) મનવાળા; માલાધર: = માળા ધારણ કરનાર; નોદધર્મા = ગણેશ (ન:) સ્વરૂપ અને દાન, દયા અને દમન (દધર્મા)રૂપ; સાગર: = સાગર સ્વરૂપ; નાગર: = નાગર; શુચિ:= પવિત્ર. ] .....૧૫.

**યક્ષોનો રાજા, ક્ષય(રોગ)ને હણનાર, નર્મ (આનંદ) આપનાર, સંયમી મનવાળા, માળા ધારણ કરનાર, ગણેશ સ્વરૂપ, દાન, દયા અને દમનરૂપ, સાગર સ્વરૂપ, નાગર, પવિત્ર. .....૧૫.**

[ મૃગાંકિત: = પશુઓથી વીંટળાયેલા; હર: સાક્ષાત્ = સાક્ષાત્ હર; ગલનીલ:= નીલકંઠ (ગલ); શશાંકભૃત્ = ચંદ્ર (શશાંક)ને ધારણ કરનાર; તાત્ = વિષયવાસના (ત)થી; કાત્ = યમથી; હરિ: = હરિ; સદા પાયાદ્ = હંમેશાં રક્ષણ કરો; રङ्गનાથ: = રંગનો નાથ; નરાકૃતિ: = નર આકૃતિવાળો. ] .....૧૬.

**પશુઓથી વીંટળાએલો, સાક્ષાત્ હર, નીલકંઠ, ચંદ્રમાને ધારણ કરનાર, રંગનો નાથ, નર આકૃતિવાળો, હરિ હંમેશાં વિષયવાસનાથી અને યમથી મારું રક્ષણ કરો. .....૧૬.**

[ મૃત્યુંજય સ્તોત્રમ્ = મૃત્યુંજયનું સ્તોત્ર; ઈદં = આ; સમન્ત્રં = મંત્રવાળું, મંત્રગર્ભિત; ય: = જે; વૈ = પાદપૂરક શબ્દ; પઠેત્ = પાઠ કરે છે, પાઠ કરશે; નિત્યમ્= હંમેશાં; અતન્દ્રિત: સન્ = તંદ્રારહિત થઇ; ભકત્યા = ભક્તિથી; ભવેત્ = થશે; આશુ= જલદીથી, તરત; સ: = તે; વજ્રદેહી = વજ્રસમાન દેહવાળો; ફલાનુપ્રાપ્તિ: = ફળની પ્રાપ્તિ; ખલુ = ખરેખર; નિશ્ચયેન = નિશ્ચયપૂર્વક. ] .....૧૭.

**મંત્રગર્ભિત આ મૃત્યુંજય સ્તોત્રનો જે નિત્ય તંદ્રારહિત થઇ ભક્તિપૂર્વક પાઠ કરશે તે જલદીથી વજ્રદેહી બનશે અને ફળની પ્રાપ્તિ પણ નિશ્ચયપૂર્વક થશે. .....૧૭.**

[ ભગ્ને = કપાઇ જાય, તૂટી જાય; અસુતન્તૌ = પ્રાણ(અસુ)રૂપી તંતુ; પ્રભવેત્ = સમર્થ થતો; ન = નથી; વૈદ્ય: = વૈદ્ય, કોઈ પણ વૈદ્ય; રસાયનં = રસાયણ; યત્ = જે; શિવભક્તિ = શિવની ભક્તિ; શૂન્યમ્ = સિવાય; ત્રીશાત્ = ત્રણે લોક (ત્રિ)ના ઈશ્વર (ઈશ); શિવાત્ = શિવથી; ન = નથી; અન્ય = બીજો; ઇહ = અહીં; અસ્તિ = છે; ત્રાતા = રક્ષણ કરનાર; નાનાકૃતે: = જાતજાતના; મૃત્યુમુખાત્ = મૃત્યુના મુખમાંથી; પ્રમોક્તા = બચાવનાર. ] .....૧૮.

**જ્યારે પ્રાણ તંતુ કપાઇ જાય ત્યારે કોઇ પણ વૈદ્ય સમર્થ થતો નથી; શિવભક્તિ સિવાય બીજું કોઇ રસાયણ નથી; જાતજાતના**

મૃત્યુના મુખમાંથી બચાવનાર ત્રણે લોકના ઈશ્વર શિવથી અન્ય અહીં કોઈ તારણહાર નથી. .....૧૮.

શ્રીદત્તચરણકમળભ્રમર બ્રહ્મચારિ પાંડુરંગ (રંગ અવધૂત) મહારાજવિરચિત મંત્રગર્ભ મૃત્યુંજય સ્તોત્ર સંપૂર્ણ.

(ઉપરના સ્તોત્રમાં નીચે જણાવેલા ચાર મૃત્યુંજય મંત્રો દરેક લીટીનો પહેલો, પાંચમો, નવમો અને તેરમો અક્ષર વાંચવાથી સાધેલા જણાશે.)

(૧) ૐ ત્ર્યંબકં યજામહે સુગંધિં પુષ્ટિ-વર્ધનમ્ ।
ઉર્વારુકમિવ બન્ધનાન્મૃત્યોર્મુક્ષીય મામૃતાત્ ।।

**અર્થ:** સુગંધયુક્ત, પુષ્ટિને વધારનાર, ત્રણ આંખવાળા (શંકર)નું અમો યજન કરીએ છીએ. જેમ ડીચામાંથી કાકડી છૂટી પડે તેમ અમને મૃત્યુના બંધનમાંથી છોડાવો, અમૃતમાંથી નહિ.

(૨) શરીરે જર્જરીભૂતે વ્યાધિગ્રસ્તે કલેવરે ।
ઔષધં જાહ્નવી-તોયં વૈદ્યો નારાયણો હરિઃ ।।

**અર્થ:** શરીર જ્યારે જર્જરિત થાય, કલેવર વ્યાધિથી ગ્રસ્ત થાય ત્યારે ગંગાનું પાણી ઔષધ અને નારાયણ ભગવાન વૈદ્ય હોય છે.

(૩) દત્તાત્રેય હરે કૃષ્ણ ઉન્મત્તાનંદદાયક ।
દિગંબર મુને બાલ પિશાચ જ્ઞાન-સાગર ।।

**અર્થ:** હે દત્તાત્રેય! આપ હર, કૃષ્ણ, ઉન્મત્ત, આનંદદાયક, દિગંબર, મુનિ, પિશાચ સ્વરૂપ અને જ્ઞાનના સાગર છો.

(૪) મૃત્યુંજય મહાદેવ ત્રાહિ મામ્ શરણાગતમ્ ।
જન્મ-મૃત્યુ-જરા-દુઃખ-સંસાર-ભય-નાશન ।।

**અર્થ:** જન્મ, મૃત્યુ, ઘડપણનું દુઃખ અને સંસારના ભયનો નાશ કરનાર, મૃત્યુને જીતનાર હે મહાદેવ! શરણે આવેલા મારું રક્ષણ કર!

## ૨૬. શિવભજનમ્ । (રાગ: સારંગ)

**શિ**શુશરણાગતતારક સામ્બ વન્દે વિજયાવર હર સામ્બ ।
**વ**નવાસિન્ વનચરનુત સામ્બ કૃપયોદ્ધર માં દરહર સામ્બ ॥૧॥
**હ**તત્રિપુરાસુર સુરવર સામ્બ સુમનોર્ચિત મઙ્ગલકર સામ્બ ।
**ર**વિચન્દ્રાનલલોચન સામ્બ મદનાન્તક મદનાશક સામ્બ ॥૨॥
**શં**ખસ્વન શમથપ્રદ સામ્બ શટાશીર્ષ શશિભૂષણ સામ્બ ।
**ક**ર્પૂરાભ ક્ષણકર સામ્બ કમલસુકોમલ કમનદ સામ્બ ॥૩॥
**ર**સનાતિગ રસવર્ધક સામ્બ દક્ષયજ્ઞવિધ્વંસક સામ્બ ।
**ગૌ**રીહર ગઙ્ગાધર સામ્બ ગણવન્દિત મર્દિતગજ સામ્બ ॥૪॥
**રી**ઢારીઢાવર્જિત સામ્બ રેવાતાત સ્વર્ચિત સામ્બ ।
**શં**બમિત્ર શચુલાઞ્છિત સામ્બ શિતિકણ્ઠ સ્થિરવાઞ્છિત સામ્બ ॥૫॥
**વં**દાવન્દિત વનિહર સામ્બ વન્યવધૂટીવઞ્ચિત સામ્બ ।
**દે**શિકવર ખલદૂષિત સામ્બ દિવ્યવિભૂતિવિભૂષિત સામ્બ ॥૬॥
**ગં**જાસ્થિત ગણનાયક સામ્બ જય ગરલપગતિદાયક સામ્બ ।
**ગા**યત્રાનન્દિત નટ સામ્બ દણ્ડિતલટ પિઙ્ગટજટ સામ્બ ॥૭॥
ધનપતિહિત ધનદુર્લભ સામ્બ ધનકવિદૂર ધ્રુવ મુદ સામ્બ ।
**ર**જસાનુપ્રિયમન્દિર સામ્બ '**રઙ્ગ**'હ્ષ્ટમુખચન્દિર સામ્બ ॥૮॥
**મી**માંસક વરચેષ્ટિત સામ્બ જય યોગીશ્વરવેષ્ટિત સામ્બ ।
**શં**કાશૂન્ય સનાતન સામ્બ પાહિ કૃપાઘન શર્મદ સામ્બ ॥૯॥

ઇતિ શ્રીદત્તપાદારવિન્દમિલિન્દબ્રહ્મચારિપાણ્ડુરંગ (રઙ્ગ અવધૂત) મહારાજવિરચિતં શિવભજનં સમ્પૂર્ણમ્ ।

## શબ્દાર્થ

[ શિશુ = બાળક; શરણાગત = શરણે આવેલા; તારક = તારનાર; સામ્બ = પાર્વતી (અમ્બ) સહિત; વન્દે = (હું) વંદન કરું છું; વિજયાવર = વિજયાના પતિ; હર = હર (દુઃખ હરનાર); સામ્બ = પાર્વતી સહિત (સદાશિવ); વનવાસિન્ = હે વનમાં વસનાર!; વનચરનુત = વનચરોથી પ્રશંસિત (નુત); સામ્બ = અમ્બા સહિત; કૃપયા = કૃપા કરીને; ઉદ્ધર = ઉદ્ધાર કરો; માં = મને, મારો; દર = ભય; હર = હરનાર; સામ્બ = અંબા સહિત. ] .....૧.

## અર્થ

હે શરણે આવેલા બાળક (માર્કંડેય)ને તારનાર! હે વિજયાપતિ! હર સાંબ સદાશિવ! હું આપને વંદન કરું છું. હે વનમાં વસનાર! વનચરોથી પ્રશંસિત! હે ભયને હરનાર! હે સાંબ સદાશિવ! કૃપા કરીને મારો ઉદ્ધાર કરો. .....૧.

[ હત = મારનાર, હણનાર; ત્રિપુરાસુર = ત્રિપુર નામનો રાક્ષસ; સુરવર = દેવોમાં શ્રેષ્ઠ (વર); સામ્બ = હે સાંબ!; સુમનોર્ચિત = ફૂલ અથવા દેવોથી અર્ચિત; મંગલકર = મંગલકારી; સામ્બ = સાંબ; રવિચન્દ્રાનલ લોચન = સૂર્ય (રવિ), ચંદ્ર અને અગ્નિ (અનલ)રૂપ આંખવાળા; સામ્બ = સાંબ; મદનાન્તક = કામદેવ (મદન)ને મારનાર; મદનાશક = મદનો નાશ કરનાર; સાંબ = પાર્વતી સહિત. ] .....૨.

હે ત્રિપુરાસુરને મારનાર, સુરશ્રેષ્ઠ સાંબ! હે પુષ્પોથી અથવા દેવોથી અર્ચિત, મંગલકારી સાંબ! હે સદાશિવ! (હું આપને વંદન કરું છું). હે સૂર્ય, ચંદ્ર અને અગ્નિરૂપી આંખવાળા! હે કામદેવને મારનાર અને મદનો નાશ કરનાર! હે સાંબ સદાશિવ! (કૃપા કરીને મારો ઉદ્ધાર કરો.) .....૨.

[ શંખસ્વન = શંખના નાદ(સ્વન)રૂપ; શમથપ્રદ = (મનની) શાંતિ આપનાર; સામ્બ = હે સાંબ!; શટા = જટા; શીર્ષ = મસ્તક; શશિભૂષણ = ચંદ્રનું આભૂષણ (ચંદ્રને ધારણ કરનાર); સામ્બ = હે સાંબ!; કપૂર્રાભ = કપૂર સમાન (વર્ણવાળા, કર્પૂરગૌર); ક્ષણકર = આનંદ (ક્ષણ) આપનાર (કર); સામ્બ = હે સાંબ!; કમલસુકોમળ = કમળથી પણ વધુ કોમળ; કમનદ = કમનીય વસ્તુઓ આપનાર (દ); સામ્બ = હે સાંબ! ] .....૩.

શંખના નાદરૂપ, (મનની) શાંતિ આપનાર, માથા ઉપર જટા ધારણ કરનાર, ચંદ્રનું આભૂષણ ધારણ કરનાર, હે સાંબ સદાશિવ! હું

આપને વંદન કરું છું. કર્પૂર સમાન (ગોરા) વર્ણવાળા, આનંદ આપનાર, કમળથી પણ કોમળ, કમનીય (સુંદર) વસ્તુઓ આપનાર, હે સાંબ સદાશિવ! (કૃપા કરીને મારો ઉદ્ધાર કરો.) .....૩.

[ રસનાતિગ = જીભ (રસના)થી પર (અતિગ); રસવર્ધક = રસને વધારનાર; સામ્બ = સાંબ; દક્ષયજ્ઞવિધ્વંસક = દક્ષના યજ્ઞના વિધ્વંસક (નાશ કરનાર); સામ્બ = હે સાંબ! હે શિવ!; ગૌરીહર = ગૌરી (પાર્વતી)ના હર; ગંગાધર = ગંગાને ધારણ કરનાર; સામ્બ = હે સાંબ!; ગણવન્દિત = ગણોથી વંદિત; મર્દિતગજ = ગજાસુર(ગજ)નું મર્દન કરનાર; સામ્બ = હે સાંબ. ] .....૪.

જીભ (વાણી)થી પર, રસને વધારનાર, દક્ષના યજ્ઞનો નાશ કરનાર, હે સાંબ સદાશિવ! (હું આપને વંદન કરું છું.) ગૌરીના હર, ગંગાને ધારણ કરનાર! ગણોથી વંદિત, ગજાસુરનું મર્દન કરનાર હે સાંબ સદાશિવ! (કૃપા કરીને મારો ઉદ્ધાર કરો.) .....૪.

[ રીઢા = માન; અરીઢા = અપમાન; વર્જિત = રહિત, વિનાના; સામ્બ = હે સાંબ!; રેવાતાત = રેવાના પિતા; સ્વર્ચિત = સારી રીતે (સુ) અર્ચિત થયેલા; સામ્બ = હે સાંબ!; શંબમિત્ર = ગરિબો (શંબ)ના મિત્ર; શચુલાંછિત = સાપ (શચુલ)થી વિભૂષિત; સામ્બ = હે સાંબ; શિતિકંઠ = નીલકંઠ; સ્થિરવાંચ્છિત = સ્થિર (મક્કમ મનુષ્ય); વાંચ્છિત = ઇચ્છા કરાયેલા; સામ્બ = હે સાંબ! ] .....૫.

માન-અપમાન રહિત, રેવાના તાત! સારી રીતે પૂજિત સાંબ! સદાશિવ! (હું આપને વંદન કરું છું.) હે ગરીબોના મિત્ર! હે સર્પથી વિભૂષિત! હે નીલકંઠ! મક્કમ (મનુષ્ય) દ્વારા ઈચ્છિત હે સાંબ સદાશિવ! (કૃપા કરીને મારો ઉદ્ધાર કરો.) .....૫.

[ વંદા = ભિખારણ; વન્દિત = વંદિત, વંદન કરાયેલ; વનિહર = કામનાનો નાશ કરનાર; સામ્બ = અંબા સહિત; વન્યવધૂટી = જંગલી સ્ત્રી; વંચિત = છેતરાયેલા; સામ્બ = સાંબ; દેશિકવર = ગુરુ (દેશિક)માં શ્રેષ્ઠ (વર); ખલ = દુર્જન; દૂષિત = નિંદિત; સામ્બ = સાંબ; દિવ્ય વિભૂતિ = દિવ્ય વિભૂતિ (ભભૂતિ, વૈભવ); વિભૂષિત = શોભિત; સામ્બ = સાંબ. ] .....૬.

ભિખારણ દ્વારા વંદન કરાયેલા, કામનાનો નાશ કરનાર, જંગલી સ્ત્રી (ભીલડીનું રૂપ ધારણ કરનાર પાર્વતી)થી છેતરાઈ જનાર, હે સાંબ સદાશિવ! (હું આપને વંદન કરું છું.) આચાર્યો (ગુરુ)માં શ્રેષ્ઠ, દુર્જનોથી નિંદિત, દિવ્ય વિભૂતિ (ભભૂતિ, વૈભવ)થી શોભિત હે સાંબ સદાશિવ! (કૃપા કરીને મારો ઉદ્ધાર કરો.) .....૬.

[ ગંજાસ્થિત = ઝૂંપડીમાં વસેલા; ગણનાયક = ગણોના નાયક; સામ્બ = હે સાંબ!; જય = જય હો!; ગરલપ = ઝેર (ગરલ) પીનાર (પ); ગતિદાયક = ગતિ આપનાર; સામ્બ = હે સાંબ!; ગાયત્રાનન્દિત = વેદના ગાનથી આનંદિત થનાર; નટ = નટ; સામ્બ = હે સાંબ!; દંડિતલટ = ચોર (લટ)ને દંડનાર; પિંગટજટ = પિંગળી જટાવાળા; સામ્બ = હે સાંબ સદાશિવ! ] .....૭.

ઝૂંપડીમાં વસેલા, ગણોના નાયક, ઝેર પીનાર, ગતિ આપનાર, હે સાંબ સદાશિવ! આપનો જય હો! વેદના ગાનથી આનંદિત થનાર, નટ, ચોરને દંડનાર, પિંગળી જટાવાળા હે સાંબ સદાશિવ! (કૃપા કરીને મારો ઉદ્ધાર કરો.) .....૭.

[ ધનપતિ = કુબેર; હિત = મિત્ર; ધનદુર્લભ = ધનથી મળવા મુશ્કેલ; સામ્બ= હે સાંબ!; ધનક = લોભથી; વિદૂર = દૂર રહેનાર; ધ્રુવ = ધ્રુવ; મુદ = મુક્તિ આપનાર (દ); સામ્બ = હે સાંબ!; રજસાનુપ્રિય મંદિર = હૃદય (અથવા વાદળ)રૂપી મંદિર જેને પ્રિય છે તે; સામ્બ = હે સાંબ!; રંગહૃષ્ટ = રંગને આનંદિત કરે તેવા; મુખચંદિર = મુખરૂપ ચંદ્ર ધારણ કરનાર; સામ્બ = હે સાંબ! ] .....૮.

કુબેરના મિત્ર, ધનથી અપ્રાપ્ય, લોભથી દૂર રહેનાર, ધ્રુવ, મુક્તિ આપનાર, હે સાંબ સદાશિવ! (હું આપને વંદન કરું છું.) હૃદય(વાદળ)રૂપી મંદિર જેને પ્રિય છે તે, રંગને આનંદિત કરે તેવા મુખરૂપ ચંદ્ર ધારણ કરનાર હે સાંબ સદાશિવ! (કૃપા કરીને મારો ઉદ્ધાર કરો.) .....૮.

[ મીમાંસક = મીમાંસા કરનાર; વરચેષ્ટિત = શ્રેષ્ઠ (વર) ચેષ્ટા કરનાર; સામ્બ = હે અંબા સાથેના (શંકર)!; જય = જય હો!; યોગીશ્વર વેષ્ટિત = યોગીશ્વરોથી વીંટળાયેલા (વેષ્ટિત); સામ્બ = હે સાંબ!; શંકાશૂન્ય = શંકારહિત; સનાતન = સનાતન, શાશ્વત; સામ્બ = હે સાંબ!; પાહિ = (તું) રક્ષણ કર; કૃપાઘન = કૃપાઘન; શર્મદ = શાંતિદાયક; સામ્બ = હે સાંબ! ] .....૯.

મીમાંસક, શ્રેષ્ઠ ચેષ્ટા કરનાર, યોગીશ્વરોથી વીંટળાયેલા હે સાંબ સદાશિવ! તમારો જય હો! શંકારહિત, સનાતન, કૃપાઘન, શાંતિદાયક હે સાંબ સદાશિવ! (તમે) અમારું રક્ષણ કરો. .....૯.

## ૨૭. મન્ત્રગર્ભો હનુમત્સ્તવઃ

**ૐ** કારતત્ત્વદેહસ્ત્વં **જૂં** બીજજપતોષિતઃ ।
**સઃ** શંકરઃ પ્રવાતાત્મા નમસ્તે મારુતેઽનઘ ॥૧॥

**ન**મસ્તે રુદ્રરૂપાય **રા**મદૂતાય તે નમઃ ।
**મો**હાપ્તદૈત્યનાશાય **મ**નોવેગાય ભાસ્વતે ॥૨॥

**ભ**ક્તત્રાણૈકદીક્ષાય **લ**ક્ષ્મણપ્રાણદાયિને ।
**ગ**વેષણૈકવીરાય **છિ**ન્નદ્વૈતાય યામિને ॥૩॥

**વ**નગહ્વરવાસાય **મ**નઃસંતાપહારિણે ।
**તે**જોજિતવરેણ્યાય **ન**ક્તંચરવિદારિણે ॥૪॥

**આં**જનાય કપીડ્યાય **જા**નકીજાનિમાનિને ।
**જ**લધ્યુત્પાતધીરાય **ન**ભોમાર્ગવિહારિણે ॥૫॥

**ને**ત્રોત્સવાય વીરાણાં **કી**નાશપતિમન્ત્રિણે ।
**યા**મ્યાભિમુખવક્ત્રાય **જ**યિને જાપકારિણે ॥૬॥

**ય**ક્ષગ્રહમુચે જ્ઞાય **ય**મપાશનિકર્તિને ।
**મ**દોદ્ધતાક્ષકાલાય **બો**ધિતાત્મસ્વરૂપિણે ॥૭॥

**હા**ટકશ્રુતિભૂષાય **લો**કાધિપસ્તુતાય ચ ।
**બ**લભીમાય બીજ્યાય **હ**સ્તાન્દોલિતસુસ્નવે ॥૮॥

**લા**ઙ્ગૂલદગ્ધલંકાય **નુ**તિતુષ્ટાય નર્મિણે ।
**ય**તેન્દ્રિયાય વશ્યાય **મા**રણમારકાય ચ ॥૯॥

**સ્વા**મિભક્તાય શાન્તાય **ન**ખદન્તાયુધાય ચ ।
**હા**ર્દાકૃષ્ટહરીન્દ્રાય **કી**શકીર્તિતકીર્તયે ॥૧૦॥

પાપૌઘ**પ્રોં**છનાચારં મોક્ષૈક**શ્રીં**દુકોટયે ।
નત્વા **શઠઃ** સમાપ્નોતિ સાધુત્વં **યં** નમોઽસ્તુ તે ॥૧૧॥

**'રંગ'** હૃત્તુષ્ટભીમેન       સ્વયં હૃદ્ધાસિનેરિત: ।
રુદ્રશ્લોકાત્મક: સોડયં કુર્યાચ્છં મન્ત્રયુક્સ્તવ: ॥૧૨॥

ઇતિ શ્રીદત્તપાદારવિન્દમિલિન્દબ્રહ્મચારિપાણ્ડુરઙ્ગ (રઙ્ગ અવધૂત) મહારાજવિરચિતં મન્ત્રગર્ભો હનુમત્સ્તવ: સમ્પૂર્ણ: । *

❀

## શબ્દાર્થ

નોંધ: નમ: અવ્યય હંમેશા ચોથી વિભક્તિ લે છે. એટલે હનુમાનજીના જુદા જુદા નામોની ચોથી વિભક્તિનું રૂપ મૂકવામાં આવ્યું છે. .....૧.

[ ૐકાર તત્વદેહ: = ૐકારના તત્વરૂપી દેહવાળા; ત્વં = તમે; જૂં બીજ જપતોષિત: = 'જૂં' બીજના જપથી સંતુષ્ટ થનાર; સ: = બીજ મંત્ર; શંકર: = શંકર, પ્રવાતાત્મા = વાયુના પુત્ર (આત્મ)રૂપ; નમસ્તે = તમને (તે = તુભ્યમ્) નમસ્કાર હો (નમ:); મારુતે = હે મારુતિ; અનઘ = હે પાપ (અઘ)રહિત (અન્). ] .....૧.

## અર્થ

હે પાપરહિત મારુતિ! કલ્યાણ કરનાર વાયુના આત્મ (પુત્ર)રૂપ, સ: બીજરૂપ, આપ ૐકારના તત્ત્વરૂપી દેહવાળા છો અને જૂં બીજના જપથી સંતોષિત થનાર છો. આપને નમસ્કાર હો! .....૧.

[ નમસ્તે = આપને નમસ્કાર હો; રુદ્રરૂપાય = રુદ્રસ્વરૂપને; રામદૂતાય = રામદૂતને; તે = તમને; આપને; નમ: = નમસ્કાર હો, મોહાપ્તદૈત્યનાશાય = મોહરૂપી પ્રાપ્ત થયેલા દૈત્યનો નાશ કરનારને; મનોવેગાય = મનના જેવા વેગવાળા; ભાસ્વતે = તેજસ્વીને. ] .....૨.

રુદ્રસ્વરૂપ, રામના દૂત, મોહરૂપી પ્રાપ્ત દૈત્યના નાશક, મનના જેવા વેગવાળા, તેજસ્વી આપને નમસ્કાર હો! .....૨.

[ ભક્તત્રાણૈકદીક્ષાય = ભક્તનું રક્ષણ કરવાની એકમાત્ર દીક્ષાવાળાને; લક્ષ્મણપ્રાણદાયિને = લક્ષ્મણને પ્રાણ આપનારને; ગવેષણૈકવીરાય = શોધ કરવામાં એક માત્ર વીરને; છિન્નદ્વૈતાય = દ્વૈતને કાપનારને, યામીને = સંયમીને. ] .....૩.

---

* પહેલા શ્લોકમાં ત્ર્યક્ષર મૃત્યુંજય મંત્ર (ૐ જૂ સ:), અગિયારમા શ્લોકમાં વિષહર નીલકંઠ મંત્ર પ્રોં. શ્રી શઠ:, યં અને બીજા શ્લોકથી દશમા શ્લોક સુધીમાં હનુમન્મન્ત્ર (સંસ્કૃત અને પ્રાકૃત) મૂકવામાં આવ્યો છે.

ભક્તનું રક્ષણ કરવાની દીક્ષાવાળા, લક્ષ્મણને પ્રાણ આપનાર, શોધ કરવામાં એક માત્ર વીરને, દ્વૈતને કાપનાર અને સંયમીને (નમસ્કાર હો!) .....૩.

[ વન = જંગલ; ગહ્વર = ગુફા; વાસાય = રહેનારને, વાસ કરનારને; મનઃસંતાપ = મનના સંતાપ; હારિણે = હરી લેનારને; તેજોજીત = તેજથી જીતનાર; વરેણ્યાય = સૂર્યને; નક્તં = રાત્રે; ચર = ફરનાર; વિદારિણે = નષ્ટ કરનાર, વિદારનાર. ] .....૪.

વનની ગુફામાં વાસ કરનારને, મનના સંતાપ હરનારને, તેજથી સૂર્યને જીતનારને અને નિશાચરોને નષ્ટ કરનારને (નમસ્કાર હો!) ...૪.

[ આંજનાય = અંજનીપુત્રને; કપીડ્યાય = વાનરો (કપિ)થી પ્રશંસા (ઈડ્ય) પામેલાને; જાનકીજાનિ = સીતાના પતિ; માનિને = માન આપનારને; જલધિ = સમુદ્ર; ઉત્પાત = એક કુદકે કુદી જનારને, પાર કરનારને; ધીરાય = ધીરને; નભોમાર્ગ = આકાશમાર્ગે; વિહારિણે = વિહાર કરનારને, જનારને. ] .....પ.

અંજનીપુત્રને, વાનરોથી પ્રશંસા પામેલાને, જાનકીજીના પતિને માન આપનારને, સમુદ્રને એક કૂદકે કૂદનારને, ધીરને અને આકાશમાર્ગે વિહાર કરનારને (નમસ્કાર હો!) .....પ.

[ નેત્રોત્સવાય વીરાણાં = વીરોના નેત્રોના ઉત્સવને; કીનાશપતિ = વાનરોના રાજા-સુગ્રીવ; મન્ત્રિણે = મંત્રીને; યામ્ય = દક્ષિણ દિશામાં, વિષ્ણુ, વિષ્ણુના અવતાર એવા શ્રીરામ; અભિમુખ = સામે; વક્ત્રાય = મોઢું રાખનારને; જયિને = જય પામનારને; જાપકારિણે = જાપ કરનારને. ] .....૬.

વીરોના નેત્રોના ઉત્સવરૂપને, વાનરરાજ સુગ્રીવના મંત્રીને, દક્ષિણ દિશામાં મોઢું રાખનારને અથવા શ્રીરામ સામે મોઢું કરનારને, જય પામનારને અને જપ કરનારને (નમસ્કાર હો!) .....૬.

[ યક્ષગ્રહમુચે = યક્ષની પકડમાંથી છોડાવનારને; જ્ઞાય = જ્ઞાનીને; યમપાશનિકર્તિને=યમપાશને કાપનારને; મદોદ્ધત=મદથી ઉદ્ધત; અક્ષ= ઈન્દ્રિયો; કાલાય = કાળરૂપને; બોધિત = બોધ કરાવનાર; આત્મસ્વરૂપિણે = આત્મસ્વરૂપનો. ] .....૭.

યક્ષોની પકડમાંથી છોડાવનારને, જ્ઞાનીને, યમપાશ કાપનારને, મદથી ઉન્મત્ત ઇંદ્રિયોવાળાના કાળરૂપને અને આત્મસ્વરૂપનો બોધ કરાવનારને (નમસ્કાર હો!) .....૭.

[ હાટક = સોનાના; શ્રુતિ = કાન; ભૂષાય = આભૂષણવાળાને; લોકાધિપ= રાજાઓ; સ્તુતાય = સ્તુતિ કરાયેલાને; ચ = અને; બલભીમાય = બલમાં ભયંકર; બીજ્યાય = કુલીન, ખાનદાન, સારા કુળ (બીજ)વાળા; હસ્ત = હાથ; આન્દોલિત = હલાવનાર; સુસ્નવે = પૂંછડું. ] .....૮.

**કાનમાં સોનાનાં આભૂષણવાળાને, રાજાઓથી સ્તુતિ કરાએલાને, બળમાં ભયંકર છે એવાને, કુલીનને અને હાથથી પૂંછડું હલાવનારને (નમસ્કાર હો!) .....૮.**

[ લાંગૂલ = પૂંછડું; દગ્ધલંકાય = લંકા બાળનારને; નુતિ = નમસ્કાર; તુષ્ટાય= સંતુષ્ટ થનારને; નર્મિણે = સુખ (નર્મ) રૂપને; યતેન્દ્રિયાય = ઈન્દ્રિયોને સંયમિત (યત) રાખનારને; વશ્યાય = વશમાં રાખનારને; મારણમારકાય = મારણના મારક; ચ = અને. ] .....૯.

**પૂંછડાથી લંકાને બાળનારને, નમસ્કારથી સંતુષ્ટ થનારને, સુખસ્વરૂપને, ઈંદ્રિયોને સંયમિત રાખનારને, વશમાં રાખનારને અને મારણના મારકને (નમસ્કાર હો!) .....૯.**

[ સ્વામિભકતાય = સ્વામિના ભકતને; શાન્તાય = શાંત સ્વરૂપને; નખદન્ત = નખ અને દાંત; આયુધાય = શસ્ત્રવાળાને; ચ = અને; હાર્દાકૃષ્ટ = ભક્તિભાવથી આકર્ષિત કરનાર; હરીન્દ્રાય = રામને; કીશ = વાનર; કીર્તિતકીર્તયે = ગવાએલી કીર્તિવાળાને. ] .....૧૦.

**સ્વામીના ભકતને, શાંત સ્વરૂપને, નખ અને દાંતના આયુધવાળાને, ભક્તિભાવથી રામને આકર્ષિત કરનારને અને વાનરો દ્વારા જેની કીર્તિ ગવાઈ છે એને (નમસ્કાર હો!) .....૧૦.**

[ પાપૌઘ = પાપનો સમૂહ, પાપનો પ્રવાહ; પ્રોંછનારાય = જલદીથી લુંછનારને; મોક્ષૈક = મોક્ષરૂપી એક માત્ર; શ્રીં = લક્ષ્મીની; ઇંદુકોટયે = ચંદ્રરેખારૂપ; નત્વા = નમન કરીને; શઠ: = શઠ, લુચ્ચો માણસ; સમાપ્નોતિ = પામે છે, મેળવે છે; સાધુત્વં = સાધુતાને; યં = જે; નમોડસ્તુ = નમન હો; તે = તેમને. ] .....૧૧.

**પાપના સમૂહ(ઔઘ)ને જલદીથી લુંછનાર, મોક્ષરૂપી એક માત્ર લક્ષ્મીજીની ચંદ્રરેખારૂપ, અને જેને નમન કરીને શઠ પણ સાધુતાને પામે છે તે હનુમાનજીને નમસ્કાર હો! .....૧૧.**

[ રંગહૃત્ = રંગના હૃદયથી; તુષ્ટભીમેન = તુષ્ટ થયેલ પરાક્રમી; સ્વયં = તે સ્વયં; હૃદ્રાસિનેરિત: = હૃદયમાં રહીને પ્રેરેલ; રુદ્રશ્લોકાત્મક: = રુદ્રશ્લોકાત્મક;

સ: = તે; અયં = આ; કુર્યાત્ = કરો; શં = કલ્યાણ; મંત્રયુક્ત = મંત્રયુક્ત; સ્તવ: = સ્તવન. ] .....૧૨.

રંગના હૃદયથી તુષ્ટ થએલ તે પરાક્રમી સ્વયં હનુમાનજીએ હૃદયમાં રહીને પ્રેરેલું તે આ રુદ્રશ્લોકાત્મક મંત્રયુક્ત સ્તવન કલ્યાણ કરો. .....૧૨.

## ૨૮. શ્રીકૃષ્ણસ્તોત્રમ્ । (રાગ: દુર્ગા)

**શ્રી** યાદવાધીશ હરે કૃપાલો પાહિ સ્વકં માં શરણાગતં ભો: ।
**કૃ**ષ્ણાતટે ય: કિલ દત્તનામા સ એવ કૃષ્ણસ્ત્વમિહૈકરૂપ: ॥૧॥
**ણ**તાર્તિનાશાય ધૃતાવતારો યુગે યુગે યો વિવિધાભિધાન: ।
**ગો**વર્ધનોદ્ધારકમીશમેકં કૂર્માદિરૂપં તુ નતોઽસ્મ્યભેદાત્ ॥૨॥
**વિં**દન્તિ યોગાદિસુગૂઢમાર્ગૈર્યં ધૂતપાપા: ખલુ વિશ્વવન્દ્યમ્ ।
**દ**કપ્રદાભં તુ દુરાસદં તં વેણુસ્વનં બલ્લવખેદહારમ્ ॥૩॥
**હ**ર્ય્ધ્વજં વીક્ષ્ય વિષાદમગ્નં ગીતામૃતં ય: ખલુ પાયયિત્વા ।
**રે**જે સમુત્તાર્ય જગદ્ગુરુ: સ્વં હ્યનાદ્યનન્તં તમુપૈમિ ચાદ્યમ્ ॥૪॥
**મુ**ખં સમીક્ષ્યાસ્ય ન કાલભીતિર્ય: કાલકૃત્ કાલનિયામકશ્ચ ।
**રા**કેન્દુવક્ત્રં તુ ન કો લષેત રાધાદુકૂલાપ્તકરં કવીશમ્ ॥૫॥
**રે**મે હ્યરત્વા ચ ઈહૈકવર્ણી હ્યેકોઽપ્યનેકાભિરહો નુ ચિત્રમ્ ।
**હે**લાં ક્ષમ: કોઽપિ ન જ્ઞાતુમસ્ય વિના કૃપાં તસ્ય નટેશ્વરસ્ય ॥૬॥
**ના**નાત્મવાદૈશ્ચ કથાનેકૈશ્ચ યો વર્ણ્યમાનોઽપિ ન વર્ણિતોઽલમ્ ।
**થ**ધ્નં તમાસેચનકં પુરાણં ક્ષણે ક્ષણે નૂતનમેકરાજમ્ ॥૭॥
**ના**ગેશતલ્પં તુ ચ નાગદન્તી-નાકપ્રદં નાવ્યમતર્ક્યલીલમ્ ।
**રા**માનુજં રાભધરં સુરમ્યં રામાવૃતં રાસકરં રસેશમ્ ॥૮॥
**ય**જ્ઞપ્રિયં યાજયમનન્તયોગં યોગેશ્વરં યાતુહરં યતાક્ષમ્ ।
**ણ**મસ્યમૈકાન્તિકસૌખ્યસિન્ધું સેવે સદૈકં તુ સ્ખલત્સુમિત્રમ્ ॥૯॥

**વાર્ષ્ણેયમાપન્નવિપદ્ધરં તં વન્દેવધૂતં તુ સદા વયસ્યમ્ ।**
**સુદામસિદ્ધિપ્રદમાર્તસારં સેશં સહેલં ચ સમાહિતં કમ્ ॥૧૦॥**
**દેવાધિદેવં તુ ન દેવવેદ્યં દેવર્ષિગેયં ચ ગવાગ્રચારમ્ ।**
**વર્ચં વનસ્થાક્ષમૃગાંકવક્ત્રં 'રઙ્ગા'નલે શાન્તિદમાત્મદેવમ્ ॥૧૧॥**

ઇતિ શ્રીદત્તપાદારવિન્દમિલિન્દબ્રહ્મચારિપાણ્ડુરઙ્ગ (રઙ્ગ અવધૂત) મહારાજવિરચિતં મન્ત્રગર્ભં શ્રીકૃષ્ણસ્તોત્રં સમ્પૂર્ણમ્ ।

## શબ્દાર્થ

[ શ્રીયાદવાધીશ = હે યાદવોના અધિપતિ; હરે (હરિનું સંબોધનનું રૂપ)= હે હરિ સ્વરૂપ; કૃપાલો = હે કૃપાળુ; પાહિ = રક્ષણ કરો, રક્ષો; સ્વકં = આપના; માં = મને; શરણાગતં = શરણે આવેલા; ભોઃ = હે; કૃષ્ણાતટે = કૃષ્ણાનદીના કિનારે; યઃ = જે; કિલ = ખરેખર; દત્તનામા = દત્તનામથી; સઃ = તે; એવ = જ; કૃષ્ણઃ = કૃષ્ણ; ત્વમ્ = તું; ઇહ = અહીં; એકરૂપઃ = એકરૂપ ધારી. ] .....૧.

## અર્થ

હે યાદવોના અધિપતિ, હરિસ્વરૂપ, કૃપાળુ, શરણે આવેલા આપના એવા મને રક્ષો; કૃષ્ણાને કિનારે જે દત્ત નામથી પહેલાં હતો તે જ તું અહીં કૃષ્ણ સ્વરૂપે એકરૂપધારી છો. .....૧.

[ ણતાર્તિનાશાય = શરણે આવેલા(નત)ના દુઃખના (આર્તિ) નાશ માટે (નાશાય); ધૃતાવતારો = જેણે અવતાર લીધો છે; યુગે યુગે = યુગે યુગે; યઃ = જે; વિવિધાભિધાનઃ = વિવિધ નામથી; ગોવર્ધનોદ્ધારકમ્ = ગોવર્ધનને ઊંચે ધારણ કરનારને; ઇશમ્ = ઇશ્વર; એકમ્ = એક; કુર્માદિરૂપં = કાચબો વગેરે રૂપ; તુ = વળી, ને; નતોઽસ્મિ= હું નમું છું, નમન કરું છું; અભેદાત્ = અભેદભાવે. ] .....૨.

શરણે આવેલાનાં દુઃખના નાશ માટે જેણે જુદા જુદા નામથી યુગે યુગે અવતાર ધારણ કર્યો ને ગોવર્ધનને ઊંચે ધારણ કરનાર, કુર્મ વગેરે રૂપોને ધારણ કરનાર, એક માત્ર ઇશ્વરને હું અભેદભાવે નમન કરું છું. .....૨.

[ વિંદન્તિ = જાણે છે, મેળવે છે; યોગાદિ = યોગ વગેરે; સુગૂઢમાર્ગૈઃ=અતિગૂઢ માર્ગોથી; યં = જેને; ધૂતપાપાઃ = નિષ્પાપ; ખલુ = ખરેખર; વિશ્વવન્દ્યમ્ = વિશ્વવંદ્ય; દકપ્રદાભં = દકપ્રદ = વાદળ, આભં = ના જેવા, ઘનશ્યામ; તુ = પાદપૂરક શબ્દ;

દુરાસદં = દુઃખથી પ્રાપ્ત કરાય એવા; તં = તેને; વેણુસ્વનં = વાંસળી વગાડનારને; બલ્લવ = ગોવાળિયો; ખેદહારમ્ = ખેદ હરનારને. ] .....૩.

વિશ્વવંદ્ય, ઘનશ્યામ, દુઃખથી પ્રાપ્ત કરાય એવા, વેણુ વગાડનાર, બલ્લવ (ગોવાળિયા)ના ખેદને હરનાર, નિષ્પાપ લોકો યોગ વગેરે ગૂઢ માર્ગોથી ખરેખર જેને મેળવે છે તેને (હું વંદન કરું છું.) .....૩.

[ હરિધ્વજં = હરિ = વાનર- હનુમાન, ધ્વજઃ = જેના ધ્વજમાં છે તે =અર્જુન; વીક્ષ્ય = જોઈને; વિષાદમગ્નં = વિષાદમગ્ન, વિષાદમાં ડૂબેલો; ગીતામૃતં = ગીતાનું અમૃત; યઃ = જે; ખલુ = ખરેખર; પાયયિત્વા = પાઈને; રેજે = શોભવા લાગ્યા; સમુત્તાર્ય = સારી રીતે તારીને; જગદ્‌ગુરુ = જગદ્‌ગુરુ; સ્વં = સ્વસ્વરૂપ; હિ = ખરેખર; અનાદિ = જેનો આદિ નથી; અનન્તં = જેનો અંત નથી; તમ્ = તેનો; ઉપૈમિ = (શરણે) જાઉં છું; ચ = અને; આદ્યમ્ = આદ્યને. ] .....૪.

અર્જુનને વિષાદમગ્ન જોઈને, ગીતામૃત પાઈને જે જગદ્‌ગુરુ તેને તારીને શોભવા લાગ્યા તેવા સ્વસ્વરૂપ, અનાદિ, અનંત, તે આદ્યને હું (શરણે) જાઉં છું. .....૪.

[ મુખં = મુખ; સમીક્ષ્ય = જોઈને; અસ્ય = એનું; ન = નહિ, નથી; કાલભીતિઃ= કાળની ભીતિ; યઃ = જે; કાલકૃત્ = કાલને બનાવનાર; કાલનિયામકઃ = કાળનો નિયામક; ચ = અને; રાકેન્દુ = પૂર્ણિમાનો ચંદ્ર; વક્ત્રં = મુખ; તુ = પાદપૂરક શબ્દ; ન = નહિ; કો = કોણ; લષેત્ = અભિલાષા કરે; રાધાદુકૂલાપ્તકરં = રાધાના રેશમી વસ્ત્રમાં (દુકૂલ) હાથ નાંખનાર (આપ્ત); કવીશમ્ = કવિઓમાં શ્રેષ્ઠ એવા. ] .....પ.

જે કાળને બનાવનાર છે, જે કાળનો નિયામક છે, જેનું મુખ જોઈને કાળની ભીતિ રહેતી નથી અને પૂર્ણિમાના ચંદ્ર સમાન મુખવાળા, રાધાના રેશમી વસ્ત્રમાં હાથ નાખનાર, કવિઓમાં શ્રેષ્ઠ એવા (કૃષ્ણ)ને માટે કોણ અભિલાષા ન કરે? .....પ.

[ રેમે = રમમાણ થયો; હિ = ખરેખર; અરત્વા = અસંગ થઈને; યઃ = જે; ઇહ = અહીં; એકવર્ણી = એક માત્ર બ્રહ્મચારી; હિ = જ; એકઃ = એક; અપિ = છતાં પણ; અનેકાભિઃ = અનેક (ગોપીઓ) સાથે; અહો = આશ્ચર્યોદ્‌ગાર; નુ = પાદપૂરક શબ્દ; ચિત્રમ્ = આશ્ચર્યકારક; હેલાં = લીલાને; ક્ષમઃ = સમર્થ; કઃ = કોણ, કોઈ; અપિ = પણ; ન = નથી; જ્ઞાતુમ્ = જાણવાને; અસ્ય = એની; વિના = વગર; કૃપાં = કૃપા; તસ્ય = તેની; નટેશ્વરસ્ય = નટેશ્વરની. ] .....૬.

જે અહીં એકવર્ણી (એક માત્ર બ્રહ્મચારી), એક હોવા છતાં અનેક (ગોપીઓ) સાથે અસંગ થઇને રમમાણ થયો તે ખરેખર આશ્ચર્યકારક છે! તે નટેશ્વરની કૃપા વિના એની એ લીલાને જાણી શકવાને કોઇ પણ સમર્થ નથી. .....૬.

[ નાના = વિવિધ, અનેક પ્રકારના; આત્મવાદૈઃ = આત્મવાદોથી; ચ = અને; કથાનકૈઃ = કથાનકોથી; ચ = અને; યઃ = જે, જેનું; વર્ણ્યમાનઃ = વર્ણન કરાય છે; અપિ = છતાં; ન = નહિ, નથી; વર્ણિતઃ = વર્ણવી શકાતો; અલમ્ = પૂરેપૂરો; થધ્નં = ભય (થ)નો નાશ કરનાર; તમ્ = તે; આસેચનકં = જોતાં ન ધરાઈએ તેવો; પુરાણં = પુરાણ; ક્ષણે ક્ષણે = હરેક ક્ષણે; નૂતનમ્ = નવો; એકરાજમ્ = એકમાત્ર રાજાધિરાજ; નાગેશતલ્પં = નાગશૈયા પર પથારી (તલ્પ) કરનાર; તુ = પાદપૂરક શબ્દ; ચ = અને; નાગદન્તી = વેશ્યા; નાકપ્રદં = સ્વર્ગ-મોક્ષ આપનાર; નાવ્યમ્ = સ્તુત્ય; અતર્ક્યલીલમ્ = અતર્ક્યલીલાવાળા; રામાનુજં = બલરામ(રામ)ના નાનાભાઇ (અનુજ); રાભધરં = દંડધર; સુરમ્યં = સુરમ્ય; રામાવૃતં = સ્ત્રી (રામા)-ગોપીઓથી વીંટળાયેલા (આવૃત); રાસકરં = રાસ કરનાર; રસેશમ્ = રસેશ્વર; યજ્ઞપ્રિયં = યજ્ઞપ્રિય; યાજ્યમ્ = યજ્ઞથી રાજી કરતા; અનન્ત યોગં = અનંત યોગવાળા; યોગેશ્વરં = યોગેશ્વર; યાતુહરં = રાક્ષસોને હરનાર; યતાક્ષમ્ = આંખ અથવા ઈદ્રિંયોને (અક્ષમ્) વશ કરનાર (યત); ણમસ્યમ્ = નમસ્કાર યોગ્ય; એકાન્તિક = એકાંતિક (મોક્ષ)રૂપ; સૌખ્યસિંધુમ્ = સુખના સાગર; સેવે = સેવું છું; સદા = હંમેશાં; એકં = એકને; તુ = પાદપૂરક શબ્દ; સ્ખલત્સુમિત્રમ્ = સ્ખલન પામનારના સન્મિત્ર. ] .....૭-૯.

નાના પ્રકારના આત્મવાદોથી અને કથાનકોથી જેનું વર્ણન કરાય છે છતાં પૂર્ણ રીતે વર્ણવી શકાતો નથી તે ભય(થ)નો નાશ કરનાર, આસેચનક (જોતાં ન ધરાઈએ તેવા રૂપવાળો), પુરાણ છતાં ક્ષણે ક્ષણે નૂતન એવો એક માત્ર રાજાધિરાજ, નાગશય્યા પર સૂઈ જનાર, વેશ્યાઓને મોક્ષ આપનાર, સ્તુત્ય, અતર્ક્ય લીલાવાળા, બલરામના નાના ભાઈ, દંડધર, સુરમ્ય, સ્ત્રીઓથી (ગોપીઓથી) વીંટળાએલા, રાસ રચનાર, રસેશ્વર, યજ્ઞપ્રિય, યજ્ઞથી રાજી કરાતા, અનંત યોગવાળા, યોગના ઈશ્વર, રાક્ષસોને હરનાર, આંખ (ઇંદ્રિયો)ને વશ રાખનાર, નમસ્કારયોગ્ય, એકાંતિક(મોક્ષ)રૂપ સુખના સાગર, સ્ખલન પામનારના સન્મિત્ર, સત્સ્વરૂપ એક તેને હું સદા સેવું છું. .....(૭-૯).

[ વાર્ષ્ણેયમ્ = વૃષ્ણિઓમાં શ્રેષ્ઠ; આપન્ન વિપત્ હરં = આપત્તિમાં પડેલાની વિપત્તિને હરનાર; તં = તેને; વન્દે = હું વંદું છું; અવધૂતં = અવધૂતને; તુ = પાદપૂરક શબ્દ; સદા = હંમેશાં; વયસ્યમ્ = મિત્ર; સુદામ = સુદામા; સિદ્ધિપ્રદમ્ = સિદ્ધિ

આપનારને; આર્તસારં = દુઃખીઓ માટે સારરૂપ; સેશં = લક્ષ્મી (સા) સાથે રહેનાર; સહેલં = લીલા સહિત; ચ = અને; સમાહિતં = સમાધિમાં રહેલા; કમ્ = સુખસ્વરૂપ. ] .....૧૦.

વૃષ્ણીઓમાં શ્રેષ્ઠ, આપત્તિમાં પડેલાની વિપત્તિને હરનાર, તે અવધૂત, સદાના મિત્ર, સુદામાને સિદ્ધિ પ્રદાન કરનાર, દુઃખીઓ માટે સારરૂપ, લક્ષ્મી સાથે રહેનાર, લીલા સહિત અને સમાધિમાં રહેલા સુખસ્વરૂપ તેને હું વંદું છું. .....૧૦.

[ દેવાધિદેવં = દેવાધિદેવ; તુ = છતાં; ન = નહિ; દેવવેદ્યં = દેવોથી જાણી શકાય; દેવર્ષિગેયં = નારદ વડે સ્તુતિ કરાએલા; ચ = અને; ગવ = ગાય; અગ્રચારમ્= આગળ ચાલનાર; વર્યં = કામદેવ; વનસ્થ = વનવાસી; અક્ષ (આંખ) મૃગાંકવક્ત્રમ્= હરણ જેવાં નેત્રોવાળા; રંગાનલે = સંસાર રંગના અગ્નિ(અનલ)માં; શાંતિદં = શાન્તિ આપનાર; આત્મદેવં = આત્મદેવને. ] .....૧૧.

દેવાધિદેવ છતાં દેવોથી ન જાણી શકાય તેવા, દેવર્ષિ (નારદ) વડે સ્તુતિ કરાએલ, ગાયોની આગળ ચાલનાર, કામદેવસ્વરૂપ, હરણ જેવાં નેત્રોવાળા, સંસારરંગના અગ્નિમાં શાંતિ આપનાર તે આત્મદેવને હું નમું છું. .....૧૧.

# ૨૯. દેવીસ્તોત્રમ્ ।

નવં નવં સદા ભાતિ રૂપં તે સુન્દરં શુભે ।
મોહાસ્રપે મહાદેવિ ડિમ્ભોક્તં તુષ્ટયેઽસ્તુ તે ॥૧॥

દેવર્ષિભિર્દુષ્ટનિબર્હણાય
ત્વમેવ ચાદ્યેઽમ્બ નુતા વરેણ્યે ।
વિધ્વસ્તભક્તાર્તિનગેઽનઘે કે
ત્વં યસ્ય કિં તસ્ય ભયં કુતો વા ॥૨॥

મન્દં સ્મિતં તે વિધુકોટિકાન્તં
વિલોક્ય માતર્વિબુધા વિમૂઢાઃ ।
હા વક્રદૃષ્ટિં ક ઉ તે સહેત
શુમ્ભાદયઃ કિં મશકીકૃતા ન ॥૩॥

મા તેઽસ્તુ રોષો વિપથે યદિ સ્યાં
ગચ્છન્પતેયં યદિ ધાવ શીઘ્રમ્ ।
યેનામૃતઃ સ્યાં તદુ નિશ્ચિતં મે
બ્રૂહિ ક્રુધં સંહર ચાર્તપેઽમ્બ ॥૪॥

જગત્સ્થાવરાન્તં સદેકં ત્વમેવ
ગતિઃ પ્રાણિનાં શુદ્ધચૈતન્યમત્ર ।
મુદાદિસ્વરૂપે ત્વદંશપ્રભાવા-
જ્જડોઽપીહ લંઘેન્મૃતિં કોટિશોઽરમ્ ॥૫॥

ત્વમેકા શરણ્યા ત્વમેકા વરેણ્યા
ત્વમેકેહ ધન્યા સદા સત્સુ માન્યા ।
ત્વમેકા વદાન્યા ન ત્વત્તોઽસ્તિ ચાન્યા
ત્વમેકાગ્રગણ્યાસિ માતસ્ત્વનન્યા ॥૬॥

જગત્કારણં યદ્વિરિઞ્ચિસ્ત્વમેવ
હરિઃ પાલકોઽસૌ ત્વમેવાસિ ચામ્બ ।
શિવઃ શામ્ભવીહાસ્તિ ત્વત્તસ્તુ કોઽન્યો
વૃથા નામભેદં વિમૂઢા ગૃણન્તિ ॥૭॥

જયતુ મદનિહન્ત્રી સ્વેષ્ટકર્ત્રીહ ભર્ત્રી
નતમલવિનિહર્ત્રી યોગહૃદ્રઙ્ગગોપ્ત્રી ।
અનુપમપદદાત્રી કલ્પનાતીતગાત્રી
ભવતુ ભવવિધાત્રી સા સદા મેઽત્ર પાત્રી ॥૮॥

અમ્બા સા વરદા સદા ભવતુ મે હ્યમ્બાં પ્રપદ્યે મુદા
* દૈત્યાશ્ચામ્બિકયા હતાઃ ખલુ યયાઽમ્બાયૈ ચ તસ્યૈ નમઃ।
અમ્બાયાસ્તુ પરં ન તારકમિહામ્બાયા વિધેયોઽસ્મ્યહમ્
અમ્બાયાં વિલયં સદૈતુ ચ મનો ભો 'રઙ્ગ'મમ્બોદ્ધર ॥૯॥

ઇતિ શ્રીદત્તપાદારવિન્દમિલિન્દબ્રહ્મચારિપાણ્ડુરઙ્ગ (રઙ્ગ અવધૂત) મહારાજવિરચિતં દેવીસ્તોત્રં સમ્પૂર્ણમ્ ।

❀

## શબ્દાર્થ

[ નવં નવં = (રોજ રોજ) નવું નવું; સદા = હંમેશાં; ભાતિ = દેખાય છે, પ્રકાશે છે; રૂપં = રૂપ; તે = (તવ) = તારું; સુન્દરં = સુંદર; શુભે = હે શુભ કરવાવાળી, શુભકારિણી; મોહ = મોહ માટે; અસપે = જળો સમાન; મહાદેવિ = હે મહાદેવી!; ડિમ્ભ = બાળક; ઉક્તં = ઉક્તિ; તુષ્ટયે = તુષ્ટિ માટે; અસ્તુ = થાવ, હજો; તે = (તવ) તમારી, આપની. ] .....૧.

---

* દૈત્યાશ્ચામ્બિકયા યયાઃ વિનિહતાસ્તસ્યામ્બિકાયૈ નમઃ ।
અમ્બાયાસ્તુ પરં ન તારકમિહ હ્યમ્બાવિધેયોઽસ્મ્યહ'મ્' પાઠાન્તરમ્ ॥

# અર્થ

હે શુભકારિણી, આપનું સુંદર રૂપ રોજેરોજ નવું નવું દેખાય છે. મોહ માટે જળો સમાન (અસ્રપ) હે મહાદેવી! બાળકની આ ઉક્તિ આપની તુષ્ટિ અર્થે થાવ. .....૧.

[ દેવર્ષિભિ: = દેવ અને ઋષિઓ દ્વારા; દુષ્ટનિબર્હણાય = દુષ્ટોના નિકંદન માટે; ત્વમેવ = તમે જ, તું જ; ચ = અને; આદ્યે = આદિ; અમ્બ = હે મા!; નુતા = પ્રશંસિત; વરેણ્યે = હે વરેણ્ય; વિધ્વસ્ત = તોડનારી, વિધ્વંસ કરનારી; ભકતાર્તિનગે = ભકતોના દુ:ખના ડુંગર (નગ); અનઘે = હે નિષ્પાપ!; કે = સુખસ્વરૂપ; ત્વં = તું; યસ્ય = જેની; કિં = કેવો; તસ્ય = તેની; ભયં = ભય; કુત: = ક્યાંથી; વા = અથવા. ] .....૨.

દેવો અને ઋષિઓ દ્વારા દુષ્ટોના નિકંદન અર્થે હે વરેણ્ય, આદિ મા! તું જ પ્રશંસિત છે. ભકતોના દુ:ખના ડુંગર તોડનારી, હે નિષ્પાપ, સુખસ્વરૂપ તું જેની છું તેને કેવો ભય અને ક્યાંથી ભય હોય? .....૨.

[ મન્દં સ્મિતં = મંદસ્મિત; તે = (તવ) તારું, આપનું; વિધુ = ચંદ્ર; કોટિ = કરોડો; કાન્તં = કમનીય, સુંદર; વિલોક્ય = જોઈને; માત = હે માતા!; વિબુધા: = દેવો; વિમૂઢા = વિમૂઢ થઈ ગયા છે; હા = અરે; વક્રદષ્ટિ = વક્રદષ્ટિ; ક: = કોણ; ઉ = પાદપૂરક શબ્દ; તે = તારી; સહેત = સહન કરી શકે એમ છે?; શુમ્ભાદય = શુભ વગેરે (રાક્ષસો); કિં = શું; મશકીકૃતા = મગતરા સમાન કર્યા; ન = નથી. ] .....૩.

આપનું કરોડો ચંદ્ર સમાન કમનીય મંદસ્મિત જોઈને હે માતા, વિબુધો (દેવો) પણ વિમૂઢ થઈ જાય છે. અરે તારી વક્રદષ્ટિ કોણ સહન કરી શકે તેમ છે? (તે વક્રદષ્ટિ વડે) શું શુંભ વગેરે (રાક્ષસો)ને મગતરા સમાન તેં નથી કર્યા શું? .....૩.

[ મા = નહિ; તે = તારો; અસ્તુ = થાઓ, હો; રોષ: = રોષ, ક્રોધ; વિપથે = અવળે રસ્તે; યદિ = જો; સ્યાં = તો; ગચ્છન્ = ચાલતાં ચાલતાં; પતેયં = પડી જાઉં; યદિ = જો; ધાવ = દોડ; શીઘ્રમ્ = જલદી; યેન = જેનાથી; અમૃત: = અમૃત; સ્યાં = થાઉં; તદુ = તે; નિશ્ચિતં = નિશ્ચિત; મે = મને; બ્રૂહિ = તું બોલ, તું કહે; કુધં = ક્રોધ; સંહર = પાછો ખેંચી લે; ચ = અને; આર્તપે = દુ:ખિયાનું રક્ષણ કરનાર; અમ્બ = હે મા! ] .....૪.

જો હું વિપથગામી (અવળે રસ્તે ચાલનારો) થાઉં તો તારો રોષ ન થાઓ. ચાલતાં ચાલતાં જો હું પડું તો (હે મા!) તું શીઘ્ર દોડજે.

મને એવું કંઈક નિશ્ચિત કહે જેથી હું અમૃતમય બનું. દુ:ખીનું રક્ષણ કરનાર હે મા, (તારો) ક્રોધ પાછો ખેંચી લે. .....૪.

[ જગત્સ્થાવરાન્તં = જંગમ અને સ્થાવરના અંત સુધી; સદેકં = એક માત્ર સત્; ત્વમેવ = તું જ; ગતિ: પ્રાણિનાં = પ્રાણીઓની ગતિ; શુદ્ધ ચૈતન્યમ્ = શુદ્ધ ચૈતન્યમયી; અત્ર = અહીં; મુદા = આનંદ; આદિ = વગેરે; સ્વરૂપે = સ્વરૂપે; ત્વદંશપ્રભાવાત્ = તારા અંશના પ્રભાવથી; જડોડપિ = જડ પણ (અપિ); ઈહ = અહીં; લંઘેત્ = ઓળંગી જાય છે; મૃતિં = મરણને; કોટિશ: = કરોડો; અરમ્ = જલદી, તરત. ] .....૫.

જંગમ અને સ્થાવર સુધી તું જ એક માત્ર સત્ તત્ત્વ છું. અહીં પ્રાણીઓની ગતિ, શુદ્ધ ચૈતન્યમયી તું છો. હે આનંદ વગેરે સ્વરૂપવાળી, તારા અંશના પ્રભાવે કરીને જડ પણ અહીં કરોડો (જન્મ અને) મરણને તરત જ ઓળંગી જાય છે. .....૫.

[ ત્વમ્ = તું; એકા = એક માત્ર; શરણ્યા = શરણ લેવા માટે યોગ્ય છે; ત્વમેકા = તું જ એક; વરેણ્યા = વરેણ્ય (પસંદ કરવા યોગ્ય) છે; ત્વમેકા = તું એક; ઈહ = અહીં; ધન્યા = ધન્ય છે; સદા = હંમેશાં; સત્સુ = સત્પુરુષોથી; માન્યા = માન્ય છો; ત્વમેકા = તું એક જ; વદાન્યા = ઉદારદિલ; ન = નહિ, નથી; ત્વત્ત: = તારા જેવું; અસ્તિ = છે; ચ = અને; અન્યા = બીજું કોઈ; ત્વમેકા = તું એક જ; અગ્રગણ્યાસિ = અગ્રગણ્ય છે; માત: = માતા!; તુ = પાદપૂરક શબ્દ; અનન્યા = અનન્ય છો. ] ..૬.

તું જ એક શરણ માટે યોગ્ય છો, તું જ એક વરેણ્ય (વરવા યોગ્ય) છો. તું જ એક ધન્ય છો અને સદાયે સત્પુરુષોથી માન્ય છો. તું જ એક ઉદારદિલ છો. તારા વિના બીજું કોઈ નથી. તું જ હે માતા! એક માત્ર અગ્રગણ્ય અને અનન્ય છો. .....૬.

[ જગત્કારણં = જગતના કારણરૂપ; યદ્ = જે; વિરિંચિ: = બ્રહ્મા; ત્વમ્ = તું; એવ = જે; હરિ: = વિષ્ણુ; પાલક: = પાલક; અસૌ = આ; ત્વમેવ = તું જ; અસિ = છે; ચ = અને; અમ્બ = હે મા!; શિવ: = શંકર; શાંભવિ = પાર્વતી; ઈહ = અહિંયાં; અસ્તિ = છે; ત્વત્ત: = તારા વિના; ક: = કોણ; અન્ય: = બીજું; વૃથા = નકામું; નામભેદં = નામના ભેદોનું; વિમૂઢા = વિમૂઢ લોકો; ગૃણન્તિ = ગાન કરે છે. ] .....૭.

જગતના કારણરૂપ જે બ્રહ્મા તે તું જ છો અને હે માતા, આ પાલક વિષ્ણુ પણ તું જ છો. આ લોકમાં શિવ અને પાર્વતી પણ તું જ છું. તારા વિના કોણ બીજું છે? વિમૂઢ લોકો નકામા નામના ભેદોનું ગાન કરે છે. .....૭.

[ જયતુ = જય હો; મદનિહન્ત્રી = મદને હણનારી; સ્વ = પોતાના (ભક્ત)નું; ઈષ્ટકર્ત્રી = ઈષ્ટ કરનારી; ઈહ = અહીં; ભર્ત્રી = સ્વામિની; નત = ભક્ત; મલવિનિહર્ત્રી = મળ હણનારી; યોગહૃદ્ = યોગીઓના હૃદયનું; રંગગોપ્ત્રી = રંગનું રક્ષણ કરનારી; અનુપમપદદાત્રી = અનુપમ પદ આપનારી; કલ્પનાતીતગાત્રી = કલ્પનાથી અતીત (પર) ગાત્રોવાળી; ભવતુ = થા; ભવવિધાત્રી = સંસારને ઉત્પન્ન કરનારી; સા = તે; સદા = હંમેશાં; મે = મમ = મારું; અત્ર = અહીં; પાત્રી = રક્ષણ કરનારી. ] .....૮.

મદને હણનારી, પોતાના(ભક્ત)નું ઈષ્ટ કરનારી, સ્વામિની, ભક્તોના મળને હણનારી, યોગીઓના હૃદયના રંગનું રક્ષણ કરનારી, અનુપમ પદને આપનારી, કલ્પનાથી અતીત ગાત્રોવાળી, ભવવિધાત્રી (સંસારને ઉત્પન્ન કરનારી) સદા સર્વદા મારું રક્ષણ કરનારી થા. ...૮.

[ અમ્બા = અંબા; સા = તે; વરદા = વરદ, વર દેનારી; સદા = હંમેશાં; ભવતુ = થાવ; મે = મને; હિ = ખરેખર; અમ્બાં = અંબાને; પ્રપદ્યે = શરણું લઉં છું; મુદા = આનંદપૂર્વક; દૈત્યાઃ = દૈત્યોને; ચ = અને; અંબિકયા = અંબિકા દ્વારા; હતાઃ = માર્યા, મરાયા; ખલુ = ખરેખર; યયા = જેનાથી; અમ્બાયૈ = અંબિકાને; ચ = અને; તસ્યૈ = તેને; નમઃ = નમસ્કાર હો; અમ્બાયાઃ = અંબાના; તુ = પાદપૂરક શબ્દ; પરં = સિવાય; ન = નથી; તારકમ્ = તારનાર, તારક; ઈહ = અહીં; અમ્બાયાઃ = અંબાનો; વિધેયઃ = સેવક; અસ્મિ = છું; અહમ્ = હું; અમ્બાયાં = અંબામાં; વિલયં = વિલય; સદા = હંમેશાં; એતુ = પામો; ચ = અને; મનઃ = મન; ભો = હે; રંગમ્ = રંગનો; અમ્બ = હે અંબા!; ઉદ્ધર = (તું) ઉદ્ધાર કર. ] .....૯.

તે અંબા મારે માટે સદા વરદ બનો. હું આનંદપૂર્વક અંબાને શરણે જાઉં છું. જે અંબિકાએ દૈત્યોને માર્યા તે અંબિકાને નમસ્કાર હો! અંબા સિવાય અહીં બીજું કોઇ તારક નથી. હું અંબાનો જ સેવક છું. અંબામાં જ મારું મન સદા વિલય પામો. હે અંબા! તું રંગનો ઉદ્ધાર કર. ૯.

## ૩૦. <u>નર્મદાગીતમ્ ।</u> (રાગ: દેશ)

વન્દે નર્મદામ્ ।
સુખદાં સુમદાં સુરનરવન્દિતાં સર્વકામદાં શર્મદામ્ ।।
...વન્દે. ।।ધ્રુ.।।

ઉજ્જવલાંગીં નતજનતારિણીં
તૂર્ણગામિનીં જનવનવારિણીમ્ ।
તરંગિણીં તતતટશોભિનીં
સુમદાં વરદાં કર્મદામ્ ।। ...વન્દે. ।।૧।।

કોટિકન્દર્પમદવારિણીં વારુણીમ્
ઉચ્ચકલ્લોલકલભાષિણીં ભામિનીમ્ ।
મત્સ્યકચ્છાદિગતિદાયિનીં દામિનીં
સુહાસિનીં શિવહરનન્દિનીં
મતિદાં ગતિદાં ભર્મદામ્ ।। ...વન્દે. ।।૨।।

ભુક્તિમુક્તિપ્રદાં '**રંગ**'મોદપ્રદાં
દુષ્ટજનદુ:ખદાં ભક્તજનસૌખ્યદામ્।
કલિમલૌઘાપહાં ત્રિવિધતાપાપહાં
શિવાત્મજાં જનિમૃતિભંજિકાં
પરદાં ફલદાં હર્મ્યદામ્ ।। ...વન્દે. ।।૩।।

ઇતિ શ્રીદત્તપાદારવિન્દમિલિન્દબ્રહ્મચારિપાણ્ડુરઙ્ગ (રઙ્ગ અવધૂત) મહારાજવિરચિતં નર્મદાગીતં સમ્પૂર્ણમ્ ।

❀

### શબ્દાર્થ

[ વન્દે = (હું) વંદન કરું છું; નર્મદામ્ = નર્મદાને; સુખદાં = સુખ આપનારી; સુમદાં = પુષ્પ (સુમ) આપનારી; સુર = દેવ; નર = મનુષ્યો; વન્દિતાં = વંદન કરાયેલી; સર્વકામદાં = સર્વકામપ્રદ; શર્મદાં = આનંદ આપનારી. ] .....ધ્રુવ.

## અર્થ

### નર્મદાને હું વંદન કરું છું.

સુખ આપનારી, ફૂલ-પુષ્પ આપનારી, દેવો અને મનુષ્યોથી વંદન કરાયેલી, સર્વકામપ્રદ અને આનંદ આપનારી એવી નર્મદાને હું વંદન કરું છું. .....ધ્રુવ.

[ ઉજ્જવલાંગી = ઉજ્જવળ અંગવાળી; નતજન = શરણે આવેલાને, પ્રણત જનને; તારિણીં = તારનારી; તૂર્ણ = જલદીથી; ગામિનીં = વહેનારી; જનવન = માનવને અને વનને; વારિણીમ્ = પાણી આપનારી; તરંગિણીં = તરંગવાળી; તત = વિસ્તૃત; તટ = કિનારો; શોભિનીં = શોભતી; સુમદાં = અત્યંત (સુ) મદવાળી (મદાં); વરદાં = વરદાન દેનારી; કર્મદામ્ = કર્મના બંધનને તોડનારી; વન્દે નર્મદામ્ = એવી નર્મદાને હું વંદન કરું છું. ] .....૧.

ઉજ્જવળ અંગવાળી, પ્રણતજનોને તારનારી, જલદીથી વહેનારી, જન અને વનને પાણી આપનારી, તરંગવાળી, વિસ્તૃત તટથી શોભતી, અત્યંત મદવાળી, વરદાન આપનારી, કર્મના બંધનને તોડનારી એવી નર્મદાને હું વંદન કરું છું. .....૧.

[ કોટિ = કરોડો; કન્દર્પ = કામદેવ; મદવારિણીં = મદનું વારણ કરનારી; વારુણીમ્ = પશ્ચિમ દિશામાં વહેનારી; ઉચ્ચ = ઊંચા, મોટાં; કલ્લોલકલભાષિણીં = મોજાં (કલ્લોલ, આનંદ) વડે મધુર અવાજ કરનારી; ભામિનીમ્ = સ્ત્રી સ્વરૂપ; મત્સ્ય = માછલાં (વિષય લોલુપતારૂપી); કચ્છ = કાચબા (સંયમી); આદિ = વગેરે; ગતિદાયિનીં = ગતિ આપનારી; દામિનીં = વીજળી; સુહાસિનીં = સુંદર હાસ્ય કરનારી; શિવહર = કલ્યાણપ્રદ શંકરની; નન્દિનીં = પુત્રી; મતિદાં = મતિ આપનારી; ગતિદાં = ગતિ આપનારી; ભર્મદામ્ = આશ્રય આપનારી; વન્દે નર્મદામ્ = હું નર્મદાને વંદન કરું છું. ] .....૨.

કરોડો કામદેવના મદનું વારણ કરનારી, પશ્ચિમ દિશામાં વહેનારી, મોટાં મોજાં (આનંદ) વડે મધુર અવાજ કરનારી, સ્ત્રીસ્વરૂપ, માછલાં (વિષય લોલુપતા) અને કાચબા (સંયમી) વગેરેને ગતિ આપનારી, વીજળી જેવી શોભતી, સુંદર હાસ્ય કરનારી, કલ્યાણપ્રદ હરની પુત્રી, મતિ આપનારી, ગતિ આપનારી, આશ્રય આપનારી એવી નર્મદાને હું વંદન કરું છું. .....૨.

[ ભુક્તિ = દુનિયાના ભોગો; મુક્તિ = મુક્તિ, મોક્ષ; પ્રદાં = આપનારી; રંગમોદપ્રદાં = '**રંગ**'ને આનંદ આપનારી; દુષ્ટજનદુખદાં = દુષ્ટજનોને દુઃખ દેનારી; ભકતજનસૌખ્યદામ્ = ભકતજનોને સુખ આપનારી; કલિમલ = કળિયુગના મળને; ઔઘ = સમૂહ; અપહાં = દૂર કરનારી; ત્રિવિધતાપાપહાં = ત્રિવિધ તાપનો નાશ કરનારી; શિવાત્મજાં = શિવની પુત્રી (આત્મજા); જનિમૃતિભંજીકાં = જન્મમરણને તોડનારી (ભંજિકાં); પરદાં = પર(બ્રહ્મ)ને આપનારી; ફલદાં = ફળ આપનારી; હર્મ્યદામ્ = નિવાસ દેનારી; વન્દે નર્મદામ્ = નર્મદાને (હું) વંદન કરું છું. ] .....૩.

ભુકિત અને મુકિત આપનારી, રંગને આનંદ આપનારી, દુષ્ટજનોને દુઃખ દેનારી, ભકતજનોને સુખ આપનારી, કળિના મળના સમૂહને દૂર કરનારી, ત્રિવિધ તાપનો નાશ કરનારી, શિવની પુત્રી, જન્મમરણને તોડનારી, પર(બ્રહ્મ)ને આપનારી, ફળ દેનારી, નિવાસ દેનારી એવી નર્મદાને હું વંદન કરું છું. .....૩.

## ૩૧. શ્રીદત્તસ્તોત્રમ્ । (રાગ: ભૈરવી)

ગિરનારગિરૌ રમ્યે પાદુકારૂપિણં વિભુમ્ ।
દત્તાત્રેયમહં વન્દે ભુક્તિમુક્તિપ્રદાયકમ્ ।।૧।।

ગોરક્ષગર્વહન્તારં નવનાથપરિષ્ટુતમ્ ।
યોગીધ્યેયં યોગગમ્યં યોગૈશ્વર્યવિભૂષિતમ્ ।।૨।।

જટાધરં જાગરૂકં કાલકાલં મહાનલમ્ ।
ભવરોગહરં શર્વં સિદ્ધવૃન્દૈઃ સુસેવિતમ્ ।।૩।।

ભકતકામૈકકલ્પદ્રું ભકતચિત્તૈકવાહકમ્ ।
ભકતભાવૈકભોક્તારં ભકતલજ્જૈકરક્ષકમ્ ।।૪।।

હર્તારં સર્વદુઃખાનાં દાતારં સર્વસમ્પદામ્ ।
ભર્તારં સ્વાત્મભકતાનાં ગોપ્તારં સર્વસંકટાત્ ।।૫।।

વિશ્વાત્માનં વિશ્વરૂપં નીરૂપં દિવ્યરૂપકમ્ ।
અનિકેતં વિશ્વકેતં સચ્ચિદાનન્દવિગ્રહમ્ ॥૬॥

દ્વૈતાદ્વૈતવિનિર્મુક્તં નિર્દ્વન્દ્વં નિષ્પરિગ્રહમ્ ।
નાનારૂપધરં વેદ્યં વેદ્યાવેદ્યપરં હરમ્ ॥૭॥

કારુણ્યાબ્ધિં કલાસારં શિવં સત્યૈકસુન્દરમ્ ।
કલ્યાણૈકપરં દેવં સ્થાણુરૂપં સુનિર્મલમ્ ॥૮॥

ભવરોગનિહન્તારમ્ અવધૂતં દિગમ્બરમ્ ।
સર્વદેવમયં શાન્તં રંગે **રંગ**નિવર્તકમ્ ॥૯॥

દત્તસ્તોત્રમિદં દત્ત-દત્તચિત્તેન યઃ પઠેત્ ।
દત્તઃ સ્વાત્મૈવ તસ્મૈ સ્યાદત્રયે વિભુના યથા ॥૧૦॥

❀

## શબ્દાર્થ

[ ગિરનારગિરૌ = ગીરનારના પર્વત ઉપર; રમ્યે = રમ્ય; પાદુકારૂપિણં = પાદુકાસ્વરૂપ; વિભુમ્ = પરમાત્મા; દત્તાત્રેયમ્ = દત્તાત્રેયને; અહં = હું; વન્દે = વંદન કરું છું; ભુક્તિમુક્તિ = સંસારના ભોગો અને મુક્તિ; પ્રદાયકમ્ = આપનાર. ] ...૧.

## અર્થ

રમ્ય ગિરનાર પર્વત ઉપર પાદુકાસ્વરૂપ પરમાત્મા અને ભુક્તિમુક્તિને આપનાર એવા દત્તાત્રેયને હું વંદન કરું છું. .....૧.

[ ગોરક્ષ = ગોરખનાથ; ગર્વહન્તારં = ગર્વનો નાશ કરનાર; નવનાથ = નવનાથ; પરિષ્ટુતમ્ = સ્તુતિ કરાતા; યોગીધ્યેયં = યોગીઓના ધ્યેયરૂપ; યોગગમ્યં = યોગથી જાણી શકાય એવા; યોગૈશ્વર્યવિભૂષિતમ્ = યોગના ઐશ્વર્યથી વિભૂષિત. ] ૨.

ગોરખના ગર્વનો નાશ કરનાર, નવનાથ દ્વારા સ્તુતિ કરાતા, યોગીઓના ધ્યેયરૂપ, યોગથી જ જાણી શકાય એવા અને યોગના ઐશ્વર્યથી વિભૂષિત (એવા દત્તાત્રેયને હું વંદન કરું છું). .....૨.

[ જટાધરં = જટા ધારણ કરનાર; જાગરૂકં = જાગરૂક; કાલકાલં = કાળના પણ કાળ; મહાનલમ્ = મહા અગ્નિસ્વરૂપ; ભવરોગહરં = ભવરોગને હરનારા; શર્વં = શંભુરૂપ; સિદ્ધવૃન્દૈ: = સિદ્ધોની ટોળીથી; સુસેવિતમ્ = સારી રીતે સેવાએલા. ] ૩.

**જટા ધારણ કરનાર, જાગરૂક, કાળના પણ કાળ, મહા અગ્નિસ્વરૂપ, ભવરોગને હરનારા, શંભુરૂપ, સિદ્ધોની ટોળીથી સારી રીતે સેવાયેલા (એવા દત્તાત્રેયને હું વંદન કરું છું). .....૩.**

[ ભકતકામૈકકલ્પદ્રું = ભકતની કામનાના એક માત્ર કલ્પવૃક્ષ; ભકતચિન્તૈકવાહકમ્ = ભકતોની ચિંતાના એક માત્ર વાહક; ભકતભાવૈકભોક્તારં = ભકતના ભાવને જ આરોગનાર (ભોકતારં); ભકતલજ્જૈકરક્ષકમ્ = ભકતોની લજ્જાના એક માત્ર રક્ષણહાર. ] .....૪.

**ભકતની કામનાના એક માત્ર કલ્પવૃક્ષ, ભકતોની ચિંતાના એક માત્ર વાહક, ભકતોના ભાવને જ એક માત્ર આરોગનાર અને ભકતોની લજ્જાના એક માત્ર રક્ષણહાર (એવા દત્તાત્રેયને હું વંદન કરું છું). .....૪.**

[ હર્તારં = હરી લેનાર; સર્વદુ:ખાનાં = બધા દુ:ખોને; દાતારં = આપનાર; સર્વસમ્પદામ્ = સર્વ સંપત્તિને; ભર્તારં = પોષણ કરનાર; સ્વાત્મભકતાનાં = પોતાના ભકતોનું; ગોપ્તારં = રક્ષણ કરનાર; સર્વં = બધા; સંકટાત્ = સંકટોમાંથી. ] .....૫.

**સર્વ દુ:ખોને હરનાર, સર્વ સંપત્તિને આપનાર, પોતાના ભકતોનું પોષણ કરનાર અને બધા સંકટોમાંથી રક્ષણ કરનાર (એવા દત્તાત્રેયને હું વંદન કરું છું). .....૫.**

[ વિશ્વાત્મનં = વિશ્વાત્મા; વિશ્વરૂપં = વિશ્વરૂપ; નીરૂપં = અરૂપ, રૂપ વિનાના; દિવ્યરૂપકમ્ = દિવ્ય રૂપવાળા; અનિકેતં = અનિકેત, રહેવાના સ્થાન વિનાના; વિશ્વકેતં = વિશ્વકેતં (ઘર); સચ્ચિદાનંદવિગ્રહમ્ = સચ્ચિદાનંદ સ્વરૂપ. ] .....૬.

**વિશ્વાત્મા, વિશ્વરૂપ, અરૂપ, દિવ્યરૂપવાળા, અનિકેત, વિશ્વકેત અને સચ્ચિદાનંદસ્વરૂપ (એવા દત્તાત્રેયને હું વંદન કરું છું). .....૬.**

[ દ્વૈતાદ્વૈત = દ્વૈત અને અદ્વૈત; વિનિર્મુકતં = નિર્મુકત, મુકત; નિર્દ્વન્દ્વં = દ્વંદ્વ રહિત; નિષ્પરિગ્રહમ્ = પરિગ્રહ વિનાના; નાનારૂપધરં = અનેક રૂપ ધરનાર; વેદ્યં = જાણવા યોગ્ય; વેદ્યાવેદ્યપરં = જાણવા યોગ્ય અને અજાણવા યોગ્યથી પર; હરમ્ = હરસ્વરૂપ. ] .....૭.

દ્વૈત અને અદ્વૈતથી નિર્મુક્ત, દ્વન્દ્વરહિત, પરિગ્રહ વિનાના, અનેક રૂપ ધારણ કરનાર, જાણવા યોગ્ય, જાણવા યોગ્ય અને અજાણવા યોગ્યથી પર અને હરસ્વરૂપ (એવા દત્તાત્રેયને હું વંદન કરું છું). ....૭.

[ કારુણ્યાબ્ધિં = કરુણાના સાગર; કલાસારં = કલાના સારરૂપ; શિવં સત્યૈક સુન્દરમ્ = સત્ય, શિવ અને સુંદર; કલ્યાણૈકપરં = એક માત્ર કલ્યાણ કરનાર; દેવં = દેવ; સ્થાણુરૂપં = શિવસ્વરૂપ; સુનિર્મલમ્ = એકદમ નિર્મલ. ] .....૮.

કરુણાના સાગર, કલાના સારરૂપ, સત્ય, શિવ અને સુંદર, એક માત્ર કલ્યાણ કરનાર દેવ, શિવસ્વરૂપ અને એકદમ નિર્મળ (એવા દત્તાત્રેયને હું વંદન કરું છું). .....૮.

[ ભવરોગનિહન્તારમ્ = સંસારરોગને હણનાર; અવધૂતં = અવધૂત; દિગમ્બરમ્ = દિગંબર; સર્વદેવમયં = સર્વદેવમય; શાન્તં = શાંત; રંગે = રંગના; રંગનિવર્તકમ્ = સંસારનો અંત લાવનાર. ] .....૯.

સંસારરોગને હણનાર, અવધૂત, દિગંબર, સર્વદેવમય, શાંત અને '**રંગ**'ના સંસારનો અંત લાવનાર (એવા દત્તાત્રેયને હું વંદું છું). .....૯.

[ દત્તસ્તોત્રમ્ = દત્તનું સ્તોત્ર; ઈદં = આ; દત્ત = આપ્યું, અપાયું; દત્તચિત્તેન= દત્તમાં ચિત્ત રાખીને; ય: = જે; પઠેત્ = પાઠ કરશે; દત્ત: સ્વાત્મૈવ = દત્તે પોતાનો આત્મા; તસ્મૈ = તેને; સ્યાદ્ = આપશે; અત્રયે = અત્રિ મુનિને; વિભુના = પરમાત્માએ; યથા = જેમ. ] .....૧૦.

દત્તમાં ચિત્ત રાખીને આ દત્તસ્તોત્રનો જે પાઠ કરશે તેને જેમ પરમાત્માએ અત્રિને પોતાનો આત્મા આપ્યો તેમ તેને પણ (પોતાનો આત્મા) આપશે. .....૧૦.

ઈતિ શ્રીદત્તપાદારવિન્દમિલિન્દબ્રહ્મચારિપાણ્ડુરઙ્ગ (રઙ્ગ અવધૂત) મહારાજવિરચિતં દત્તસ્તોત્રં સમ્પૂર્ણમ્ ।

## ૩૨. શક્ત્યાવાહનમ્ ।
## [શક્તિ (અંબા)નું આવાહન]

માતશ્ચામ્બે જાગૃહિ જાગૃહિ નાશચિતું ભારતમેતદ્ ।
ધાવન્ત્યસુરા ઉન્મત્તાસ્તે કિં શેપે નો પશ્યતિ કિમ્ ।।**હૌં**।।

શુમ્ભનિશુમ્ભૌ મહિષશ્ચાઉ રક્તપિપાસવ આ: સર્વે ।
નિર્દોષાન્ બાલાંસ્તે ઘ્નન્તિ ગર્જન્ત્યુચ્ચૈર્નો શૃણુષે ।।**જૂઁ**।।

ક્વ ગતં ચક્રં શૂલમમોઘં નિસ્તેજા હ્યસિધારા કિમ્?
પ્રેરય સદ્બુદ્ધિં રિપુપક્ષે ભ્રષ્ટવિવેકે દુર્વૃત્તે ।।**સઃ**।।

સામ્ના નો ચેદ્ દણ્ડેનૈતાન્ ઘાતય ઘાતય ચામુણ્ડે ।
મુણ્ડ મુણ્ડ મુણ્ડાન્યેતેષાં પ્રજવાલય દુર્ગાસ્તેષામ્ ।।**મૃ**।।

કિં શસ્ત્રાસ્ત્રૈરેકોઽલં તે દૃષ્ટિક્ષેપો દગ્ધું તાન્ ।
ઉત્તિષ્ઠાદ્યે યોગસમાધિં ત્યક્વોન્મીલય નેત્રં દ્રાક્ ।।**ત્યોર્**।।

ત્વરય ત્વરય વિલમ્બોઽયુક્તો ધાવ ધાવ માત: શીઘ્રમ્ ।
દર્શય તે વદનં નતતારિણિ કુરુ કરુણામકભીતિહરે ।।**મુ**।।

દુર્ગે દુષ્ટનિબર્હિણિ સજ્જનપાલિનિ દુર્ઘટઘાટિની ભો:।
વિજયવિદાયિનિ વૈભવકારિણિ સંકટનાશિનિ
જયવિજયે ।।**ક્ષી**।।

સ્વસ્થં સ્યાન્નિષ્કણ્ટકમેતદ્ ભારતમીશે તે દૃષ્ટયા ।
દેહિ પદં શાશ્વતમન્ત: શં પાહિ જગદ્ધે જગદમ્બ ।।**ય**।।

ભિક્ષત એતદ્ વારંવારં ભવરુગ્ણોઽયં રઙ્ગાર્ભ: ।
પૂર્વૈશ્વર્યયુતં નિર્ભીકં દૃષ્ટ્વા દેશમિતો યાયાત્ ।।**માઽ**।।

ઐં હ્રીં ક્લીં ચામુણ્ડાયૈ વિચ્ચે વિચ્ચે ચામુણ્ડાયૈ ।
શ્રુત્વૈવ પ્રાદુરભવદમ્બા સ્મિતવદના ગુંજત્યેવમ્ ।।**મૃ**।।

**કા ચિન્તા તે પાર્શ્વસ્થાઽહં નિત્યસહાયા વીરાણામ્ ।**
**વિજયોઽસ્માકં નિશ્ચિનુ નિશ્ચિનુ જય ભારત**
**જય હિન્દ સદા ॥તાત્॥**

❀

## શબ્દાર્થ

[ માતઃ = હે મા!; ચ = અને; અમ્બે = હે અંબા!; જાગૃહિ જાગૃહિ = જાગ,જાગ!; નાશયિતું = નાશ કરી નાંખવા; ભારતમ્ = ભારત દેશને; એતદ્ = આ; ધાવન્તિ = દોડે છે; અસુરાઃ = રાક્ષસો; ઉન્મત્તાઃ = ઉન્મત્ત બનીને; તે = તારી; કિં = કેમ; શેષે = ઊંઘે છે?; નો પશ્યસિ કિમ્= જોતી કેમ નથી? ] .....૧.

## અર્થ

હે મા! હે અંબે! જાગ જાગ! તારી આ ભારતભૂમિને ખેદાનમેદાન કરી નાંખવા કેવળ ભૌતિકતામાં રાચનાર એ ઉન્મત્ત અસુરોનાં ટોળાં ધસી રહ્યા છે. હે મા! તું ઊંઘે છે કેમ? તું આ બધું નથી જોતી શું? .....૧.

[ શુમ્ભનિશુમ્ભૌ = શુંભ અને નિશુંભ; મહિષઃ = મહિષાસુર; ચાઉ = ચાઉ-એન-લાઈ; રક્તપિપાસવ = લોહી પીવા માટે તરસ્યા; આઃ = અરેરે!; સર્વે = બધા; નિર્દોષાન્ = નિર્દોષ; બાલાન્ = બાળકોને; તે = તારા; ઘ્નન્તિ = હણે છે, મારી નાંખે છે; ગર્જન્તિઃ = ગર્જે છે; ઉચ્ચૈઃ = મોટે મોટેથી; નો = નહિ; શુણુષે = (તું) સાંભળે છે? ] .....૨.

પેલા મહિષાસુર ચાઉ અને એના સાગરિતો એવા શુંભ-નિશુંભ અરેરે! બધા જ લોહી પીવા તરસ્યા થયા છે. તારા બાલુડાંનું લોહી પીવા ઊંચાનીચા થઈ રહ્યા છે. તારાં નિર્દોષ બાલુડાંને (તારી નજર સામે જ) હણી રહ્યા છે. એમની અહં અહંની મોટી ગર્જનાઓ તું સાંભળે છે કે નહિ? (તારે કાને નથી અથડાતી શું?) .....૨.

[ ક્વ = ક્યાં; ગતં = ગયા; ચક્રં = સુદર્શન ચક્ર; શૂલમ્ = ત્રિશૂળ; અમોઘં= અમોઘ, નિષ્ફળ ન જાય એવું; નિસ્તેજા = ધાર વિનાની, બુઠ્ઠી; હિ = સાચે જ; અસિધારા = તલવાર (અસિ)ની ધાર; કિમ્ = શું? પ્રેરય = પ્રેર; સદ્બુદ્ધિં = સદ્બુદ્ધિ; રિપુ= શત્રુ; પક્ષે = પક્ષે; ભ્રષ્ટવિવેકે = વિવેકભ્રષ્ટ; દુવૃત્તે = દુષ્ટાચારમાં ધસી રહેલા. ] .....૩.

હે મા! તારું ચક્ર ક્યાં ગયું? ક્યાં ગયું તારું અમોઘ ત્રિશૂળ? તારી તલવારની ધાર બુઠ્ઠી થઇ ગઇ કે શું? વિવેકભ્રષ્ટ થઇ દુષ્ટાચારમાં ધસી રહેલા એ શત્રુપક્ષને હે મા! તું સદ્‌બુદ્ધિ પ્રેર. .....૩.

[ સામ્ના = સામથી, સમજાવવાથી; નો = નહિ; ચેદ્ = જો; દણ્ડેન = દંડથી, શિક્ષા કરીને; એતાન્ = આ બધાને; ઘાતય ઘાતય = હણી નાંખ, મારી નાંખ; ચામુણ્ડે= હે ચામુંડા!; મુણ્ડ મુણ્ડ મુણ્ડાન્ = મસ્તકો ઊડાવ ઊડાવ; એતેષાં = એમનાં, એ બધાનાં; પ્રજ્વાલય = જલાવી દે; દુર્ગાન્ = કોટ-કિલ્લાઓ; તેષામ્ = તેમનાં. ] .૪.

જો તેઓ સામથી સમજે તો ઠીક છે નહિ તો હે ચામુંડે! એમને કડકમાં કડક શિક્ષા કર. દંડથી તેમનો નાશ કર. તે બધાને હણી નાંખ. ઉડાવ ઉડાવ તેમના મસ્તકો. તેમના કોટ-કિલ્લાઓને સંપૂર્ણ રીતે જલાવી દે. (સામ, દામ, ભેદ અને દંડ પૈકી દામ અને ભેદ આપણને શોભે નહિ.) .....૪.

[ કિં = શા માટે, શું કામ છે?; શસ્ત્રાસ્ત્રૈ: = શસ્ત્ર અને અસ્ત્રોનું; એક: = એક માત્ર; અલં = બસ છે, પૂરતું છે; તે = તારો; દૃષ્ટિક્ષેપ: = દૃષ્ટિક્ષેપ, નજર નાંખવા માત્ર; દગ્ધું = બાળી નાંખવા માટે; તાન્ = તેઓને; ઉત્તિષ્ઠ = ઊભી થા; આદ્યે = હે આદ્યશક્તિ; યોગસમાધિં = યોગસમાધિને; ત્યક્ત્વા = છોડીને, ત્યજીને; ઉન્મીલય = ઉઘાડ; નેત્રં = આંખ, નયન; દ્રાક્ = તરત. ] .....પ.

પણ અરે! તને શસ્ત્રોનું અને અસ્ત્રોનું શું કામ છે? તેમને જીવતા સળગાવી મૂકવા તારો એક દૃષ્ટિક્ષેપ માત્ર બસ છે. (માટે) હે આદિમાયા! હે આદ્યશક્તિ! યોગસમાધિ છોડીને તું ઊઠ. તારાં નેત્રને જલદી જલદી ઉઘાડ (જલદી આંખ ખોલ). .....પ.

[ ત્વરય ત્વરય = ઝડપ કર, ઝડપ કર; વિલમ્બ: = વિલંબ, ઢીલ; અયુક્ત:= અયોગ્ય; ધાવ ધાવ = દોડ, દોડ; માત: = હે મા!; શીઘ્રમ્ = જલદી, તરત; દર્શય= બતાવ, દર્શન કરાવ; તે = તારું; વદનં = મુખ; નતતારિણિ = શરણે આવેલના (ભક્ત)ને તારનાર; કુરુ = કરો (વર્ષાવ); કરુણામ્ = કરુણા; અકભીતિહરે = દુ:ખ (અક) અને ભયનું હરણ કરનાર. ] .....૬.

હે શરણાગતનું રક્ષણ કરનાર! હે મા! તું જલદી કર, ઝડપ કર. હવે વિલંબ યોગ્ય નથી. હે મા! તું જલદી દોડ. જલદી દોડી આવ. હે ભક્તજનતારિણી! તારા મુખનાં દર્શન આપ. હે દુ:ખ અને ભીતિ હરનાર! તું કરુણા વર્ષાવ. .....૬.

[ દુર્ગે = હે દુર્ગા!; દુષ્ટનિબર્હિણી = દુષ્ટનો વિનાશ કરનારી; સજ્જનપાલિનિ= સજ્જનનું પાલન કરનારી; દુર્ઘટઘાટિનિ = અશક્ય (દુર્ઘટ)ને શક્ય બનાવનારી (ઘાટિનિ); ભો: = હે; વિજય વિદાયિનિ = હે વિજય આપનાર (વિદાયિનિ); વૈભવકારિણિ = હે વૈભવકારિણિ (દેનારી); સંકટનાશિનિ = સંકટનો નાશ કરનારી; જય વિજયે = હે વિજયા (વિજયે)! તારો જય હો. ] .....૭.

હે દુષ્ટવિનાશિની! હે સજ્જનપાલિનિ! હે દુર્ઘટઘાટિનિ દુર્ગે! હે વિજયવિદાયિનિ! વૈભવકારિણિ! સંકટનાશિનિ! હે વિજયે! તારો જયજયકાર હો. .....૭.

[ સ્વસ્થ: = સ્વસ્થ; સ્યાત્ = હો, બનો; નિષ્કણ્ટકમ્ = નિષ્કંટક; એતદ્ = આ; ભારતમ્ = ભારત દેશ; ઈશે = હે ઈશ્વરિ!; તે દષ્ટયા = તારી દષ્ટિથી; દેહિ = આપ; પદં = સ્થાન; શાશ્વતમ્ = ચિરકાલીન; અન્ત: = છેવટે; શં = સુખ, કલ્યાણ; પાહિ = તું રક્ષણ કર; જગદ્ધે = જગત્ + હે; જગદમ્બ = હે જગદંબા! ] .....૮.

હે ઈશ્વરિ! તારી દષ્ટિ (નજરમાત્ર)થી આ ભારત સ્વસ્થ અને નિષ્કંટક બનો. હે જગદમ્બે! આ જગતને ઉગારી લે અને છેવટે શાશ્વત પદ અને સુખ આપ. .....૮.

[ ભિક્ષત = યાચે છે, માગે છે; એતદ્ = આ; વારંવારં = વારે વારે; ભવરુગ્ણ:= સંસારના રોગથી; અયં = આ; રંગાર્ભ: = રંગ + અર્ભ: = રંગ બાળ (અર્ભ:); પૂર્વ = પહેલા જેવું; ઐશ્વર્યયુતં = ઐશ્વર્યયુક્ત; નિર્ભીકં = નિર્ભય; દષ્ટવા = જોઈને; દેશમ્ = દેશને; ઈત: = અહીંથી; યાયાત્ = જાઉં, પ્રાણ ત્યજું. ] .....૯.

સંસારના રોગથી દુ:ખિત તારો બાળ આ રંગ વારંવાર આ જ યાચે છે કે મા-ભોમ ભારતને પૂર્ણ ઐશ્વર્યથી યુક્ત અને સંપૂર્ણ નિર્ભય થયેલો જોઈને જ અહીંથી જાઉં- પ્રાણ છોડું. .....૯.

[ ઐં હ્રીં ક્લીં ચામુણ્ડાયૈ વિચ્ચે વિચ્ચે ચામુણ્ડાયૈ । આ બીજ મંત્રો છે.]

[ શ્રુત્વા = સાંભળીને; ઈવ = જાણે કે; પાદુરભવદમ્બા = મા અમ્બા પ્રગટ (પ્રાદુ:) થયા (અભવત્); સ્મિતવદના = આછું હાસ્ય વેરતાં વેરતાં; ગુંજતિ = ગુંજી રહ્યા, ગાઈ રહ્યા; એવમ્ = એમ. ] .....૧૦.

ઐં હ્રીં ક્લીં ચામુણ્ડાયૈ વિચ્ચે વિચ્ચે ચામુણ્ડાયૈ ।

એ સાંભળીને જ જાણે કે મા અમ્બા પ્રગટ થયાં. આછું હાસ્ય વેરતાં વેરતાં એ આમ ગુંજી રહ્યા- ગાજી રહ્યા. .....૧૦.

[ કા ચિન્તા = શી ચિંતા?; તે = તારી; પાર્શ્વસ્થા = પાછળ ઊભી છું; અહં= હું; નિત્યસહાયા = હંમેશાં મદદરૂપ બનતી; વીરાણામ્ = વીરોને; વિજય: = વિજય;

અસ્માકં = આપણો; નિશ્ચિનુ નિશ્ચિનુ = નિશ્ચિત, ચોક્કસ; જય ભારત = ભારતનો જય હો!; જય હિન્દ = હિન્દનો જય હો!; સદા = હંમેશાં. ] .....૧૧.

તારે શાની ચિંતા? હું તારી પાછળ ઊભી છું (અને) વીરોને નિત્ય સહાય કરનારી છું. વિજય આપણો જ છે. નિઃશંકપણે વિજય આપણો જ છે. ભારતનો સદા જયજયકાર હો! જયહિન્દ. .....૧૧.

## ૩૩. સર્વે પૂજ્યન્તામ્ ।

મા યાહિ સ્વપ્નેઽપીહ ત્વં ત્યક્વાઽનાથં મામ્ ।
ભગવન્! ત્યક્ત્વાઽનાથં મામ્ ।
યાદક્ તાદક્ તેઽહં તેઽહં મા યાહીતસ્ત્વમ્ ।।ધ્રુવ.।।

દુ:શીલ: શીલી વા ભગવન્ પ્રાપન્નોઽહં ત્વામ્ ।
ભગવન્ પ્રાસન્નોઽહં ત્વામ્ ।
પશ્યેયં નો ત્વત્તોઽન્યદ્ યત્ કલ્પદ્રુસ્વારાટ્. ...મા.।।૧।।

ભેદો ન સ્યાત્ ખેદો ન સ્યાત્ તૃણમોહો ન સ્યાત્ ।
ભગવન્! તૃણમોહો ન સ્યાત્ ।
લીનં મે ચિત્તં તે ચરણે ભૂયાદ્ ભૂમન્ દ્રાક્. ...મા.।।૨।।

દષ્ટિર્યત્ર ક્વાપિ બ્રહ્મન્ ભ્રાન્તેયં ભ્રમ્યાત્ ।
ભગવન્! ભ્રાન્તેયં ભ્રમ્યાત્ ।
પશ્યેયં તે રૂપં હ્યેકં માંગલ્યં સાક્ષાત્. ...મા.।।૩।।

મા મે વૈરં સ્નેહાસક્તિ: કેનાપીહ સ્યાત્ ।
ભગવન્! કેનાપીહ સ્યાત્ ।
કોઽહં સોઽહં વિસ્મૃત્યાયં રઙ્ગોઽરઙ્ગ: સ્યાત્. ...મા.।।૪।।

શાન્તિં પુષ્ટિં તુષ્ટિં સર્વે લબ્ધ્વા મોદન્તામ્ ।
ભગવન્! લબ્ધ્વા મોદન્તામ્ ।
અન્યોન્યં દેવં મત્વૈવં સર્વે પૂજ્યન્તામ્. ...મા.।।૫।।

ઇતિ શ્રીદત્તપાદારવિન્દમિલિન્દબ્રહ્મચારિપાણ્ડુરઙ્ગ (રઙ્ગ અવધૂત) મહારાજવિરચિતં સર્વે પૂજ્યન્તામ્-ગીતં સમ્પૂર્ણમ્ ।

❀

## શબ્દાર્થ

[ મા = નહિ; યાહિ = જઈશ; સ્વપ્ને = સ્વપ્નમાં; અપિ = પણ; ઈહ = અહીં; ત્વં = તું; ત્યક્ત્વા = છોડીને; અનાથં = અનાથ એવા; મામ્ = મને; ભગવન્ = હે ભગવાન!; ત્યક્ત્વા = છોડીને; અનાથં = અનાથ એવા; મામ્ = મને; યાદૃક્ તાદૃક્ = જેવો તેવો; તે = તારો; અહં = હું; મા = નહિ; યાહિ = જઈશ; ઈતઃ = અહીંથી; ત્વમ્ = તું. ] .....ધ્રુવ.

## અર્થ

**હે ભગવન્! તું અનાથ એવા મને છોડીને સ્વપ્નમાં પણ (ક્યાંય) જઈશ નહીં; જેવો તેવો પણ હું તારો જ છું, તું અહીંથી જઈશ નહિ. .....ધ્રુવ.**

[ દુઃશીલઃ = દુષ્ટ ચારિત્ર્યવાળો; શીલી = સારા ચારિત્ર્યવાળો; વા = અથવા; ભગવાન્ = હે ભગવાન!; પ્રાપન્નોઽહં = હું ચરણે પડ્યો છું, શરણે આવ્યો છું; ત્વામ્ = તારે; પશ્યેયં = જોઉં છું; નો = નહિ, નથી; ત્વત્તોઽન્યદ્ = તારા સિવાય બીજો; યત્ = જે; કલ્પદ્રુ = કલ્પવૃક્ષ; સ્વારાટ્ = શ્રેષ્ઠ. ] .....૧.

**હે ભગવન્! દુશ્ચરિત કે સુચરિત એવો હું ચરણે પડ્યો છું. હે ભગવન્ હું શરણે આવ્યો છું. તારા વિના બીજું કોઈ શ્રેષ્ઠ કલ્પવૃક્ષ હું જોતો નથી. .....૧.**

[ ભેદો ન સ્યાત્ = ભેદ ન હો; ખેદો ન સ્યાત્ = ખેદ ન હો; તૃણમોહો ન સ્યાત્= તૃષ્ણા (તૃષ્ ) અને મોહ ન હો; લીનં = લીન, ગરકાવ; મે = (મમ) મારું; ચિત્તં = ચિત્ત; તે = તારા; ચરણે = ચરણમાં; ભૂયાત્ = હજો, થાવ; ભૂમન્ = હે ભગવાન!; દ્રાક્ = જલદીથી. ] .....૨.

**હે ભગવન્, મને ભેદ ન હો, ખેદ ન હો. તૃષ્ણા અને મોહ ન હો! હે ભગવન્! મારું ચિત્ત જલદીથી તારા ચરણોમાં લીન થાઓ. .....૨.**

[ દૃષ્ટિઃ = દૃષ્ટિ; યત્ર = જ્યાં; ક્વ = ક્યાં; અપિ = પણ; બ્રહ્મન્ = હે બ્રહ્મન્!; ભ્રાન્તેયં = ભ્રાંતિવાળી; ભ્રમ્યાત્ = ભમ્યા કરે; ભગવન્ = હે ભગવાન!; પશ્યેયં = જોઉં; તે = (તવ) = તારું; રૂપં = રૂપ; હિ = ખરેખર જ; એકં = એક; માંગલ્યં = મંગલકારી; સાક્ષાત્ = સાક્ષાત્. ] .....૩.

**હે બ્રહ્મન્, હે ભગવન્! ભ્રાન્તિવાળી આ મારી દૃષ્ટિ જ્યાં ક્યાંય પણ ભમે તો પણ હું તારું સાક્ષાત્ માંગલ્યકારી એક સ્વરૂપ (જ) જોઉં. .....૩.**

[ મા = નહિ; મે = મને; વૈરં = વેર; સ્નેહાસક્તિ: = સ્નેહની આસક્તિ; કેનાપિ = કોઈની સાથે (કેન) પણ (અપિ); ઈહ = અહીં; સ્યાત્ = હો; કોઽહં = હું કોણ?; સોઽહં = તે હું છું; વિસ્મૃત્ય = ભૂલીને; અયં = આ; રંગ: = રંગ; અરંગ: = અરંગી; સ્યાત્ = થાઉં. ] .....૪.

હે ભગવન્, મને અહીં કોઈની સાથે વેર કે સ્નેહની આસક્તિ ન હો. કોહં અને સોહં ભૂલીને આ રંગ એવો હું અરંગી થાઉં. .....૪.

[ શાન્તિં = શાંતિ; પુષ્ટિં = પુષ્ટિ; તુષ્ટિં = તુષ્ટિ; સર્વે = બધા; લબ્ધ્વા = મેળવીને; મોદન્તામ્ = આનંદ પામો; ભગવન્! = હે ભગવાન!; અન્યોન્યં = અન્યોન્યને; દેવં = દેવ; મત્વા = માનીને; એવં = આમ; સર્વે = બધા; પૂજયન્તામ્ = પૂજો. ] .....૫.

હે ભગવન્! બધા શાંતિ, પુષ્ટિ અને તુષ્ટિ મેળવીને આનંદ પામો, અન્યોન્યને દેવ માનીને બધા (એક બીજાને) પૂજો. .....૫.

## ૩૪. તત્ત્વચિન્તનમ્ ।
### (રાગ: આસા માંડ-ઝપતાલ) (પ્રભાતિયું)

ધ્યાય હ્યત્રિજમરં જીવ કરુણાકરં
તં વિના કોઽપિ નો તારકસ્તે ।
બ્રહ્મ સત્યં જગદ્વિદ્ધિ મિથ્યા પરં
ચિન્તયાહર્નિશં તત્ત્વમન્તે ॥ધ્રુ.॥

મોહરાત્રિર્ગતા જ્ઞાનદીપ્તિસ્તતાઽ-
જ્ઞાનતલ્પે વૃથા કિં નુ શેષે ।
બુધ્ય કસ્ત્વં કુતો દેશિકં વ્રજ તતો
દાન્તિવૈરાગ્યત: શૂન્યદેશે ॥૧॥

સ્થૂલમેતદ્વૃથા સૂક્ષ્મમન્તર્વૃથા
કારણે કા કથા તત્પરં તત્ ।
દ્વૈતમુલ્લઙ્ઘ્ય યત્તદ્વિ રૂપં તુ સત્
તે ન નાનાઽસ્તિ ત્વત્તસ્તુ ચાન્યત્॥૨॥

નામરૂપે ન તે જાતિગોત્રે ન તે
કિન્ત્વહં મન્યતે મૂઢ કસ્માત્ ।
ન ત્વહં નાપિ ત્વં સર્વમેતત્ક્ષરં
વિદ્ધિ વિદ્યુત્ચલં વિરમ તસ્માત્ ॥૩॥

શુક્તિરજતં યથા સર્વમેતત્તથા
ભાસમાત્રં વૃથા સ્વપ્નકલ્પમ્ ।
ભૂપતિસ્ત્વં વૃથા ભિક્ષસે કિં પથા
ભુઙ્ક્ષ્વ રાજ્યં તતાનન્તકલ્પમ્ ॥૪॥

તીર્થભ્રમણં વૃથા શાસ્ત્રશ્રવણં તથા
નો શ્રુતા **રંગ** યદિ મૌનગાથા ।
સા શ્રુતેસ્ત્યાગતસ્તત્ત્વમસ્યત્ર તે
જન્મ વ્યર્થં ગતં કોઽન્યત્રાતા ॥૫॥

ઇતિ શ્રીદત્તપાદારવિન્દમિલિન્દબ્રહ્મચારિપાણ્ડુરઙ્ગ (રઙ્ગ અવધૂત) મહારાજવિરચિતં તત્ત્વચિન્તનં સમ્પૂર્ણમ્ ।

❀

## શબ્દાર્થ

[ ધ્યાય = ધ્યાન કર; હિ = ખરેખર; અત્રિજમ્ = અત્રિકુમાર (ભગવાન દત્તાત્રેય)નું; અરં = વિના વિલંબે, તરત; જીવ = હે જીવ!; કરુણાકરં = કરુણાના સાગર (આકર); તં = એના; વિના = વગર; વિના; કઃ = કોઈ; અપિ = પણ; નઃ = નથી; તારકઃ = બેલી, તારનારો; તે = તારો (તે યુષ્મદ્‌નું છઠ્ઠી વિભક્તિનું ટૂંકુ રૂપ. તવ અથવા તે); બ્રહ્મ સત્યં = બ્રહ્મ સત્ય છે; જગત્ = જગત, દુનિયા; વિદ્ધિ = જાણ; મિથ્યા = મિથ્યા; પરં = પરમ; ચિન્તય = ચિંતન કર; અહર્નિશં = દિવસ (અહ) રાત (નિશા), અહર્નિશ; તત્ત્વમ્ = તત્ત્વનું; અન્તે = અન્તઃકરણમાં. ] .ધ્રુ.

## અર્થ

હે જીવ! તું કરુણાનિધાન અત્રિકુમાર ભગવાન દત્તાત્રેયનું વિના વિલંબે ધ્યાન કર; એના વગર તારો કોઈ બેલી નથી. બ્રહ્મ સત્ય છે

અને જગત મિથ્યા છે એ પરમ તત્ત્વનું તારા અંતઃકરણમાં અહોનિશ ચિંતન કર. .....ધ્રુ.

[ મોહરાત્રિ: = મોહરૂપી રાત્રી; ગતા = ચાલી ગઇ છે, વીતી ગઇ છે; જ્ઞાનદીપ્તિ: = જ્ઞાનરૂપી પ્રકાશ; તતા = ફેલાયો છે; અજ્ઞાનતલ્પે = અજ્ઞાનરૂપી પથારી (તલ્પ)માં; વૃથા = નકામો; કિં = શા માટે, કેમ; નુ = પાદપૂરક શબ્દ; શેષે = આળોટ્યા કરે છે; બુધ્ય = જાણ, વિચાર કર; ક: = કોણ; ત્વં = તું; કુત: = ક્યાંથી; દેશિકં = આચાર્ય, સદ્‌ગુરુ; વ્રજ = શરણ લે; તત: = પછી, એ માટે; દાન્તિ વૈરાગ્યત: = શમદમાદિ સાથે અને વૈરાગ્યપૂર્વક; શૂન્યદેશે = એકાંતમાં. ] .....૧.

મોહરાત્રી ચાલી ગઇ છે, બધે જ્ઞાનપ્રકાશ ફેલાઇ રહ્યો છે; તો પણ હજીયે તું અજ્ઞાનરૂપી પથારીમાં નકામો કેમ આળોટ્યા કરે છે? તું કોણ છે? ક્યાંથી આવ્યો છે? એનો વિચાર કર. એ માટે શમદમાદિ સાધન સાથે વૈરાગ્યપૂર્વક એકાંતમાં સદ્‌ગુરુનું શરણ લે. .....૧.

[ સ્થૂલમ્ = સ્થૂળ દેહ; એતદ્ = આ; વૃથા = મિથ્યા; સૂક્ષ્મમ્ = સૂક્ષ્મ દેહ; અન્ત: = વચલો; વૃથા = મિથ્યા; કારણે = કારણ દેહ (અજ્ઞાન); કા કથા = વાત જ શી?; તત્પરં = એ ત્રણે દેહોથી પર; તત્ = પરબ્રહ્મ; દ્વૈતમ્ = દ્વૈતભાવ; ઉલ્લંઘ્ય = ઓળંગી જઇને, વટાવી જઇને; યત્ = જે; તત્ = તે; હિ = ખરેખર; રૂપં = રૂપ; તુ = પાદપૂરક શબ્દ; સત્ = સત્ સ્વરૂપ; તે (તવનું ટૂંકુ રૂપ) = તારું; ન = નથી; નાના = વિવિધ, અનેક; અસ્તિ = છે; ત્વત્ત: = તારા સિવાય; તુ = પાદપૂરક શબ્દ; ચ = અને; અન્યત્ = બીજું. ] .....૨.

આ સ્થૂળ દેહ મિથ્યા છે, વચલો સૂક્ષ્મ દેહ પણ મિથ્યા છે, તો (અજ્ઞાનમૂલક) કારણ દેહની તો વાત જ શી? એ (પરમાત્મસ્વરૂપ) એ (ત્રણે દેહ)થી પર છે તે જ તારું સત્ સ્વરૂપ છે. તારા વગર બીજું કાંઇ અનેક જેવું નથી. .....૨.

[ નામરૂપે = નામ અને રૂપ; ન = નથી; તે = તારું; જાતિગોત્રે = જાતિ અને ગોત્ર; ન = નથી; તે = તારું; કિન્તુ = પરંતુ, તેમ છતાં; અહં = હું; મન્યતે = માને છે; મૂઢ = હે મૂઢ!; કસ્માત્ = શા માટે? કેમ? ન = નથી; તુ = પાદપૂરક શબ્દ; અહં = હું; ન = નથી; અપિ = પણ; ત્વં = તું; સર્વમ્ = બધું; એતત્ = આ; ક્ષરં = ક્ષણભંગુર, વિનાશી; વિદ્ધિ = જાણ; વિદ્યુત = વીજળી; ચલં = ચલ, નાશવંત, ચાલી જનારું; વિરમ = શાંત થા, પાછો વળ; તસ્માત્ = ત્યાંથી. ] .....૩.

નથી તારે નામ કે રૂપ! ન તારે જાતિ કે ગોત્ર! તો પણ હે મૂઢ! તું આ બધાને ‘હું’ એમ કેમ માને છે? નથી ‘હું’ કે નથી ‘તું’, આ

બધું વિનાશી છે, વીજળીના જેવું ક્ષણભંગુર છે એમ જાણ. ત્યાંથી પાછો વળ (અને તારા મૂળ સ્વરૂપ તરફ પાછો જા.) .....૩.

[ શુક્તિરજતં = છીપમાં રૂપું; યથા = જેમ, જેવું; સર્વમ્ = બધું; એતત્ = આ; તથા = તેમ; ભાસમાત્રં = આભાસમાત્ર; વૃથા = મિથ્યા; સ્વપ્નકલ્પમ્ = સ્વપ્નના જેવું; ભૂપતિ: = રાજા; ત્વં = તું; વૃથા = નકામો; ભિક્ષસે = ભીખ માગે છે; કિં = કેમ, શા માટે; પથા = રસ્તામાં, રસ્તે; ભુંક્ષ્વ = ભોગવ; રાજ્યં = સ્વારાજ્ય (સ્વાત્માનું); તતા = હે તાત!; અનન્ત કલ્પમ્ = અનંત કલ્પો સુધી. ] .....૪.

આ બધું છીપમાં રૂપાના જેવું છે, સ્વપ્ન જેવું મિથ્યા આભાસ માત્ર છે. તું તો દુનિયા(આલમ)નો બાદશાહ છે; રસ્તે નકામો ભીખ શેં માગે છે? હે તાત! અનંત કલ્પો સુધી તું તો સ્વાત્મ સ્વારાજ્યનું ઐશ્વર્ય ભોગવ્યા કર. .....૪.

[ તીર્થભ્રમણં = તીર્થમાં જવું, તીર્થયાત્રા કરવી; વૃથા = નકામું, મિથ્યા; શાસ્ત્રશ્રવણં = શાસ્ત્રનું શ્રવણ કરવું; તથા = તેના જેવું જ; નો = નહિ; શ્રુતા = સાંભળી; રંગ = હે રંગ!; યદિ = જો; મૌનગાથા = મૂક ઉપદેશ; વાતો; સા શ્રુતે: = તે શ્રુતિની; ત્યાગત: = ત્યાગ કરીને; તત્ત્વમસિ = તે (તત્) તું (ત્વમ્) છે (અસિ); અત્ર = અહીં; તે = તારું; જન્મ = જન્મારો; વ્યર્થં ગતં = એળે ગયો, નકામો ગયો; ક: = કોણ, અન્ય = બીજું; ત્રાતા = રક્ષણ કરનાર. ] .....૫.

(પૂ.શ્રી અવધૂત મહારાજ કહે છે કે) હે **રંગ**! (વાસના માત્રનો) ત્યાગ કરીને એ સુપ્રસિદ્ધ શ્રુતિ ભગવતીનો તત્ત્વમસિ- તે તું છે-નો મૂક ઉપદેશ જો ન સાંભળ્યો (એટલે કે જીવનમાં એનો સાક્ષાત્ અનુભવ ન આવ્યો) તો તારું તીર્થભ્રમણ પણ નકામું છે; અને તારા શાસ્ત્રના શ્રવણમાં પણ કંઈ માલ નથી. (જાણ કે) તારો જન્મ આ દુનિયામાં મનુષ્ય તરીકે એળે ગયો છે. એના વગર તારું અન્ય કોણ રક્ષણ કરનાર છે? (માટે એ ત્રિગુણ અને ત્રણે અવસ્થાથી પર પરબ્રહ્મ સ્વરૂપ **શ્રીદત્ત**નું ચિંતન કર.) .....૫.

## ૩૫. <u>અક્ષરગીતા</u>

**અ**હિંસા પરમો ધર્મસ્ત્વકારેણ નિરૂપિતઃ ।
મનસા કર્મણા વાચા ન હન્યાદલ્પમપ્યતઃ ॥૧॥

**આ**શાદાસો જગદ્દાસો નિરાશીરવનીપતિઃ ।
તસ્માદ્ધયાશાં સમુચ્છિદ્ય સ્વાનન્દે રમતે બુધઃ ॥૨॥

**ઇ**ડા કામદુધા પ્રોક્તા સત્યવત્સા બલપ્રદા ।
સેવધ્વં મુનયઃ સર્વે સર્વભાવેન તામતઃ ॥૩॥

**ઈ**શાનઃ સર્વભૂતાનામીડ્યો નાન્યઃ કથશ્ચન ।
યદીક્ષણાજ્જગજ્જાતં યસ્મિન્નેવ પ્રતિષ્ઠિતમ્ ॥૪॥

**ઉ**ચ્ચલં નિર્મલં યસ્ય કિં તીર્થૈસ્તસ્ય ભૂતલે ।
ઉચ્ચલં નામલં યસ્ય કિં તીર્થૈસ્તસ્ય ભૂતલે ॥૫॥

**ઉ**ચ્ચાવચેષુ ભૂતેષુ સમદષ્ટિર્વિશિષ્યતે ।
ઉત્કૃષ્ટં હિ સમં બ્રહ્મ તસ્માદ્ બ્રહ્મણિ સ સ્થિતઃ ॥૬॥

**ઊ**ર્ધ્વમૂલમધઃશાખં સંસારદ્રુમમુન્નતમ્ ।
છિત્વાઽસઙ્ગાસિના તૂર્ણં તત્પદં યાહિ મુક્તિદમ્ ॥૭॥

**ઋ**જુગાય ઋષિઃ પ્રોક્તો વક્રો વઞ્ચક ઉચ્યતે ।
ઋજુરવે લભેન્મુક્તિં વક્રઃ સ્વાર્થાત્પ્રમુચ્યતે ॥૮॥

**ઋ**કથેચ્છાદિત્રયં ત્યક્ત્વા તત્પદં યાહિ સુવ્રત ।
નામૃતત્વસ્ય હ્યાશાસ્તિ વિત્તેનેતિ શ્રુતિર્જગૌ ॥૯॥

**એ**કમેવાદ્વિતીયં તન્નાન્યત્કિંચિત્તતઃ પરમ્ ।
એકધા બહુધા ભાતિ નામરૂપાદિભેદતઃ ॥૧૦॥

ચિત્તૈકાગ્ર્યકૃપાણેન ધૃત્યા પરમયા વૃતઃ ।
જહિ શીઘ્રં મહાબાહો એકાગારિકપંચકમ્ ॥૧૧॥

**ઓં**કારધનુરાદાય હ્યાત્મેષું બ્રહ્મણિ ક્ષિપેત્ ।
અપ્રમત્તં સદા સાધો બાણવત્તન્મયો ભવેત્ ॥૧૨॥

**ઔ**ષધં ભગવન્નામ વૈદ્યઃ કારુણિકો ગુરુઃ ।
સંસારરોગનાશાય પથ્યં સાધુસમાગમઃ ॥૧૩॥

**ક**ર્મૈવ કારણં વિદ્ધિ જીવાનાં સુખદુઃખયોઃ ।
સાર્થં બન્ધાય નિષ્કામં મુક્તયે સમુદાહૃતમ્ ॥૧૪॥

એકં **ખં** બહુધા ભાતમુપાધિગુણતો યથા ।
એવં ચિન્નિર્મલા પ્રોક્તા બહુધોપાધિયોગતઃ ॥૧૫॥

**ગુ**ણમૂલો હિ સંસારો ગુણાતીતં તદુચ્યતે ।
નિર્ગુણત્વમિયાત્તસ્માદ્ ગકારગર્જનં ત્વિદમ્ ॥૧૬॥

**ઘ**ટે ભિન્ને ઘટાકાશં લીયતે ચ મહામ્બરે ।
દેહે નષ્ટે તથા દેહી લીયતે પરમાત્મનિ ॥૧૭॥

**ચ**કોરસ્ય યથા પ્રીતિશ્ચન્દ્રેઽસ્મિન્નિર્મલા તથા ।
પરે ચેત્કો ન મુચ્યેત જન્મસંસારબન્ધનાત્ ॥૧૮॥

**છા**ગીમેકાં ત્રિસ્તનીં દશ્યવત્સાં
ચિત્રસ્વાઙ્ગાં દુઃખસૂમામવૃદ્ધામ્ ।
પ્રજવાલ્યાગ્નિં યો હુનેદ્ધૃત્સુકુણ્ડે
સ્વર્ગે લોકે તિષ્ઠતેઽનન્તકાલમ્ ॥૧૯॥

**જ**કારેણ જપઃ પ્રોક્તઃ પાયતે જન્મતો યતઃ ।
મખશ્રેષ્ઠઃ સતાં શ્લાઘ્યસ્ત્રિક્રમો મુક્તિદાયકઃ ॥૨૦॥

**ઝ**મ્પારુસૌહૃદં ત્યક્ત્વા ઝર્ઝરીશસખો ભવ ।
યત્તેજોબિન્દુમાત્રેણ ત્રૈલોક્યં ઝગ્ઝગાયિતમ્ ॥૨૧॥

**ટ**ङ्कप्रहारसहनेन सुरत्वमेति
    ह्यश्मा जडोऽपि किमु नेह मनुष्यजन्मा ।
मा म्लानतावशमुपेहि विधौ प्रतीपे
    सर्वंसहेव वह दुःखसुखादि लोके ॥२२॥

**ઠ**क्कुरश्चापि पूज्यः स्यान्नीचाश्वो न कदाचन ।
    ठक्कुरं शरणं याहि त्रीशमेकं जगत्पतिम् ॥२३॥

ઓंकारडमरुद्घोषाद् द्रावयाशुभडाकिनीम् ।
    डिम्भो भूत्वा डयस्वार्थे मा डोमत्वं समाचर ॥२४॥

क्षमा **ढ**ालयुतो यस्तु सत्यखड्गसमन्वितः ।
    शीलवर्मसमायुक्तः स केन परिभूयते ॥२५॥

**ત**कारो विषयाध्यासस्तन्मुक्तं तु यदा मनः ।
    उन्मनी गदिता शास्त्रे सिद्धयेन्मोक्षप्रदायिनी ॥२६॥

**થ**श्चलोऽणुर्महान्वापि सर्वं ब्रह्मैव केवलम् ।
    इति स्यान्निश्चलो बोधस्तं थं न बाधते कदा ॥२७॥

**દ**कारेण दमः प्रोक्तो दीने दानं दया तथा ।
    दंभादीनां परित्यागः स्वात्मदोषानुदर्शनम् ॥२८॥

धारणाद्धर्म इत्याहुर्भेदभावान्न तद्भवेत् ।
    तस्माद्भेदं परित्यज्य नित्यधर्मं समाश्रयेत् ॥२९॥

धर्ममूला श्रियः प्रोक्ता धर्ममूलं तथा सुखम् ।
    धर्ममूला च कीर्तिः स्यात्तस्माद् धर्मं समाचरेत् ॥३०॥

आदिमध्यावसानेषु यत्कर्म निर्मलं श्रुतम् ।
    तद्धर्म इति जानीहि ज्ञात्वाप्येवं समाचर ॥३१॥

**ન**र्मदा शर्मदा लोके पुरारिपददा मता ।
    ये सेवन्ते नरा भक्त्या ते न यान्ति पुनर्भवम् ॥३२॥

**પ**રાર્થો હિ પરં પુણ્યં પાપં તુ પરપીડનમ્ ।
પકારગર્જનામેતાં શ્રુત્વા જાગૃહિ જાગૃહિ ॥૩૩॥

**પ**રાર્થે જીવનં યસ્ય સ પુમાન્સદ્ભિરુચ્યતે ।
કીટોઽપિ સ્વોદરાપૂર્તૌ યતતેઽત્ર ન વિસ્મયઃ ॥૩૪॥

**ફ**લાકાંક્ષા હિ બન્ધાય નિષ્કાંક્ષોઽમૃતમશ્નુતે ।
તસ્માત્કાઙ્ક્ષાં પરિત્યજ્ય યતતાં લોકસંગ્રહે ॥૩૫॥

**બ**લં બલવતાં વિષ્ણુર્નિબલાનાં બલં હરિઃ ।
સ્વકુલાદિબલં ત્યક્ત્વા હરિમેકં સમાશ્રયેત્ ॥૩૬॥

**ભ**ક્તિર્ગરીયસી લોકે વિભક્તિર્ભયનાશિની ।
ભુક્તિદા મુક્તિદાઽમોઘા તિષ્ઠેઽત્ર ભવનાશિની ॥૩૭॥

**મ**મેતિ બધ્યતે જન્તુર્ન મમેતિ પ્રમુચ્યતે ।
નિર્મમો નિરહંકારઃ સુખમત્યન્તમશ્નુતે ॥૩૮॥

**ય**મી વન્દ્યો યમી ધન્યો મોક્ષભાક્ શીઘ્રમેવ સઃ ।
યમો ન વીક્ષતે તાત યમિનં ત્રીશસેવિનમ્ ॥૩૯॥

**ર**માનાથો રદો દાસ-દુઃખાત્યન્તનિવર્તકઃ ।
રમન્તે યોગિનો યત્ર સ રામઃ કિં ન સેવ્યતે ॥૪૦॥

**લ**ઘિમા મહિમા ચૈવ કર્મણા ભવતિ પ્રભો ।
ઈશેન પૂરિતં સર્વં કો લઘુઃ કો ગુરુર્ભુવિ ॥૪૧॥

**વા**સના જન્મમૂલં સ્યાત્તન્મુક્તો મુક્ત ઉચ્યતે ।
વાસનાતાનવાદ્ધ્યાશુ મનોભંગસ્તતઃ પરમ્ ॥૪૨॥

**શં**કરં શંકરં લોકે સુખદં શરણં વ્રજેત્ ।
શ્યતીતિ શંકરઃ પ્રોક્તઃ શં કરોતીતિ વા હરિઃ ॥૪૩॥

**ષ**ડારાતિગણં હત્વા ષણ્મુક્તો ભવ સુવ્રત ।
ષણ્ડાલીસહગા હ્યેતે ષણ્ઢત્વં ત્વાં નયન્તિ ભોઃ ॥૪૪॥

**સ**ત્યમેવ પરો ધર્મઃ સત્યમેવ પરં તપઃ ।
સત્યમેવ પરા પૂજા તસ્માત્સત્યં સમાશ્રયેત્ ।।૪૫।।

**સ**ત્યં જ્ઞાનમનન્તં યદ્ બ્રહ્માચિન્ત્યમરૂપકમ્ ।
તત્પદાર્થેન વિખ્યાતં તત્પરો ભવ સુવ્રત ।।૪૬।।

**હ**કારો રવિરિત્યુક્તષ્ઠકારશ્ચન્દ્ર ઉચ્યતે ।
તયોરૈક્યં હઠં વિદ્ધિ ન હઠો દેહપીડનમ્ ।।૪૭।।

**હ**રિરેવ હરઃ સાક્ષાદ્ધર એવ હરિઃ સ્વયમ્ ।
અભેદે ભેદમારોપ્ય ત્વક્ષયં નરકં વ્રજેત્ ।।૪૮।।

**હ**ર્ષશોકૌ સમૌ કૃત્વા લાભહાની તથૈવ ચ ।
માનામાનૌ સ્તવં નિન્દાં હ્યાત્માનન્દે સદાऽऽરમ ।।૪૯।।

‘**રઙ્ગ**’પ્રણીતા ત્વક્ષરગીતા ગેયા ધ્યેયા મુક્તિપ્રદા ।
નો દેયા સા યસ્મૈ કસ્મૈ સચ્છિષ્યાય સદા દેયા ।।૫૦।।

ઇતિ શ્રીદત્તપાદારવિન્દમિલિન્દબ્રહ્મચારિપાણ્ડુરઙ્ગ (રઙ્ગ અવધૂત) મહારાજવિરચિતા અક્ષરગીતા સમ્પૂર્ણા ।

❁

*અહિંસા શ્રેષ્ઠ છે ધર્મ, અકાર એહવું કથે;
મન-કર્મે ન વાણીથી, હણે અલ્પેય તેથી કો. ૧.

આશાદાસ જગદ્દાસ, નિરાશી પૃથિવીપતિ;
રમે જ્ઞાની નિજાનંદે, છેદી તેથી જ આશને. ૨.

ઈડા કામદુધા કીધી, સત્યવત્સા બલપ્રદ;
સેવો તથા સર્વભાવે, મુનિઓ સર્વ એહને. ૩.

---

*અક્ષર ગીતાના પ્રથમ ત્રણ શ્લોકનું પૂ.શ્રીએ કરેલું સમશ્લોકી ભાષાંતર.

# શબ્દાર્થ

## અ

[ અહિંસા = અહિંસા; પરમો ધર્મ = પરમ ધર્મ; તુ = પાદપૂરક શબ્દ છે; અકારેણ = 'અ' કાર દ્વારા; નિરૂપિત: = નિરૂપાયો છે, કહેવાયો છે; મનસા = મનથી, કર્મણા = કર્મથી, વાચા = વાણીથી; ન = નહિ; હન્યાત્ = દુભવવું નહિ; અલ્પમ્ = અલ્પમાં અલ્પ પ્રાણીને; અપિ = પણ; અત: = માટે, તેથી. ] .....૧.

## અર્થ

**અ**કાર કહે છે કે અહિંસા એ જ પરમ ધર્મ છે. માટે મન, વચન કે કર્મથી અલ્પમાં અલ્પ પ્રાણીને પણ દુભવવું નહિ. .....૧.

## આ

[ આશાદાસ: = આશાનો દાસ; જગદ્દાસ: = જગતનો દાસ; નિ: = નહિ, વગરનો; આશી: = આશા રાખનારો; અવની = પૃથ્વી; પતિ: = પતિ, માલિક, ધણી; તસ્માત્ = તેથી; હિ = ખરેખર; આશાં = આશા; સમુચ્છિદ્ય = સમૂળ નાશ કરીને; સ્વાનંદે = નિજાનંદમાં; રમતે = મસ્ત રહે છે; બુધ: = જ્ઞાની પુરુષ. ] .....૨.

જે આશાનો દાસ છે તે જગતનો દાસ છે, જે આશારહિત છે તે જગતનો બાદશાહ છે અને તેથી જ એ આશાનો સમૂળ નાશ કરીને જ્ઞાની પુરુષ નિજાનંદમાં મસ્ત રહે છે. .....૨.

## ઇ

[ ઇડા = વાણીરૂપી ગાય; કામધેનુ = કામધેનુ; પ્રોક્તા = કહેવાઈ છે; સત્યવત્સા = એનું વાછરડું સત્ય છે; બલપ્રદા = એ બળ આપનારી છે; સેવધ્વં = સેવો, સેવન કરો; મુનય: = હે મુનિઓ!; સર્વે = બધાં; સર્વભાવેન = સર્વભાવથી; તામ્ = તેનું; અત: = તેથી. ] .....૩.

ઇડા એટલે વાણીરૂપી ગાય. એ કામધેનુ છે. એનું વત્સ સત્ય છે. એ બલપ્રદ છે. તેથી હે મુનિઓ, સર્વભાવે તેનું સેવન કરો. .....૩.

## ઈ

[ ઈશાન: = નિયન્તા; સર્વભૂતાનામ્ = બધા પ્રાણીઓનો; ઈડ્ય = સ્તવન કરવા યોગ્ય; ન = નહિ; અન્ય = બીજો; કથમ્ = કેવી રીતે; ચ = અને; ન = નહિ;

યદિ = જો; ઈક્ષણાત્ = ઈક્ષણથી, સંકલ્પથી; જગત્ = જગત, વિશ્વ; જાતં = ઉત્પન્ન થયું છે; યસ્મિન્ = જેનામાં; એવ = જ; પ્રતિષ્ઠિતમ્ = સ્થિત છે. ] .....૪.

ઈશાન એટલે પ્રાણીમાત્રનો નિયંતા પરમાત્મા જ સ્તવન કરવા યોગ્ય છે કારણ કે એના વગર કોઈ પણ રીતે બીજો કેવી રીતે હોય? (કોઈ છે જ નહીં). (અને તેથી જ સ્તવનીય કે ઉપાસનીય પણ એ એક જ છે.) એના ઇક્ષણથી જ- સંકલ્પ માત્રથી જ - જગત ઉત્પન્ન થયું છે અને એને આધારે જ (એનામાં જ) સ્થિત છે. .....૪.

## ઉ

[ ઉચ્ચલં = મન; નિર્મલં = નિર્મળ; યસ્ય = જેનું; કિં = શું; તીર્થૈ: = તીર્થોથી; તસ્ય = તેનું, તેને; ભૂતલે = પૃથ્વી પરના; ઉચ્ચલં = મન; ન = નથી; અમલં = શુદ્ધ, મળ વગરનું; યસ્ય = જેનું; કિં = શું; તીર્થૈ: = તીર્થોથી; તસ્ય = તેનું; ભૂતલે = પૃથ્વી પરના. ] .....૫.

જેનું મન (ઉચ્ચલ) નિર્મળ છે તેને આ ભૂતલ પરના તીર્થોથી શું પ્રયોજન છે? અને તીર્થોમાં રખડવા છતાં ય જેનું મન નિર્મળ નથી બન્યું તેને પણ એ નિરર્થક છે. .....૫.

[ ઉચ્ચાવચેષુ = ઊંચનીચ; ભૂતેષુ = પ્રાણીઓમાં; સમદષ્ટિ: = સમાન દષ્ટિ; વિશિષ્યતે = વિશિષ્ટ છે, શ્રેષ્ઠ છે; ઉત્કૃષ્ટં = ઉત્કૃષ્ટ, સર્વશ્રેષ્ઠ; હિ = ખરેખર; સમં = સરખું; બ્રહ્મ = બ્રહ્મ; તસ્માત્ = તેથી; બ્રહ્મણિ = બ્રહ્મમાં; સ = તે; સ્થિત = સ્થિર છે. ] .....૬.

ઊંચનીચ સર્વ પ્રાણીઓ તરફ જે સમાન દષ્ટિ રાખે છે તે શ્રેષ્ઠ છે કારણ કે સર્વત્ર સમાન રહેલું બ્રહ્મ એ જ ઉ એટલે સર્વ શ્રેષ્ઠ છે અને તેથી આવી સર્વત્ર સમાન દષ્ટિ રાખનાર બ્રહ્મમાં સ્થિર છે. .....૬.

## ઊ

[ ઊર્ધ્વ = ઉપર; મૂલમ્ = મૂળ; અધ: = નીચે; શાખં = ડાળી, શાખા; સંસારદ્રુમમ્ = સંસારરૂપી વૃક્ષ; ઉન્નતમ્ = ઉન્નત, ઊંચું; છિત્વા = છેદીને; અસંગાસિના = અસંગરૂપી તલવાર (અસિ)થી; તૂર્ણં = તરત જ; તત્પદં = પરમ પદની; યાહિ = પ્રાપ્ત કરો; મુક્તિદમ્ = મુક્તિદાતા, મુક્તિ દેનાર. ] .....૭.

સંસાર એ એક ઉન્નત વૃક્ષ છે. તેના મૂળ ઉપર છે અને શાખા નીચે છે. અસંગરૂપી તલવાર(અસિ)થી તેનું છેદન કરીને મુક્તિદાતા પરમ પદની પ્રાપ્તિ કરો- એવો આ શ્લોકમાં ઊ ને નિમિત્ત કરીને બોધ આપ્યો છે. .....૭.

## ઋ

[ ઋજુ = સરળ; ગાય = ગાનાર; ઋષિ: = ઋષિ; પ્રોક્ત: = કહેવાયો છે; વક્ર = વાંકો, છળકપટથી ભરેલો; વંચક = છેતરનારો, ઠગ; ઉચ્યતે = કહેવાય છે; ઋજુ: = સરળ; એવ = જ; લભેત્ = પામે છે; મુક્તિં = મુક્તિ; વક્ર: = વાંકો, ઠગ; સ્વાર્થાત્ = સ્વાત્મધનથી; પ્રમુચ્યતે = ચ્યુત થાય છે, છૂટી જાય છે. ] .....૮.

**જે સરળ (એટલે નિરાવરણ બ્રહ્મનું ગાન કરનાર) છે તેને ઋષિ કહે છે. જે વક્ર (વાંકો છળકપટથી ભરેલો, મનનો મેલો) છે તેને વંચક (ઠગ, સ્વાત્મા સાથે છેતરપીંડી કરનાર) કહે છે; કારણ કે જે ઋજુ (સરળ, નિષ્કલંક બને) છે તે જ મુક્તિ પામે છે. વાંકો ચાલનાર આત્મપ્રાપ્તિથી; સ્વાત્મધનથી ચ્યુત થાય છે. .....૮.**

## ૠ

[ ઋક્થ = ધન; ઇચ્છાદિત્રયં = વગેરે ત્રણ ઇચ્છાઓને; ત્યક્ત્વા = ત્યજીને; તત્પદં = પરમ પદ; યાહિ = પ્રયાણ કર; સુવ્રત = હે સુવ્રત!; ન = નહિ; અમૃતત્વસ્ય= અમૃતત્વની; હિ = ખરેખર; આશા = આશા; અસ્તિ = છે; વિત્તેન = ધનથી; ઇતિ = એમ; શ્રુતિ: = શ્રુતિ, વેદ; જગૌ = ગાયું છે. ] .....૯.

**ધન (ઋક્થ) આદિ ત્રણ ઇચ્છાઓનો ત્યાગ કરીને હે સુવ્રત! પરમ પદની પ્રાપ્તિને પંથે પ્રયાણ કર. ધનથી અમૃતત્વની પ્રાપ્તિની આશા વ્યર્થ છે એવું શ્રુતિએ ગાયું છે. .....૯.**

## એ

[ એકમ્ = એક; એવ = જ; અદ્વિતીયં = અનન્ય, અદ્વિતીય; તત્ = પરબ્રહ્મ; ન = નથી; અન્યત્ = બીજું; કિંચિત્ = કશું જ; તત: = તેનાથી; પરમ્ = પર; એકધા = એક હોવા છતાં; બહુધા = અનેક પ્રકારે; ભાતિ = પ્રકાશે છે; નામરૂપાદિ = નામરૂપ વગેરે; ભેદત: = ઉપાધિ ભેદને કારણે. ] .....૧૦.

**તે બ્રહ્મ એક જ છે, અદ્વિતીય છે, તેનાથી પર બીજું કશું જ નથી. નામરૂપ આદિ ઉપાધિભેદને કારણે તે એક હોવા છતાં અનેકવિધ ભાસે છે. .....૧૦.**

## ઐ

[ ચિત્ત = ચિત્તની; ઐકાગ્ર્ય = એકાગ્રતારૂપ; કૃપાણેન = તલવારથી; ધૃત્યા = ધીરજથી; પરમયા = પરમ, ખૂબ; વૃત: = બનીને; જહિ = સંહાર કર, નાશ

કર; શીઘ્રં = સત્વરે, જલદી; મહાબાહો = હે મહાબાહો; એકાગારિક = ચોરોનો; પંચકમ્ = પાંચ વિષયોરૂપી. ] .....૧૧.

પરમ ધીરજયુકત બનીને ચિત્તની એકાગ્રતારૂપ (ઐકાગ્ર્ય) કૃપાણધારણ કરીને પાંચ વિષયોરૂપી ચોરોનો હે મહાબાહો! સત્વરે સંહાર કર. .....૧૧.

**ઓ**

[ ઓંકારધનુ: = ઓંકાર (ૐ)રૂપી ધનુષ; આદાય = લઈને; હિ = સાચેજ, ખરેખર; આત્મેષું = આત્મરૂપી બાણ(ઈષું); બ્રહ્મણિ = બ્રહ્મમાં; ક્ષિપેત્ = ફેંકવું, વેધન કરવું ; અપ્રમત્તં = પ્રમાદ વિના; સદા = હંમેશાં; સાધો = હે સાધુ પુરુષ!; બાણવત્ = બાણની જેમ; તન્મય: = તન્મય; ભવેત્ = થવું. ] .....૧૨.

ઓંકારરૂપી ધનુષ લઈને તેમાં આત્મ (ચિત્તવૃત્તિ)રૂપી બાણ ચઢાવીને, શરસંધાન કરીને, બ્રહ્મરૂપી લક્ષ્યનું, પ્રમાદનો ત્યાગ કરી, વેધન કરવું અને જેમ બાણ લક્ષ્યમાં તન્મય બને- ચોંટી જાય તેમ આત્મામાં તન્મય થવું. .....૧૨.

**ઔ**

[ ઔષધં= ઓસડ, દવા; ભગવન્નામ = ભગવાનનું નામ; વૈદ્ય: = વૈદ્ય; કારુણિકો = કરુણાભર્યો, દયાળુ; ગુરુ: = ગુરુ; સંસાર રોગ = સંસારરૂપી રોગ; નાશાય = નાશ કરવા માટે; પથ્યં = પરેજી, ચરી; સાધુ સમાગમ: = સંત સમાગમ.] .....૧૩.

(જેને સંસારનો રોગ લાગુ પડ્યો હોય તેને માટે) સંસારરૂપી રોગનો નાશ કરવા માટે ભગવાનનું નામ એ ઔષધ છે. (એ ઔષધ દેનાર) વૈદ્ય તે કરુણાભર્યો ગુરુ છે અને (તે ઔષધની) પરેજી - ચરી સંતસમાગમ છે. .....૧૩.

**ક**

[ કર્મ = કર્મ, કૃત્ય; એવ = જ; કારણં = કારણરૂપ; વિદ્ધિ = જાણ; જીવાનાં = જીવોના; સુખદુ:ખયો: = સુખ-દુ:ખનું; સાર્થં = સકામ કર્મ; બન્ધાય = બંધનનું કારણ; નિષ્કામં = નિષ્કામ કર્મ; મુકતયે = મુક્તિનું કારણ, મુક્તિ દેનારું; સમુદાહૃતમ્ = એમ કહેવાયું છે. ] .....૧૪.

જીવના સુખદુ:ખનું કારણ કર્મ છે. સકામ કર્મ બંધનનું કારણ છે અને નિષ્કામ કર્મ મુક્તિપ્રદ છે એમ કહેવાયું (કહ્યું) છે. .....૧૪.

## ખ

[ એકં = એક; ખં = આકાશ; બહુધા = અનેક પ્રકારે; ભાતમ્ = ભાસે છે; ઉપાધિગુણત: = ઉપાધિ અને ગુણને કારણે; યથા = જેમ; એવં = એજ રીતે; ચિન્નિર્મલા = ચિત્ નિર્મળ છે; પ્રોક્તા = કહેવાયું છે; બહુધા = અનેકવિધ; ઉપાધિયોગત: = ઉપાધિ યોગથી. ] .....૧૫.

**આકાશ (ખં) એક જ છે પણ ઉપાધિ અને ગુણને કારણે અનેકવિધ ભાસે છે. ચિત્ એક છે, નિર્મળ છે, પણ ઉપાધિયોગથી અનેકવિધ ભાસે છે. .....૧૫.**

## ગ

[ ગુણમૂલ: = ગુણમૂલક; હિ = ખરેખર; સંસાર: = સંસાર; ગુણાતીતં = ગુણથી પર, ગુણાતીત; તત્ = પરબ્રહ્મ; ઉચ્યતે = કહેવાયું છે; નિર્ગુણત્વમ્ = નિગુર્ણત્વને; ઈયાત્ = પ્રાપ્ત કરો; તસ્માત્ = તેથી; ગકારગર્જનં = ગકારની ગર્જના; તુ = એવો ; ઈદમ્ = આ, એવો. ] .....૧૬.

**ખરેખર સંસાર ગુણમૂલક છે. પરમ તત્ત્વ ગુણાતીત છે. તેથી નિર્ગુણત્વ પ્રાપ્ત કરો, એવો ગકારનો ગર્જનયુક્ત બોધ છે. .....૧૬.**

## ઘ

[ ઘટે ભિન્ને = જ્યારે ઘડો ભાંગી જાય ત્યારે; ઘટાકાશં = (તેમાંનું) ઘટાકાશ; લીયતે = લીન થાય છે, ભળી જાય છે; ચ = અને; મહામ્બરે = મહા આકાશમાં; દેહે નષ્ટે = જ્યારે દેહ નષ્ટ થાય છે ત્યારે; તથા = તે રીતે; દેહી = આત્મા; લીયતે = લીન થઈ જાય છે; પરમાત્મનિ = પરમાત્મામાં. ] .....૧૭.

**જેમ ઘડો ભાંગી જાય ત્યારે તેમાંનું ઘટાકાશ મહાકાશમાં ભળી જાય છે તેમ દેહ નષ્ટ થાય છે ત્યારે દેહી-આત્મા પરમાત્મામાં લીન થઈ જાય છે. .....૧૭.**

## ચ

[ ચકોરસ્ય = ચકોરની; યથા = જેવી રીતે; પ્રીતિ: = પ્રીતિ, પ્રેમ; ચન્દ્રે = ચન્દ્રમાં; અસ્મિન્ = એમાં; નિર્મલા = નિર્મળ; તથા = તેવોજ; પરે = પરમાત્મામાં; ચેત્ = જો; ક: = કોણ; ન = નહિ; મુચ્યેત = મુક્ત થાય; જન્મસંસારબંધનાત્ = જન્મ સંસારના બંધનમાંથી. ] .....૧૮.

ચંદ્રમાં ચકોરની જેવી એકનિષ્ઠ નિર્મળ પ્રીતિ છે તેવો નિર્મળ પ્રેમ જો પરમાત્મામાં હોય તો જન્મ-સંસારના બંધનમાંથી કોણ મુક્ત ન થાય? (અર્થાત્ બધા જ મુક્ત થાય.) .....૧૮.

## છ

[ છાગીમ્ = બકરી; એકાં = એક; ત્રિસ્તનીં = ત્રણ આંચળવાળી; દશ્યવત્સાં = પ્રાપંચિક દશ્યરૂપી બચ્ચું; ચિત્ર = વિચિત્ર; સ્વ = પોતાનાં; અંગામ્ = અંગો, અવયવો; દુ:ખસૂમામ્ = દુ:ખ એ જ જેનું દૂધ છે; અવૃદ્ધામ્ = જુવાન (ઘરડી નહિ); પ્રજ્વાલ્ય = પ્રજવલિત કરીને; અગ્નિં = અગ્નિ, અગ્નિને; ય: = જે; હુનેત્ = હોમે છે; હૃત્ સુકુણ્ડે = હૃદયરૂપી કુંડમાં; સ્વર્ગે લોકે = સ્વર્ગલોકમાં; તિષ્ઠતે = રહે છે, નિવાસ કરે છે; અનન્તકાલમ્ = અનન્તકાળ સુધી. ] .....૧૯.

જેને ત્રણ આંચળ છે, પ્રાપંચિક દશ્ય જેનું વાછરડું છે, જેના અવયવો ચિત્રવિચિત્ર છે, દુ:ખ એ જ જેનું દૂધ છે, જે નિત્ય જુવાન છે એવી એક બકરી (છાગી) છે; તેને જે હૃદયરૂપી કુંડમાં અગ્નિ પ્રજવલિત કરીને હોમે છે તે અનંતકાળ સુધી સ્વર્ગલોકમાં નિવાસ કરે છે. ...૧૯.

## જ

[ **જ**કારેણ = 'જ'કાર દ્વારા; જપ: = જપ; પ્રોક્ત: = કહેવાયો છે; પાયતે = રક્ષણ કરે છે; જન્મત: = જન્મથી; યત: = કારણકે; મખશ્રેષ્ઠ: = યજ્ઞોમાં શ્રેષ્ઠ; સતાં = સંતો દ્વારા; શ્લાધ્ય: = વખાણ થયા છે; પ્રશંસા થઈ છે; ત્રિક્રમ: = ત્રણ પ્રકારે; મુક્તિદાયક: = મુક્તિ આપનાર બને છે. ] .....૨૦.

'જ'કાર દ્વારા જપ કહેવામાં આવ્યો છે કારણ કે તે જન્મમરણના ભયમાંથી રક્ષણ કરે છે. સંતો પણ જેની પ્રશંસા કરે છે એવો એ સર્વશ્રેષ્ઠ યજ્ઞ છે. એ ત્રણ પ્રકારે- ઉપાંશુ, માનસિક અને મોટે બોલીને-કરવો મુક્તિદાયક બને છે. .....૨૦.

## ઝ

[ ઝમ્પારુસૌહૃદં= (મનરૂપી) બંદરની મૈત્રી; ત્યક્ત્વા = ત્યાગ કરીને, ઝર્ઝરીશ = શંકર; સખ: = મૈત્રી; ભવ = થા, સાધ; યત્ = જેના; તેજોબિન્દુમાત્રેણ = તેજના બિન્દુમાત્રથી; ત્રૈલોક્યં = ત્રણે લોક, ત્રિલોક; ઝગ્ઝગાયિતમ્ = ઝગમગે છે, પ્રકાશ પામે છે. ] .....૨૧.

મનરૂપી બંદર (ઝંપારુ)ની મૈત્રીનો ત્યાગ કરીને જેના તેજના બિંદુમાત્રથી આ ત્રણે લોક ઝગઝગતો પ્રકાશ પામે છે તે શંકરની મૈત્રી સાધ. .....૨૧.

ટ

[ ટઙ્કપ્રહાર = ટાંકણાનો પ્રહાર; સહનેન = સહન કરવાથી; સુરત્વમ્ = દેવત્વને; એતિ = પામે છે; હિ = ખરેખર; અશ્મા = પથ્થર; = જડઃ = જડ પદાર્થ; અપિ = પણ; કિમુ = શું; ન = નહિ; ઇહ = અહીં; મનુષ્યજન્મા = મનુષ્યના જન્મવાળો; મા = નહિ; મ્લાનતાવશમ્ = ખેદને વશ; ઉપેહિ = થઇશ; વિધૌ = દૈવયોગે, નસીબને કારણે; પ્રતીપે = પ્રતિકૂળ હોય; સર્વંસહેવ = બધું સહન કરનાર, પૃથ્વીની માફક, વહ = સહન કર; દુઃખસુખાદિ = દુઃખ-સુખ વગેરે; લોકે = જગતમાં, સંસારમાં. ] ..૨૨.

પાષાણ (પથ્થર) જેવો જડ પદાર્થ પણ ટાંકણા(ટંક)ના પ્રહાર સહન કરીને દેવત્વ પ્રાપ્ત કરે છે તો મનુષ્ય શું ન પામી શકે? વિધિ પ્રતિકૂળ હોય તો પણ જીવનપથમાં ખેદ મા કરીશ. જગતમાં-સંસારમાં દૈવયોગે જે કાંઇ સુખ-દુઃખાદિ આવી મળે તે, સર્વ સહન કરનાર મા ભોમની માફક, સહન કર. .....૨૨.

ઠ

[ ઠક્કુર = ઠાકોર, મોટા માણસનો; શ્વા = કૂતરો; અપિ = પણ; પૂજ્યઃસ્યાત્= આદરને પામે છે; નીચાશ્વો = નીચ માણસનો ઘોડો; ન = નહિ; કદાચન = કદાપિ, ક્યારેય; ઠક્કુરં શરણં = ઠાકોરના શરણે; યાહિ = તું જા; ત્રીશમ્ = ત્રિલોકનો નાથ; એકં = એક માત્ર; જગત્પતિમ્ = જગતનો પતિ. ] .....૨૩.

કોઈ ઠાકોર (ઠક્કુર) કે મોટા માણસનો કૂતરો પણ આદર પામે છે, હલકા માણસના ઘોડાને પણ કોઈ તેટલું પૂછતું નથી. જગત્પતિ ત્રિલોકનો નાથ એ એક જ સાચો ઠાકોર છે માટે એને જ શરણે જા. ૨૩.

ડ

[ ઓંકારડમરુ = ઓંકારરૂપી ડમરુ; ઉદ્‌ઘોષાદ્ = ઉદ્‌ઘોષથી, ઉચ્ચાર કરીને; દ્રાવય = પીગળાવી દો, ભગાડી દો; અશુભડાકિનીમ્ = અશુભ વાસનારૂપી ડાકિણી; ડિમ્ભઃ = બાળક; ભૂત્વા = બનીને; ડયસ્વ = અંતરિક્ષમાં ઊડ; આર્ય = હે આર્ય!; મા = નહિ; ડોમત્વં = હલકટપણું; સમાચર = આચર, અમલમાં મૂક. ] .....૨૪.

ઓંકારરૂપી ડમરુના ઘોષથી એટલે પ્રણવનો ઉચ્ચાર કરી પ્રણવના નાદથી અશુભ વાસનારૂપી ડાકિણીને ભગાડો અને પ્રણવરૂપી ડમરુના નાદથી ભડાકિની એટલે ભ્રાંતિરૂપી ડાકિનીને 'આશુ' એટલે સત્વર ભગાડી દો. બાળક બનીને હે આર્ય! અંતરિક્ષમાં ઊડ. હલકટપણું મા કર. ..... ૨૪.

**ઢ**

[ ક્ષમા = ક્ષમા, માફી; **ઢ**ાલયુત: = ઢાલયુક્ત; યસ્તુ = જે છે; સત્યખડ્ગ = સત્યરૂપી તલવાર; સમન્વિત: = સામેલ કરેલું, ધારણ કરેલું; શીલવર્મ = ચારિત્ર્યરૂપી બખ્તર; સમાયુક્ત: = રક્ષિત છે; સ = તે; કેન = કોનાથી; પરિભૂયતે = પરાજિત થઇ શકે?, હરાવી શકે. ] .....૨૫.

**જે ક્ષમારૂપી ઢાલયુક્ત છે, જેણે સત્યરૂપી ખડ્ગ ધારણ કર્યું છે, જે ચારિત્ર્યના (વિજ્ઞાનરૂપ) વર્મથી (બખ્તર) રક્ષિત છે તેને કોણ પરાજિત કરી શકે? (અર્થાત્ કોઇ જ નહીં.) .....૨૫.**

**ત**

[ '**ત**'કાર: = તકાર; વિષયાધ્યાસ: = વિષયાધ્યાસ છે; તન્મુક્તં = તેનાથી મુક્ત; તુ = પાદપૂરક શબ્દ; યદા = જ્યારે; મન: = મન; ઉન્મની = (મનની) ઉન્મની અવસ્થા; ગદિતા = કહ્યું છે; શાસ્ત્રે = શાસ્ત્રમાં; સિદ્ધયેત્ = સિદ્ધ થાય છે; મોક્ષપ્રદાયિની = મોક્ષ અપાવનારી. ] .....૨૬.

**'ત'કાર એટલે વિષયાધ્યાસ. એ વિષયાધ્યાસથી જ્યારે મન મુક્ત થાય છે ત્યારે તે ઉન્મની અવસ્થા કહેવાય છે. શાસ્ત્રમાં એવું કહ્યું છે કે એ ઉન્મની અવસ્થા જ્યારે સિદ્ધ થાય છે ત્યારે તે મોક્ષને અપાવનારી બને છે. .....૨૬.**

**થ**

[ **થ**શ્ચલ: = અચલ પર્વત; અણુમહાન્ = અણુ = પરમાણુ અને મહાન વસ્તુ; વા = અથવા; અપિ = પણ, પરંતુ; સર્વં = બધું; બ્રહ્મ = બ્રહ્મ; એવ = જ; કેવલમ્ = ફક્ત, કેવળ; ઈતિ = એમ; સ્યાત્ = છે; નિશ્ચલ: = નિશ્ચલ, અડગ; બોધ: = જ્ઞાન; તં = તેને; થં = ભય; ન = નહિ; બાધતે = અવરોધરૂપ, નડતરરૂપ, બાધક; કદા = ક્યારે પણ. ] .....૨૭.

**અચળ પર્વત અર્થાત્ સ્થાવર વસ્તુઓ અને અણુ-પરમાણુ કિંવા મહાન વસ્તુઓ- સ્થાવર જંગમ જે કાંઈ છે તે સર્વ કેવળ બ્રહ્મ જ છે એ નિશ્ચળ બોધ, જ્ઞાન જેને પ્રાપ્ત થયું છે તેને ભય બાધક થતો નથી અર્થાત્ તે અભયપદ પામે છે. ...૨૭.**

**દ**

[ '**દ**'કારેણ = '**દ**'કાર દ્વારા; દમ: = ઇંદ્રિયદમન; પ્રોક્ત: = કહેવાયું છે; દીને = ગરીબ તરફ, દીન તરફ; દાનં = દાન; દયા = દયા; તથા = અને;

દંભાદીનાં = દંભ વગેરેનો; પરિત્યાગ: = ત્યાગ કરીને; સ્વાત્મદોષા = પોતના દોષોનું, અનુદર્શનમ્ = જોવાનું. ] .....૨૮.

'**દ**'કાર દ્વારા દમ એટલે ઇંદ્રિયદમન કરવાનું કહ્યું છે. વળી જે દીન છે તેના પ્રત્યે દયાભાવ રાખવાનો અને દાન આપવાનો બોધ છે. દંભ આદિનો ત્યાગ કરીને પોતાના જ દોષ જોવાનું 'દ'કાર દ્વારા સૂચન છે. .....૨૮.

**ધ**

[ ધારણાત્ = ધારણ કરે છે તેથી; ધર્મ = ધર્મ; ઇતિ = એમ; આહુ: = કહેવાયું છે; ભેદભાવાત્ = ભેદભાવથી; ન = નહિ; તદ્ = તે; ભવેત્ = બની શકે; તસ્માત્ = તેથી; ભેદં = ભેદ; પરિત્યજ્ય = ત્યાગ કરીને; નિત્યધર્મં = નિત્ય એવા ધર્મનો; સમાશ્રયેત્ = આશ્રય કરવો. ] .....૨૯.

જે વ્યક્તિ અને સમાજને ધારણ કરે, છિન્નભિન્ન થતો અટકાવે, તેનું નામ ધર્મ. ભેદભાવથી એ બની શકે નહિ. માટે ભેદભાવનો ત્યાગ કરી નિત્ય એવા ધર્મનો આશ્રય કરવો. .....૨૯.

[ ધર્મમૂલા = મૂળમાં ધર્મ છે; શ્રિય: = સંપત્તિ; પ્રોક્તા = કહેવાયું છે; ધર્મમૂલં = મૂળમાં ધર્મ છે; તથા = તેમનું; સુખમ્ = સુખનું; ધર્મમૂલા = મૂળમાં પણ ધર્મ; ચ = અને; કીર્તિનું = કીર્તિનું; સ્યાત્ = છે; તસ્માત્ = તેથી; ધર્મં = ધર્મનું; સમાચરેત્ = સમ્યક્ પ્રકારે આચરણ કરવું જોઇએ. ] .....૩૦.

સર્વ સંપત્તિનું મૂળ ધર્મ છે તેમજ સર્વ સુખનું મૂળ પણ ધર્મ છે. કીર્તિનું મૂળ પણ ધર્મ જ છે. માટે મનુષ્યે ધર્મનું જ સમ્યક્ પ્રકારે આચરણ કરવું જોઇએ. .....૩૦.

[ આદિમધ્યાવસાનેષુ = આદિ, મધ્ય અને અંતમાં; યત્ = જે; કર્મ = કર્મ; નિર્મલં = નિર્મળ; શ્રુતમ્ = સાંભળ્યું છે, છે; તદ્ = તે; ધર્મં = ધર્મ; ઇતિ = એમ; જાનીહિ = તું જાણ, જ્ઞાત્વા = જાણીને; અપિ = પણ; એવં = તે પ્રમાણે; સમાચર = સમ્યક્ રીતે આચરણ કર. ] .....૩૧.

જે કર્મ આદિમાં, મધ્યમાં અને અંતમાં નિર્મળ છે તે કર્મ ધર્મ છે એમ જાણ અને જાણીને તે પ્રમાણે આચરણ કર. .....૩૧.

**ન**

[ નર્મદા = નર્મદા નદી; શર્મદા = કલ્યાણ કરનારી, આનંદ આપનારી; લોકે = આ લોકમાં; પુરારિ = શંકર, શિવ; પદદા = પદ આપનારી; મતા = મનાય છે;

યે = જેઓ; સેવન્તે = સેવે છે; નરા: = મનુષ્યો; ભક્ત્યા = ભક્તિથી, ભક્તિપૂર્વક; તે = તેઓ; ન = નહિ; યાન્તિ = જાય છે; પુનર્ભવમ્ = પુનર્જન્મ. ] .....૩૨.

**આ લોકમાં 'નર્મદા' આનંદ દેનારી છે અને શિવપદ દેનારી છે એમ મનાય છે. જે મનુષ્ય તેને ભક્તિથી સેવે છે તેનો પુનર્જન્મ થતો નથી. .....૩૨.**

## પ

[ પરાર્થ: = પરહિત, પરોપકાર; હિ = જ; પરં = પરમ્; પુણ્યં = પુણ્ય; પાપં = પાપ; તુ = અને; પરપીડનમ્ = બીજાને પીડા આપવી, પરપીડન કરવું; પકારગર્જનામ્ = 'પ'કારની ગર્જના; એતાં = આ, આવી; શ્રુત્વા = સાંભળીને; જાગૃહિ જાગૃહિ = જાગ, જાગ. ] .....૩૩.

**પરહિત એ જ પરમ પુણ્ય છે અને પરપીડન એ જ પાપ છે; આ પ્રકારની 'પ'કારની ગર્જના છે તેને સાંભળીને હે માનવી! જાગ્રત થા, જાગ્રત થા. .....૩૩.**

[ પરાર્થે = બીજા માટે, પરને કાજે; જીવનં = જીવન; યસ્ય = જેનું; સ: = તે; પુમાન્ = નર; સદ્ભિ: = સજ્જનો દ્વારા, સારા માણસો દ્વારા; ઉચ્યતે = કહેવાય છે, કહે છે; કીટ: = કીડો; અપિ = પણ; સ્વ = પોતાનું; ઉદર = પેટ; આપૂર્તૌ = ભરવા માટે; યતતે = પ્રયત્ન કરે છે; અત્ર = અહીં; ન = નહિ; વિસ્મય: = આશ્ચર્ય પામવા જેવું.] .....૩૪.

**જેનું જીવન પરાયા કાજે છે તેને સારા માણસો પુંમાન એટલે નર કહે છે, કારણ કે પોતાનું પેટ ભરવા માટે તો કીડો(કીટ) પણ પ્રયત્ન કરે છે તેમાં વિસ્મય પામવા જેવું શું છે? .....૩૪.**

## ફ

[ ફલાકાંક્ષા = ફળની આકાંક્ષા-ઇચ્છા; હિ = જ; બન્ધાય = બંધનનું કારણ છે; નિષ્કાંક્ષ: = આકાંક્ષા વગરનો; અમૃતમ્ = અમૃતને, અમૃતત્વને; અશ્નુતે = ખાય છે, પામે છે; તસ્માત્ = તેથી; કાંક્ષાં = આકાંક્ષાનો; પરિત્યજ્ય = પરિત્યાગ કરીને; યતતાં = પ્રયત્ન કરતાં રહો, પ્રયત્ન કરવો જોઇએ; લોકસંગ્રહે = લોકસંગ્રહ માટે. ] .....૩૫.

**ફળની આકાંક્ષા જ બંધનનું કારણ છે. જે આકાંક્ષા રહિત છે તે અમૃતત્વને પ્રાપ્ત કરે છે તેથી આકાંક્ષાનો પરિત્યાગ કરીને કેવળ લોકસંગ્રહ અર્થે જ કર્મનું આચરણ કરવાનો પ્રયત્ન કરવો જોઇએ. .૩૫.**

### બ

[ બલં = બળ; બલવતાં = બળવાનોનું; વિષ્ણુ: = વિષ્ણુ; નિર્બલાનાં = નિર્બળોનું; બલં = બળ; હરિ: = હરિ; સ્વકુલાદિબલં = પોતાના કુળ આદિના બળને; ત્યકત્વા = છોડીને; હરિમ્ = હરિને; એકં = એક માત્ર; સમાશ્રયેત્ = આશ્રય કરવો જોઇએ. ] .....૩૬.

**બળવાનોનું બળ વિષ્ણુ છે. નિર્બળનું બળ પણ હરિ છે તેથી પોતાના કુળ આદિના બળનો ત્યાગ કરીને એક માત્ર હરિને જ આશ્રયે જા. .....૩૬.**

### ભ

[ ભક્તિ: = ભક્તિ; ગરીયસી = શ્રેષ્ઠ; લોકે = જગતમાં; વિભક્તિ: = જુદાપણું; ભય = બીક, ડર; નાશિની = નાશ કરનારી છે; ભુક્તિદા = ભુક્તિ દેનાર; મુક્તિદા = મુક્તિ દેનાર; અમોઘા = અમોઘ, કદી નિષ્ફળ ન જાય તેવી; તિષ્યે = કળિયુગમાં; અત્ર = અહીં; ભવનાશિની = ભવ (જન્મ મરણ)નો નાશ કરનારી છે. ] .....૩૭.

**ભક્તિ જગતમાં શ્રેષ્ઠ છે, જુદાપણાને લીધે ઉત્પન્ન થતો ભય નાશ કરનાર છે, ભુક્તિ અને મુક્તિ ઉભયની દાતા છે, કદી નિષ્ફળ ન જાય તેવી છે. (અને તેથી તેનો જો આધાર ગ્રહણ કરીએ તો) આ કળિકાળમાં અહીં જ ભવનો (એટલે જન્મમૃત્યુના બંધનનો) નાશ કરનારી છે. .....૩૭.**

### મ

[ મમેતિ = મારું એમ; બધ્યતે = બંધાય છે, બાંધે છે; જન્તુ: = પ્રાણી; ન = નહિ; મમેતિ = મારું કોઈ એમ; પ્રમુચ્યતે = છૂટે છે, મુક્ત થાય છે; નિર્મમ: = મારું નથી; નિરહંકાર: = અહંકાર રહિત; સુખમત્યન્તમ્ = શ્રેષ્ઠ પ્રકારનું સુખ; અશ્નુતે = પામે છે, ખાય છે. ] .....૩૮.

**'મારું' માન્યું એટલે પ્રાણી બંધાય છે. 'મારું કોઈ નથી' એવી દઢ ભાવના થઈ કે દુ:ખના બંધનથી મુક્ત થાય છે. માટે જ જેને 'હું' અને 'મારું' નથી તે જ નર્યું સુખ પામે છે. .....૩૮.**

### ય

[ યમી = સંયમી; વન્દ્ય: = વન્દનને યોગ્ય; યમી = સંયમી; ધન્ય: = ધન્ય; મોક્ષભાક્ = મોક્ષ પામે છે; શીઘ્રમ્ = તરત; એવ = જ; સ: = તે; યમ: = યમરાજ;

ન વીક્ષતે = જોતા નથી; તાત = હે ભાઈ; યમિનં = સંયમી; ત્રીશસેવિનમ્ = ભગવાનને સેવનાર, ભગવદ્‌ભક્ત. ] .....૩૯.

જે સંયમી (યમી) છે તે વંદનીય છે, જે સંયમી છે તે ધન્ય છે. તે વિના વિલંબે મોક્ષ પામે છે. હે તાત! એવા સંયમી ભગવદ્‌ભક્તની સામે જોવાની યમની પણ તાકાત નથી. .....૩૯.

ર

[ રમાનાથ = લક્ષ્મીપતિ, વિષ્ણુ; રદ: = ઈચ્છા પૂરી કરનાર; દાસ: = દાસનું, અનન્યભાવે શરણે જનારનું; દુ:ખાત્યન્ત = દુ:ખનું કાયમી; નિવર્તક: = નિવારણ કરનાર; રમન્તે = રમમાણ થાય છે; ; યોગિન: = યોગીઓ; યત્ર = જ્યાં; સ = તે; રામ: = રામ; કિં = કેમ; ન = નહિ; સેવ્યતે = સેવા કરે છે. ] .....૪૦.

રમાનાથ એટલે લક્ષ્મીપતિ પરમાત્મા ઈચ્છા પૂરણ કરનાર છે અને અનન્યભાવે શરણ જનારના દુ:ખનું કાયમ નિવારણ કરનાર છે. જેમાં યોગીઓ રમમાણ થાય છે તે રામની-પરમાત્માની સેવા કેમ નથી કરતો? .....૪૦.

લ

[ લઘિમા = એક સિદ્ધિનું નામ; મહિમા = સિદ્ધિનું નામ; ચ = અને; એવ = જ; કર્મણા = કર્મથી; ભવતિ = જન્મે છે, નિપજે છે; પ્રભો = હે પ્રભુ!; ઈશેન = પરમાત્માથી; પૂરિતં = પરિપૂર્ણ છે; સર્વં = આ બધું; કો = કોણ; લઘુ = નાનુ; કો = કોણ; ગુરુ: = મોટું; ભુવિ = સંસારમાં, જગતમાં. ] .....૪૧.

લઘિમા અને મહિમા આદિ સિદ્ધિઓ અને વ્યાવહારિક લઘુતા મહત્તા માણસના કર્મથી નિપજે છે. જગત સર્વ પરમાત્માથી પરિપૂર્ણ છે ત્યાં સંસારમાં નાનું કોણ અને મોટું કોણ? (અર્થાત્ બધાં સમાન છે.) .....૪૧.

વ

[ વાસના = વાસના; જન્મમૂલં = જન્મનું મૂળ; સ્યાત્ = છે; તન્મુક્ત: = તેનાથી મુક્ત; મુક્ત = મુક્ત; ઉચ્યતે = કહેવાય છે; વાસના = વાસના; તાનવાત્ = ક્ષીણ કરવાથી; હિ = ખરેખર; આશુ = તરત, સત્વરે; મનોભંગ: = મનનો ભંગ; તત: = પછી; પરમ્ = પરમ તત્ત્વ.] .....૪૨.

જન્મનું મૂળ વાસના છે. તેનાથી જે મુક્ત થાય તે મુક્ત છે. વાસના ક્ષીણ કરવાથી સત્વર મનોભંગ થાય છે અને મનોભંગ થતાં જ

પરમ તત્ત્વની પ્રાપ્તિ સ્વયંસિદ્ધ જ છે. .....૪૨.

**શ**

[ શંકરં = શંકર; શંકરં = કલ્યાણ (શં) કરે છે; લોકે = જગતમાં; સુખદં = સુખ આપનાર; શરણં વ્રજેત્ = શરણે જવું જોઈએ; શ્યતિ = ક્ષીણ કરે છે; ઈતિ = એટલે; શંકર: = શંકર; પ્રોક્ત: = કહેવાયો છે; શં = કલ્યાણ; કરોતિ = કરે છે; ઈતિ = એમ, એ પ્રમાણે; વા = અથવા; હરિ: = દુ:ખ હરનાર. ] .....૪૩.

જગતનું જે કલ્યાણ કરે છે તેને શંકર કહે છે. જગતમાં તે જ સર્વ સુખ આપનાર છે. માટે તેને શરણે જવું જોઈએ. જે ભક્તોનાં દુ:ખોને ક્ષીણ કરે છે, નિવારણ કરે છે તે શંકર છે. અથવા તે જ સર્વ દુ:ખ હરણ કરનાર હરિ જે જગતનું કલ્યાણ કરતો હોવાથી તેને શંકર કહે છે. .....૪૩.

**ષ**

[ ષડારાતિગણં = છ (ષડ્) શત્રુઓનો (આરાતિ) સમૂહ (ગણં); હત્વા = નાશ કરીને; ષણ્મુક્ત: = ષડ્‌વિકારમાંથી મુક્ત; ભવ = થા; સુવ્રત = હે સુવ્રત!; ષણ્ડાલી = વ્યભિચારિણી સ્ત્રી; સહગા = સહચરો; હિ = સાચે જ; એતે = એ બધા; ષણ્ઢત્વં = નિર્માલ્ય; ત્વાં = તને; નયન્તિ = લઈ જશે; ભો: = હે . ] .....૪૪.

હે સુવ્રત (હે સારે રસ્તે વળેલા, પરમાત્મપ્રાપ્તિ માટે કટિબદ્ધ થએલા સાધક!), રસરૂપી છ (ષડ્) શત્રુઓનો નાશ કરીને (કામ, ક્રોધાદિ) ષડ્ વિકારોમાંથી મુક્ત થા, કારણ કે એ, (માયારૂપી) વ્યભિચારિણી સ્ત્રીના સહચરો છે. એ તને બધી રીતે નિર્માલ્ય બનાવશે. .....૪૪.

**સ**

[ સત્યમેવ = સત્ય એ જ; પર:ધર્મ = પરમ ધર્મ; સત્યમેવ = સત્ય એજ; પરં તપ: = પરમ તપ; સત્યમેવ = સત્ય એ જ; પરા પૂજા = મહા પૂજા; તસ્માત્ = તેથી; સત્યં = સત્યનો; સમાશ્રયેત્ = સારી રીતે આશ્રય કરવો જોઈએ. ] .....૪૫.

સત્ય એ જ પરમ ધર્મ છે, સત્ય એ જ પરમ તપ છે, સત્ય એ જ મહાપૂજા છે, તેથી સત્યનો સારી રીતે આશ્રય કરવો જોઈએ. ૪૫.

[ સત્યં = સત્ય, સ્વરૂપ; જ્ઞાનમ્ = જ્ઞાનસ્વરૂપ; અનન્તમ્ = અનંત; યદ્ = જે; બ્રહ્મ = બ્રહ્મ; અચિન્ત્યમ્ = અચિન્ત્ય છે; અરૂપકમ્ = અરૂપ છે; તત્પદાર્થેન =

તત્પદના લક્ષ્યાર્થથી; વિખ્યાતં = જે વિખ્યાત થયું છે, જેનું વર્ણન થયું છે; તત્પરઃ = તત્પરાયણ; ભવ = થા; સુવ્રત = હે સુવ્રત! ] .....૪૬.

જે બ્રહ્મ છે તે સત્યસ્વરૂપ છે, જ્ઞાનસ્વરૂપ છે, અનંત છે, અચિન્ત્ય છે, અરૂપ છે, તત્પદમાં લક્ષ્યાર્થથી એનું જ અનેક રીતે વર્ણન કરેલું છે. માટે હે સુવ્રત! તત્પરાયણ થા. .....૪૬.

**હ**

[ 'હ'કારઃ = 'હ'કાર; રવિઃ = સૂર્ય; ઈતિ = એમ; ઉક્તઃ = કહેવાયું છે; 'ઠ'કારઃ = 'ઠ'કાર; ચન્દ્રઃ = ચંદ્ર; ઉચ્યતે = કહેવાય છે; તયોઃ = એ બેની; ઐક્યં = એકતાને; હઠં = હઠ યોગ; વિદ્ધિ = જાણ; ન = નહિ; હઠઃ = હઠ; દેહપીડનમ્ = દેહને કષ્ઠ આપવું, દેહપીડન કરવું. ] .....૪૭.

'હ'કાર એટલે રવિ (પ્રાણ અથવા પરમાત્મા) અને ઠકાર એટલે ચંદ્ર (એટલે અપાન કિંવા જીવાત્મા). ઉભયની એકતાને હઠયોગ કહેવામાં આવે છે. કેવળ દેહપીડન એ સાચો હઠયોગ નથી. .....૪૭.

[ હરિઃ = વિષ્ણુ; એવ = જ; હરઃ = શંકર; સાક્ષાત્ = સાક્ષાત; હરઃ = શંકર; એવ = જ; હરિઃ = વિષ્ણુ; સ્વયં = જાતે, પોતે; અભેદે = અભેદમાં; ભેદમ્ = ભેદ; આરોપ્ય = આરોપણ કરીને; તુ = પાદપૂરક શબ્દ; અક્ષયં = કાયમને માટે; નરકં = નરક; વ્રજેત્ = જાય છે. ] .....૪૮.

હરિ એ જ સાક્ષાત્ હર છે અને હર એ પોતે જ હરિ છે. (હર અને હરિ અભેદ છે તે) અભેદમાં જે ભેદબુદ્ધિનો આરોપ કરે છે તે કાયમના નરકમાં જાય છે. .....૪૮.

[ હર્ષશોકૌ = હર્ષ અને શોક; સમૌ કૃત્વા = સમાન માનીને; લાભહાની = લાભ હાનિ; તથા = અને; એવ = જ; ચ = અને; માનામાનૌ = માન અને અપમાન; સ્તવં નિન્દાં = વખાણ અને નિંદા; હિ = ખરેખર; આત્માનંદે = આત્માનંદમાં જ; સદા = કાયમ; આરમ = રમણ કર. ] .....૪૯.

હર્ષ અને શોક બે સમાન માનીને, લાભહાનિને પણ સરખાં ગણીને, માન અપમાન, સ્તુતિનિંદા વગેરેને પણ સરખાં જ ગણીને સદા આત્માનંદમાં જ રમણ કર. .....૪૯.

[ રંગપ્રણીતા = રંગપ્રણીત; તુ = પાદપૂરક શબ્દ; અક્ષરગીતા = અક્ષર (વર્ણ) ગીતા; ગેયા = ગાવા જેવી; ધ્યેયા = ધ્યાન કરવા જેવી; મુક્તિપ્રદા = મુક્તિ આપનારી; નો = નહિ; દેયા = આપવી જોઈએ; સા = તે; યસ્મૈ કસ્મૈ = જેને તેને,

ગમે તેને; સત્ = સાચા; શિષ્યાય = શિષ્યને; સદા = હંમેશાં; દેયા = આપવી જોઈએ.]
.....૫૦.

રંગપ્રણીત આ અક્ષરગીતાનું ગાન કરવાથી, અને ધ્યાનપૂર્વક તેનું ચિંતન કરવાથી તે મુક્તિપ્રદા બને છે. એ ગમે તેને આપવા યોગ્ય નથી. જે સચ્છિષ્ય છે તેને સદા આપવા યોગ્ય છે. .....૫૦.

## ૩૬. બોધમાલિકા

વાસુદેવગુરું નત્વા સત્તામાત્રં સદોદિતમ્ ।
સ્વાત્મરઞ્જનમાત્રાર્થં તન્યતે બોધમાલિકા ॥૧॥

કર્મણા મલમાક્ષાલ્ય પૂર્વપાપસમુદ્ભવમ્ ।
ઉપાસનેન વિક્ષેપં જ્ઞાનેનાવરણં ત્યજેત્ ॥૨॥

કર્મૈવ કારણં વિદ્ધિ જીવાનાં સુખદુ:ખયો: ।
સાર્થં બન્ધાય નિષ્કામં મુક્તયે સમુદાહૃતમ્ ॥૩॥

ઔષધં ભગવન્નામ વૈદ્ય: કારુણિકો ગુરુ: ।
સંસારરોગનાશાય પથ્યં સાધુસમાગમ: ॥૪॥

મંત્રમૂલં ગુરોર્વાક્યં ગુરોરાજ્ઞા તુ પદ્ધતિ: ।
સ્મરણં કવચં પ્રોક્તં ગુરોર્નામ સહસ્રકમ્ ॥૫॥

હૃદયં પરિચર્યા સ્યાદ્ ગીતા સ્વૈરકથાસ્તથા ।
શિષ્યાજ્ઞાનસંહતેશ્ચ ગુરુ: સાક્ષાદ્ધર: સ્મૃત: ॥૬॥

ભાષણં ભષણં વિદ્ધિ ચિત્તસ્વાસ્થ્યપ્રહારકમ્ ।
સભા ભાસો વૃથા લોકે તસ્માજ્જાગૃહિ જાગૃહિ ॥૭॥

કાકા: શબ્દં પ્રકુર્વન્તિ ન કા- મૂલં વિજાનતે ।
સોઽહં હંસસ્તુ તદ્વેત્તિ મૂકસ્તત્ત્વે પ્રતિષ્ઠિતે ॥૮॥

આત્મા મે ગુરુરાખ્યાતો મનઃ શિષ્યો હ્યનુત્તમઃ।
ઉપદેશસ્તત્ત્વમસિ સોઽહં મંત્રઃ સનાતનઃ ॥૯॥

યાવજ્જીવં સુખં જીવેજ્જ્ઞાત્વાત્માનં પરં વ્રજેત્।
જીવાત્મૈક્યં પરં તત્ત્વં યજ્જ્ઞાત્વા નો પુનર્ભવેત્ ॥૧૦॥

સ્મરણં સ્વસ્વરૂપસ્ય હ્યખણ્ડૈકાત્મના તુ યત્।
તદેકં ભજનં પ્રોક્તં જન્મમૃત્યુજરાપહમ્ ॥૧૧॥

યદદ્‌ભ્યોઽત્ર સમુત્પન્નં ભાતં ફેનાદિકં ચ યત્।
નામરૂપાત્પકં વિદ્ધિ મિથ્યા બુદ્‌બુદવીચયઃ ॥૧૨॥

સ્મરણં યચ્છરીરસ્ય તદ્ધિ પાખણ્ડમુચ્યતે।
પાખણ્ડં નરકાયૈવ ત્રિઃ સત્યં પ્રબ્રવીમ્યહમ્ ॥૧૩॥

યો યેષાં સર્વરૂપાણિ યસ્ય યત્તત્સુબુધ્યતામ્।
રૂપભ્રાન્તિર્વૃથા લોકે હ્યરૂપં તત્તુ નિર્મલમ્ ॥૧૪॥

મલિના સ્વાન્તરે યે તુ તે ન પશ્યન્ત્યમું તથા।
નાનારૂપધરો યોઽસૌ ભક્તાનુગ્રહકાંક્ષયા ॥૧૫॥

કૃતેષુ ચાકૃતં પશ્યેદકૃતેષુ કૃતં તથા।
કૃતાકૃતજ્ઞઃ સ જ્ઞાની ન કૃતૈર્બધ્યતે કદા ॥૧૬॥

પુનર્ભૂઃ સ્યાત્તથા નૈવ વાસનામુક્તિઃ પુમાન્।
ક્ષીણે ભોગે તનું ત્યક્ત્વા બ્રહ્મણા હ્યેકતાં વ્રજેત્॥૧૭॥

નરસ્ત્વકર્મા યશ્ચાન્તઃ સ્મરતે વિષયાંસ્તથા।
પચ્યતે નરકે ઘોરે મિથ્યાચારઃ સ પાપભુક્ ॥૧૮॥

ભુક્ત્વા યઃ સ્વેચ્છયા કામાનિચ્છેચ્છાન્તિં સ મૂઢધીઃ।
ઘૃતેનાનલવલ્લોકે કામો ભોગેન વર્ધતે ॥૧૯॥

સ સર્વાનાપ્નુયાત્કામાન્ યો નિરાશઃ સદાન્તરે।
આશાદાસો જગદ્‌દાસો નિરાશીઃ સાર્વભૌમ ઈત્ ॥૨૦॥

નો જનિ: સત્યમેતસ્ય ત્યક્તેચ્છસ્ય કદાચન।
કામબીજો ભવતરુર્નષ્ટે બીજે કુતોઽઙ્કુર: ॥૨૧॥

આકાર: કલ્પનામાત્રો હ્યાદ્યન્તે નૈવ દૃશ્યતે।
અસ્તિભાતિપ્રિયત્વેન ચાત્મા હ્યેકોઽવશિષ્યતે ॥૨૨॥

સાકારં વા નિરાકારં હ્યેકં દ્વિ ત્રીણિ વા તથા।
વિવદન્તે વૃથા બાલા બ્રહ્મ માનાતિગં હિ તત્ ॥૨૩॥

ય: સ્મરન્ યાતિ યદ્ભાવં તદ્ભાવં સ વ્રજેદ્ ધ્રુવમ્।
ઇત્યેષા ધ્યાનમીમાંસા કથિતા યોગવિત્તમૈ: ॥૨૪॥

યસ્તરન્ભવસિન્ધું નો વિસ્મરેદાત્મવૈભવમ્।
ન સ કાલત્રયે મૃત્યોર્વશં યાતિ સુવિત્તમ: ॥૨૫॥

એકો ય: શાશ્વતો નિત્ય: કો હન્યાત્કેન તં કથમ્।
સર્વં હ્યાત્મેતિ જાનીયાદ્ મૃત્યોર્મુત્યુ: સ ભીષણ: ॥૨૬॥

સ્વં ભજન્નાન્યદાપ્નોતિ સ્વસ્મિન્નેવ લયં વ્રજેત્।
સર્વં સ્વાત્મેતિ જ્ઞાનેન જીવન્મુક્તશ્ચરેદ્ ભુવિ ॥૨૭॥

સુગતિં સમવાપ્નોતિ ગુરુભક્ત: સદાનઘ।
તસ્માત્સર્વેણ ભાવેન સદ્ગુરું શરણં વ્રજેત્ ॥૨૮॥

વદન્તિ વિવિધં હ્યેનમાત્માનં સર્વતોમુખમ્।
એકં નિત્યમજં દેવં કૂટસ્થમચલં ધ્રુવમ્ ॥૨૯॥

સ્તોતું ક: પ્રભવેન્નૂનં હ્યાત્માનં તં નિરામયમ્।
વેદા યદ્વર્ણને મૂકા નેતિ નેતિ બ્રુવન્તિ હિ ॥૩૦॥

યમિન: કર્મશોક્લ્યેન ભવન્તિ સદ્ગુરુપ્રિયા:।
કિં દુર્લભં તતસ્તેષાં નાસ્તિ દાતા ગુરો: પર: ॥૩૧॥

વદાન્યે પરમે રત્વા કોઽન્યત્ર રન્તુમાવ્રજેત્।
સ્વાયત્તાં પદ્મિનીં ત્યક્ત્વા ક: પરાં કુષ્ઠિનીં વ્રજેત્ ॥૩૨॥

કં ધ્યાયેત્ કં વદેત્ સાધો મનઃ કે હ્યેવ વેશયેત્ ।
અન્યા વાચો વિમુઞ્ચેન કે સર્વત્ર વિભાવયેત્ ॥૩૩॥

યઃ સર્વં સ્વાત્મનીક્ષેત સ્વાત્માનં સર્વગં તથા ।
તસ્ય સર્વમયસ્યાત્ર કુતઃ શોકાપ્તિરમૃત ॥૩૪॥

નિર્દંભઃ સદા લોકે નિર્ધનોઽપિ ચ નિઃસ્પૃહઃ ।
યતાત્મા યોગિરાડત્ર વિના પુણ્યં ન દશ્યતે ॥૩૫॥

અસારઃ સાર ઈત્યેવં મત્વા દુઃખં વ્રજેન્નરઃ ।
અતસ્મિંસ્તન્મતિર્નૂનમધ્યાસો દુઃખમૂલકમ્ ॥૩૬॥

પ્રેમતઃ પરમાપ્નોતિ યસ્માત્પ્રેમમયં બૃહત્ ।
સર્વાત્મૈક્યં હિ પ્રેમ સ્યાદ્દેહાસક્તિર્ન નારકી ॥૩૭॥

પ્રમત્તઃ સ્વાત્મચિન્તાયાઃ પશ્યેદ્ દ્વૈતં તુ મૂઢધીઃ।
જ્ઞાતે હ્યાત્મનિ નો દ્વૈતં નો શોકો મોહ આર્તતા ॥૩૮॥

પાવનં પરમેશાનં દષ્ટ્વાપ્યજ્ઞો ન પશ્યતિ ।
હિત્વા નાભિસ્થકસ્તૂરીં બહિર્ધાવતિ હૈણવત્ ॥૩૯॥

ન ચાન્યત્તદભિન્નં વા ભિન્નં કુત્રાપિ વિદ્યતે ।
યદસ્તિ તત્તદેવાત્ર સર્વં બ્રહ્મેતિ વૈ શ્રુતિઃ ॥૪૦॥

સ્થૂલં મૃષા મૃષા સૂક્ષ્મં મૃષા કારણમેવ ચ ।
તત્પરં ચ પરં બ્રહ્મ કાર્યકારણવર્જિતમ્ ॥૪૧॥

સ્વસ્વરૂપં તુ તદ્ધિદ્ધિ હ્યાત્મા બ્રહ્મૈવ કેવલમ્ ।
અહં-બ્રહ્માદિસંકલ્પરહિતં નામવર્જિતમ્ ॥૪૨॥

સ્વાત્મનો નો પરં તત્ત્વં જ્ઞાતે ચાત્મનિ નો પરઃ।
સ્વસ્મિઞ્જ્ઞાતે ન જ્ઞાતવ્યં પ્રાપ્તવ્યં કાર્યમેવ વા ॥૪૩॥

નિઃસઙ્ગો વિહરેલ્લોકે હ્યાપ્તકર્મા નિરામયઃ।
અન્યચિન્તાં ન કુર્વીત પ્રારબ્ધે દત્તદક્ સુધીઃ ॥૪૪॥

અહં બ્રહ્મેતિ શબ્દો દ્વૌ તત્ત્વં હ્યેકં તુ નિર્મલમ્ ।
કેનાપિ વર્ણ્યતાં નામ્ના વસ્ત્વન્યન્નો ભવેત્ક્વચિત્ ॥૪૫॥

અહમેવ પરં બ્રહ્મ બ્રહ્મૈવાહં પુનઃ પુનઃ ।
બ્રહ્મૈવૈકં ન ચાન્યોઽહં નાહં ન ત્વં ન વૈ હ સઃ ॥૪૬॥

આત્મા વૈ બ્રહ્મનામાસ્તિ દેહભેદે હ્યહં તુ સઃ ।
આત્મવ્યોમ્નિ દેહમેઘો રજ્જવાં મિથ્યા ભુજઙ્ગમઃ ॥૪૭॥

સુવચઃ શ્રૃણુ મે હ્યેતન્નાસ્તિ જ્ઞાનમતઃ પરમ્ ।
તત્પરો ભવ તન્નિષ્ઠસ્તેન શાન્તિમવાપ્સ્યસિ ॥૪૮॥

દેહભાવેન દાસત્વં જીવભાવેન ચાંશતા ।
આત્મભાવેન હ્યેકત્વમિત્યેષા પરમાર્થતા ॥૪૯॥

મલે નિવૃત્તે મન આવિશેત્સ્વયં
હ્યુપાસનામાર્ગગમન્તરાત્મનિ ।
તસ્મિન્પ્રવિષ્ટે તદુ ચૈવ તદ્ભવે-
ન્નિરસ્તસંકલ્પમનામયં સ્યાત્ ॥૫૦॥

સ્વયં નીરઙ્ગરઙ્ગેન ગ્રથિતૈષા સુમાલિકા ।
સ્વાભિન્નસર્વકણ્ઠેઽતશ્ચાર્પિતાઽસ્તુ સુબોધદા ॥૫૧॥

ઇતિ શ્રીદત્તપાદારવિંદમિલિન્દબ્રહ્મચારિપાણ્ડુરઙ્ગ (રઙ્ગ અવધૂત) મહારાજવિરચિતં બોધમાલિકા સમ્પૂર્ણા ।

❀

## શબ્દાર્થ

[ વાસુદેવગુરું=વાસુદેવ ગુરુને; નત્વા=નમીને, પ્રણામ કરીને; સત્તામાત્રં = સત્તારૂપ; સદા = હંમેશાં; ઉદિતમ્ = પ્રગટ જ્યોતિરૂપ; સ્વાત્મરંજનમાત્રાર્થં = માત્ર સ્વાત્માના આનંદ માટે; તન્યતે = ગૂંથું છું (ગૂંથાય છે); બોધમાલિકા = બોધરૂપ માળા. ] .....૧.

# અર્થ

વાસુદેવ ગુરુને નમું સત્તાજ્યોતિસ્વરૂપ;
સ્વાત્મરંજન કારણે ગૂથું માળ સુરૂપ. .....૧.

[ કર્મણા = કર્મથી; મલમ્ = મળને; આક્ષાલ્ય = ધોઇને, દૂર કરીને; પૂર્વ પાપ સમુદ્ભવમ્ = પૂર્વ પાપથી ઉદ્ભવેલા; ઉપાસનેન = ઉપાસનાથી; વિક્ષેપં = વિક્ષેપને, ચંચળતાને; જ્ઞાનેન = જ્ઞાનથી; આવરણં = આવરણ; ત્યજેત્ = ત્યજવાં જોઇએ. ] .૨.

પૂર્વ પાપ મળ[૧] કર્મથી, ઉપાસને [૨]વિક્ષેપ;
ત્યજે આવરણ[૩] જ્ઞાનથી; એ સાધનસંક્ષેપ. .....૨.

[ કર્મ = કર્મ; એવ = જ; કારણં = કારણરૂપ; વિદ્ધિ = જાણ, જાણો; જીવાનાં = જીવોના; સુખદુ:ખયો: = સુખદુ:ખનું; સાર્થં = સકામ; બન્ધાય = બંધનરૂપ; નિષ્કામં = નિષ્કામ; મુક્તયે = મુક્તિ માટે; સમુદાહૃતમ્ = સારી રીતે કહ્યું છે. ] ...૩.

કારણ સુખદુ:ખો તણું, કર્મ જાણ તમામ;
બાંધે સકામ સર્વને, કરે મુક્ત નિષ્કામ. .....૩.

[ ઔષધં = ઓસડ, દવા; ભગવન્નામ = ભગવાનનું નામ; વૈદ્ય: = વૈદ્ય; કારુણિકો = કરુણાવાળા, દયાળુ; ગુરુ: = ગુરુ; સંસારરોગનાશાય = સંસારરૂપી રોગનો નાશ કરવા માટે; પથ્યં = ચરી, પરેજી; સાધુસમાગમ: = સાધુનો સમાગમ, સત્સંગ. ].૪.

ભવની ભાવટ ભાંગવા, ઓસડ હરિનું નામ;
વૈદ્ય દયાળુ સદ્ગુરુ, ચરી સુસંગ [૪]અકામ. .....૪.

[ મંત્રમૂલં = મંત્રનું મૂળ; ગુરો: = ગુરુનું; વાક્યં = વાક્ય; ગુરોરાજ્ઞા = ગુરુની આજ્ઞા; તુ = પાદપૂરક શબ્દ; પદ્ધતિ = પદ્ધતિ, મંત્રજપાદિની રીત; સ્મરણં = સ્મરણ; કવચં = કવચ; પ્રોક્તં = કહેવાયું છે, કહ્યું છે; ગુરોર્નામ = ગુરુનું નામ; સહસ્રકમ્ = હજાર નામ, સહસ્રનામ; ] .....૫.

મંત્રમૂળ ગુરુવાક્ય છે, પદ્ધતિ[૫] આજ્ઞા આમ;
સ્મરણ કવચ કહ્યું તને, સહસ્રનામ ગુરુનામ. .....૫.

[ હૃદયં = 'હૃદય' નામક સ્તોત્ર; પરિચર્યા = સેવા; સ્યાદ્ = હજો; ગીતા = ગીતા; સ્વૈરકથા: = ગુરુની આડી અવળી વાતો, ઇચ્છામાં આવે તે પ્રમાણે કરેલી વાતો; તથા=તેમ; શિષ્યાજ્ઞાન=શિષ્યનું અજ્ઞાન; સંહર્તે=હરવા માટે; ચ=અને; ગુરુ:=શ્રીગુરુ; સાક્ષાત્ = સાક્ષાત્; હર: = શિવ; સ્મૃત: = કહેવાયું છે. ] .....૬.

---

૧. પૂર્વ પાપના સંસ્કારરૂપ મળ, જેથી સત્કર્મમાં પ્રવૃત્તિ જ ન થાય. ૨. વિષયવાસનાઓથી ચિત્તમાં રહેતી ચંચળતા. ૩. સ્વરૂપાચ્છાદક અજ્ઞાન. ૪. નિ:સ્વાર્થ. ૫. મંત્રજપાદિની રીત.

ગીતા [1]સ્વૈરકથા કહી, સેવા હૃદય[2] સુજાણ;
ગુરુ સાક્ષાત્ શિવ છે નકી, હરે શિષ્ય-અજ્ઞાન. .....૬.

[ ભાષણં = પ્રવચન, ભાષણ; ભષણં = ભસવું; વિદ્ધિ = તું જાણ; ચિત્તસ્વાસ્થ્યપ્રહારકમ્ = ચિત્તની શાંતિ (સ્વસ્થતા)ને હરનારું; સભા = લોકોને એકઠા કરવા; ભાસ = આભાસ છે; વૃથા = નકામો; લોકે = જગતમાં; તસ્માત્ = તેથી; જાગૃહિ = જાગ. ] .....૭.

ભાષણ ભસવું જાણ તું, ચિત્તશાન્તિહર જેહ;
સભા ભાસ ખોટો જગે, માટે જાગ [3]સદેહ. .....૭.

[ કાકા: = કાગડાઓ; શબ્દં = કા..કા એવો શબ્દ; પ્રકુર્વન્તિ = કરે છે; ન = નહિ; કા-મૂલં = 'કા'નું મૂળ; વિજાનતે = વિશિષ્ટ રીતે જાણવું; સોऽહં = તે (સ:) હું (અહં) છું; હંસ: = હંસ; તુ = પાદપૂરક શબ્દ; તત્ = તે; વેત્તિ = જાણે છે; મૂક: = મૂગો; તત્ત્વે = તત્ત્વમાં; પ્રતિષ્ઠિતે = સ્થિર થતાં. ] .....૮.

કા...કા[4]... કરંત કાગડા, લહે ન કા-નું મૂળ;
જાણે સોહં હંસ એ, મૂક તત્સ્થ[5] રે' શૂર. .....૮.

[ આત્મા = આત્મા; મે = મમ = મારો; ગુરુ: = ગુરુ; આખ્યાત: = કહેવાયો છે; મન: = મન; શિષ્ય: = શિષ્ય; હિ = ખરેખર; અનુત્તમ: = શ્રેષ્ઠ, ઉત્તમ; ઉપદેશ:= બોધ, ઉપદેશ; તત્ત્વમસિ = તે તું છે; સોऽહં = તે હું છું; મંત્ર: = મંત્ર; સનાતન: = સનાતન. ] .....૯.

આત્મા ગુરુ મારો નકી, મન શિષ્યોત્તમ જાણ;
તત્ત્વમસિ ઉપદેશ છે, સોહં મંત્ર પુરાણ. .....૯.

[ યાવત્ = જ્યાં સુધી; જીવં = જીવો; સુખં = સુખેથી; જીવેત્ = જીવવું જોઈએ; જ્ઞાત્વા = જાણીને; આત્માનં = આત્માને; પરમં=પરમ; વ્રજેત્=ચાલવું જોઈએ; જીવાત્મૈક્ય = જીવ અને આત્માની એકતા; પરં તત્ત્વં = પરમ તત્ત્વ; યદ્ = જે; જ્ઞાત્વા = જાણીને; ન: = નહિ; પુનર્ભવેત્ = ફરી જન્મ થતો નથી. ] .....૧૦.

આનંદે જીવવું સદા, જાણી આત્મ પરમ;
પરમ તત્ત્વ આત્મૈક્ય છે, અનુભવ્યે ન જે જન્મ. ...૧૦.

[ સ્મરણં = સ્મૃતિ, સ્મરણ; સ્વસ્વરૂપસ્ય = પોતાના સ્વરૂપનું; હિ = ખરેખર, સાચે; અખંડ = અખંડ; એકાત્મના = ચિત્તની એકાગ્રતાથી; તુ = પાદપૂરક શબ્દ;

---

૧. આડીઅવળી વાતો. ૨. શાસ્ત્રીય ઉપાસનાનાં ગીતા, સહસનામ, સ્તવરાજ (સ્તુતિ) કવચ ને હૃદય- એ પંચાગમાંનું હૃદય નામક સ્તોત્ર. ૩. શરીર સારું છે ત્યાં સુધી. ૪. કોણ? (હું કોણ છું?). ૫. એ આત્મસ્વરૂપમાં સ્થિર.

યત્ = જે; તદેકં = તે એક, તે જ; ભજનં = ભજન; પ્રોક્તં = મનાયું છે, કહેવાયું છે; જન્મમૃત્યુજરાપહમ્ = જન્મ, મૃત્યુ અને ઘડપણને ટાળનારું, દૂર કરનારું. ] ...૧૧.

અખંડ ચિત્તાગ્રચથી, સ્વસ્વરૂપ ચિંતન,
ભજન મુખ્ય એ જાણવું, ટાળે જન્મમરણ. .....૧૧.

[ યદ્ = જે; અદ્‌ભ્ય: = પાણીમાંથી; અત્ર = અહીં; સમુત્પન્નં = ઉત્પન્ન થયું છે; ભાતં = પ્રકાશે છે, દેખાય છે; ફેનાદિકં = ફીણ વગેરે; ચ = અને; યત્ = જે; નામરૂપાત્મકં = નામ અને રૂપવાળું; વિદ્ધિ = તું જાણ; મિથ્યા = મિથ્યા; બુદ્‌બુદ્‌વીચય: = મોજાંના પરપોટા. ] .....૧૨.

જે જળ માંહે નિપજ્યું, બુદ્‌બુદ[૧] ફીણતરંગ;
નામરૂપ વિણ ના કશું, મિથ્યા જાણ તદંગ. .....૧૨.

[ સ્મરણં = સ્મરણ, સ્મૃતિ રહેવી; યત્ = જે; શરીરસ્ય = શરીરનું; તત્ = તે; હિ = જ; પાખંડમ્ = પાખંડ; ઉચ્યતે = કહેવાય છે; પાખંડં = પાખંડ; નરકાય = નરક માટે; એવ = જ; ત્રિ: સત્યં = ત્રિવાર સત્ય; પ્રબ્રવીમિ = કહું છું; અહં = હું. ] .૧૩.

સ્મરણ જેહ શરીરનું, તે જ પાખંડ જાણ;
નરકપ્રાપ્તિ પાખંડથી, નિ:સંશય તું માન. .....૧૩.

[ યો યેષાં સર્વરૂપાણિ = ય: અને યેષાં એવાં બધાં રૂપો; યસ્ય = જેના; યત્ = જે; તત્ = તે; સુબુધ્યતામ્ = સારી રીતે જાણ; રૂપભ્રાન્તિર્વૃથા લોકે = જગતમાં રૂપની ભ્રાન્તિ વૃથા છે; હિ = ખરેખર; અરૂપં = નિર્ગુણ, રૂપ વિનાનું; તત્ = તે, પરબ્રહ્મ; તુ = પાદપૂરક શબ્દ; નિર્મલમ્ = નિર્મળ. ] .....૧૪.

**યો યેષાં** જે **યત્** તણાં, મૂળ જાણ તે રૂપ;
રૂપભ્રાંતિ વૃથા જગે, નિર્મળ એહ અરૂપ. .....૧૪.

[ મલિના = મલિન, મેલવાળા; સ્વાન્તરે = પોતાના અંત:કરણમાં; યે = જેઓ; તુ = પાદપૂરક શબ્દ; તે = તેઓ; ન = નહિ; પશ્યન્તિ = જુએ છે; અમું = એને; તથા = તેવું, તે રીતનું; નાનારૂપધરો = અનેક રૂપ ધરનાર; ય: = જે; અસૌ = એ; ભક્તાનુગ્રહકાંક્ષયા = ભક્તો પર અનુગ્રહ કરવાની ઇચ્છાથી (કાંક્ષયા).] .....૧૫.

અંતરમાં મેલા ન એ દેખે રૂપ યથાર્થ;
ભક્તાનુગ્રહ કારણે ધરે રૂપ જે [૨]સાર્થ. .....૧૫.

[ કૃતેષુ = કર્યું તેમાં, કર્મમાં; ચ = અને; અકૃતં = અકર્મ; પશ્યેદ્ = જોવું જોઇએ, જુએ; અકૃતેષુ = અકર્મમાં; કૃતં = કર્મ; તથા = તેમ, તેવું; કૃતાકૃતજ્ઞ: = કર્મ

૧. પરપોટા. ૨. અર્થવાળું, સગુણ.

(કૃત) અને અકર્મ (અકૃત)ને જાણનાર (જ્ઞ:); સ: = તે; જ્ઞાની = જ્ઞાની પુરુષ; ન = નહિ; કૃતે: = કર્મોથી; બધ્યતે = બંધાય છે; કદા = કદિ પણ. ] .....૧૬.

કર્મે અકર્મ જે જુએ, કર્મ અકર્મે તેમ;
જ્ઞાની કર્માકર્મને જાણી પડે ન એમ. .....૧૬.

[ પુનર્ભુ: = પુનર્જન્મ; સ્યાત્ = થાય; તથા = અને; નૈવ = નહિ જ; વાસનામુક્તિ: = વાસનાથી મુક્તિ; પુમાન્ = મનુષ્યને; ક્ષીણે ભોગે = ભોગવવાથી ક્ષીણ થયે; તનું = શરીર; ત્યક્ત્વા = ત્યજીને, છોડીને; બ્રહ્મણા = બ્રહ્મ સાથે; હિ = ખરેખર; એકતાં = ઐક્ય; વ્રજેત્ = પામે છે, જાય છે, ભળે છે. ] .....૧૭.

મુક્ત વાસનાથી તથા જન્મે ફરી ન એહ;
પ્રારબ્ધાન્તે તનુ ત્યજી, ભળે બ્રહ્મમાં તેહ. .....૧૭.

[ નર: = મનુષ્ય; તુ = પાદપૂરક શબ્દ; અકર્મા = અકર્મા; ય: = જે; ચ = અને; અન્ત: = અંતરમાં; સ્મરતે = સ્મરણ કરે છે, ચિંતન કરે છે; વિષયાન્ = વિષયોનું; તથા = તેમ; પચ્યતે = સડે; નરકે ઘોરે = ઘોર નરકમાં; મિથ્યાચાર: = મિથ્યાચારી, ઢોંગી; સ: = તે; પાપભુક્ = પાપાહારી. ] .....૧૮.

બહાર અકર્મા, અંતરે કરે વિષયચિંતન;
ઢોંગી પાપાહારી એ, સડે નરકનિમગ્ન. .....૧૮.

[ ભુક્ત્વા = ભોગવીને; ય: = જે; સ્વેચ્છયા = સ્વેચ્છાથી, લહેરથી; કામાન્= વિષયો; ઇચ્છેત્ = ઇચ્છે છે; શાન્તિં = શાંતિ; સ: = તે; મૂઢધી = મૂઢ બુદ્ધિવાળો, (ખર = ગધેડો); ઘૃતેન = ઘીથી; અનલવત્ = અગ્નિની જેમ; લોકે = જગતમાં; કામ: = કામ; ભોગેન = ભોગથી; વર્ધતે = વધે છે. ] .....૧૯.

વિષય લ્હેરથી ભોગવી ચહે શાંતિ, ખર તેહ;
વધે કામ જો! ભોગથી, ઘીથી અગ્નિવત્ એહ. .....૧૯.

[ સ: = તે; સર્વાન્ = બધું; આપ્નુયાત્ = પામે છે, મેળવે છે; કામના = કામના, ઇચ્છા; ય: = જે; નિરાશ: = આશારહિત; સદા = હંમેશાં; અંતરે = અંતરમાં; આશાદાસો = આશાનો દાસ; જગદ્દાસ = જગતનો દાસ; નિરાશી = આશા તૃષ્ણા વિનાનો; સાર્વભૌમ = રાજા, ભૂપ; ઇત્ = પાદપૂરક શબ્દ. ] .....૨૦.

થાય પૂર્ણ તત્કામના, ત્યજે સકળ જે આશ;
જગદ્દાસ આશા તણો દાસ, ભૂપ નિરાશ[1]. .....૨૦.

૧. જેને કશી આશાતૃષ્ણા નથી તે.

[ નો = નહિ; જનિઃ = જન્મ; સત્યમ્ = ખરેખર; એતસ્ય = એના; ત્યક્ત= ત્યજેલ; ઇચ્છસ્ય = ઇચ્છાની, કામનાની; કદાચન = ક્યારે પણ; કામબીજઃ = કામ એજ બીજ; ભવતરુ: = ભવવૃક્ષ, સંસારનું વૃક્ષ; નષ્ટે = નાશ થતાં; બીજે = બીજ; કુતઃ = ક્યાંથી; અંકુરઃ = અંકુર, ફણગો. ] .....૨૧.

ત્યજે સકળ ઉરકામના, જન્મ ન તેને શૂર;
કામ બીજ ભવવૃક્ષનું, થતાં નષ્ટ [૧]નાંકુર. .....૨૧.

[ આકારઃ = આકૃતિ; કલ્પનામાત્રઃ = કલ્પનામાત્ર; હિ = સાચે, ખરેખર; આદ્યન્તે = આદિ અને અન્તમાં; નૈવ = નહિ જ; દશ્યતે = દેખાય છે; અસ્તિ ભાતિ પ્રિયત્વેન = અસ્તિ (સત્) ભાતિ (ચિત્) પ્રિય (આનંદ)રૂપ, સચ્ચિદાનંદરૂપ; ચ = અને; આત્મા = આત્મા; હિ = જ; એકઃ = એક; અવશિષ્યતે = છેલ્લે રહે છે; ] .૨૨.

મન કલ્પના આકૃતિ, આદિઅંતમાં ન ક્યાંય!
અસ્તિભાતિપ્રિયરૂપ[૨] છે, આત્મા કેવળ ત્યાંય! .....૨૨.

[ સાકારં = સાકાર; વા = અથવા; નિરાકારં = નિરાકાર; હિ = જ; એક = એક; દ્વિ = બે; ત્રીણિ = ત્રણ; વા = અથવા; તથા = તથા, અને; વિવદન્તે = વિવાદ કરે છે; વૃથા = નકામા; બાલાઃ = અજ્ઞાનીઓ; બ્રહ્મ = બ્રહ્મ; માનાતિગં = માનથી (પ્રમાણથી) પર; હિ = ખરે; તત્ = તે, પરબ્રહ્મ. ] .....૨૩.

નિરાકાર સાકાર વા, બે વા ત્રણ વા એ એક?
વૃથા અજ્ઞ[૩] વિવદે[૪] તથા; બ્રહ્મ માનપર[૫] છેક! .....૨૩.

[ યઃ = જે; સ્મરન્ = સ્મરણ કરતો; યાતિ = જાય છે, દેહ છોડે છે; યદ્ભાવં = જે ભાવમાં; તદ્ભાવં = તે ભાવમાં; સઃ = તે; વ્રજેદ્ = જાય છે; ધ્રુવમ્ = નક્કી , ચોક્કસ; ઇતિ = એમ; એષા = આ; ધ્યાનમીમાંસા = ધ્યાનનો મર્મ; કથિતા = કહેવાયો છે; યોગવિત્તમૈઃ = યોગ જાણનારાઓથી, યોગીશ્વરોથી. ] ...૨૪.

ત્યજે દેહ જે સ્મરણમાં, બને તેહ તે રૂપ;
ધ્યાન મર્મ યોગીશ્વરો કહે આને જ ભૂપ. .....૨૪.

[ યઃ = જે; તરન્ = તરતાં; ભવસિન્ધું = સંસાર સાગરને; નો = નહિ; વિસ્મરેદ્ = ભૂલે છે; આત્મવૈભવમ્ = આત્માનું ઐશ્વર્ય; ન = નહિ; સઃ = તે; કાલત્રયે = ત્રણે કાળમાં; મૃત્યોઃ = મૃત્યુને; વશં = વશ; યાતિ = થાય; સુવિત્તમઃ = જ્ઞાની, અતિ વિદ્વાન. ] ૨૫.

ભૂલે આત્મૈશ્વર્ય ના, કરતાં ભવજલ પાર;
થાય મૃત્યુવશ ના કદી, તેહ જ્ઞાનીનો બાળ. .....૨૫.

---

૧. ન અંકુર. ૨. સચ્ચિદાનંદસ્વરૂપ. ૩. અજ્ઞાની. ૪. વિવાદ કરે. ૫. પ્રમાણથી પર.

[ એક: = એક; ય: = જે; શાશ્વત: = શાશ્વત, કાયમી; નિત્ય: = નિત્ય; ક: = કોણ; હન્યાત્ = હણાય છે; કેન = કોનાથી; તં = તેને; કથમ્ = કેવી રીતે?; સર્વં= સર્વ, બધુ; હિ = ખરેખર; આત્મા = આત્મા; ઈતિ = એમ; જાનીપાદ્ = જાણ, જાણવું જોઈએ; મૃત્યોર્મૃત્યુ: = મૃત્યુનું મૃત્યુ; સ = તે; ભીષણ= ભયંકર, બિહામણું. ] .૨૬.

એક નિત્ય અવિનાશી જે, હણે કોણ એ કેમ?
જાણ સર્વ આત્મા જ આ, જમનો જમ એ તેમ! .....૨૬.

[ સ્વં ભજન્ = સ્વાત્મ ભજનથી; ન + અન્યદ્ = બીજું કાંઈ નહિ; આપ્નોતિ = પામે છે; સ્વસ્મિન્ = પોતાનામાં, સ્વાત્મમાં; એવ = જ; લયં = લય; વ્રજેત્ = પામે છે; સર્વં = બધું; સ્વાત્મા = સ્વાત્મા; ઈતિ = એમ; જ્ઞાનેન = જ્ઞાનથી; જીવન્મુક્ત: = જીવન્મુક્ત; ચરેદ્ = ફરવું; ભુવિ = પૃથ્વી પર. ] .....૨૭.

સ્વાત્મભજનથી સ્વાત્મમાં પામે લય નિર્વાણ;
સ્વાત્મસ્વરૂપ બધું લહ્યું, જીવનમુક્ત સુજાણ. .....૨૭.

[ સુગતિં = સદ્‌ગતિ; સમવાપ્નોતિ = પામે છે; ગુરુભક્ત: = ગુરુનો ભક્ત, ગુરુનો બાળક; સદા = હંમેશાં; અનઘ = પવિત્ર; તસ્માત્ = તેથી; સર્વેણ = સર્વ; ભાવેન = ભાવથી; સદ્‌ગુરું શરણં = સદ્‌ગુરુના શરણે; વ્રજેત્ = જવું જોઈએ. ] .૨૮.

પામે સદ્‌ગતિ ગુરુ તણો સદા બાળક જેહ;
ગુરુ શરણે માટે જવું, ભાવપૂર્ણ નતદેહ. .....૨૮.

[ વદન્તિ = કહે છે, વદે છે; વિવિધં = વિવિધ રીતે; હિ = ખરેખર, જ; એનમ્ = એને; આત્મનં = આત્માને; સર્વતોમુખમ્ = સર્વવ્યાપી; એકં = એક; નિત્યમ્ = નિત્ય; અજં = અજ; દેવં = દેવ; કુટસ્થમ્ = આત્મસ્થ; અચલં = અચલ; ધ્રુવમ્ = ધ્રુવ. ] .....૨૯.

સર્વવ્યાપી એ આત્મને, નિત્ય અજન્મા એક;
અચલ દેવ કૂટસ્થને કથે વિવિધ ધ્રુવ છેક. .....૨૯.

[ સ્તોતું = સ્તુતિ કરવાને; ક: = કોણ; પ્રભવેત્ = શક્તિશાળી; નૂનં = ખરેખર; હિ = ખરેખર, જ; આત્માનં = આત્માને; તં = તે; નિરામયમ્ = નિરામય, નિર્વિકાર; વેદા: = વેદો; યદ્ = જેના; વર્ણને = વર્ણન કરવામાં; મૂકા: = મૂગા; નેતિ નેતિ = આમ (ઈતિ) નહિ (ન), આમ નહિ; બ્રુવન્તિ = બોલે છે, કહે છે; હિ = ખરેખર. ] .....૩૦.

थाके वेदो वर्णने, रहे नेति[1] कही मूक;
निर्विकार ए आत्मने कथे कोण अचूक! .....३०.

[ यमिनः = संयमी जनो; कर्मशौक्ल्येन = कर्मनी शुद्धता, विशुद्ध कर्मे; भवन्ति = बने छे, थाय छे; सद्‌गुरुप्रियाः = सद्‌गुरुने प्रिय; किं = शुं?; दुर्लभं = दुर्लभ; ततः = पछी; तेषां = तेमने; नास्ति = नथी; दाता = दाता; गुरोः = गुरुथी; परः = बीजो. ] .....३१.

विशुद्ध कर्मे संयमी बने सद्‌गुरु प्राण;
शुं दुर्लभ तेने पछी? दाता श्रेष्ठ न आन. .....३१.

[ वदान्ये = उत्तम, उदार; परमे = परम; रत्वा = रत रहीने, रमीने; कः = कोण; अन्यत्र = बीजे; रन्तुम् = रमवा माटे; आव्रजेत् = जशे? दोडशे?; स्वायत्तां = पोतानी; पद्मिनीं = पद्मिनी जेवी सुंदर पत्नी; त्यक्तवा = छोडीने; कः = कोण; परां = पारकी; कुष्टिनीं = कोढवाळी; व्रजेत् = जशे? ] .....३२.

परमात्मानंदे रमी दोडे विषये कोण?
त्यजी पद्‌मणी घरनी को वरे कोढिली आन? .....३२.

[ कं = परब्रह्म; ध्यायेत् = ध्यान धरवुं जोईए; कं = परब्रह्म; वदेत् = बोलवुं जोईए, कहेवुं जोईए; साधो = हे भाई, साधु; मनः = मन; के = परब्रह्ममां; हि = खरेखर; एव = ज; वेशयेत् = दाखल करवुं जोईए, राखवुं जोईए; अन्या = बीजी; वाचः = वातो; विमुंचेत = छोडीने; कं = परब्रह्म; सर्वत्र = बधे; विभावयेत् = जोवुं जोईए. ] .....३३.

राखी मन ब्रह्मे सदा ध्यावुं वदवुं ब्रह्म;
बीजी वातो मूकीने, जोवुं सघळे ब्रह्म. .....३३.

[ यः = जे; सर्वं = बधुं; स्वात्मनि = स्वात्ममां; ईक्षेत = जुए छे; स्वात्मानं = स्वात्माने; सर्वगं = सर्वमां; तथा = ए रीते (जुए छे); तस्य = तेने; सर्वमयस्य = सर्वमय; अत्र = अहीं; कुतः = केवी रीते, क्यांथी; शोकाप्तिः = शोकनी प्राप्ति (शोक + आप्तिः); अमृत = हे अमृत स्वरूप! ] .....३४.

जुए सर्वने स्वात्ममां, स्वात्म सर्वमां तेम;
बन्यो सर्वमय जगतमां, शोक न तेने एम. .....३४.

[ निर्दंभः = दंभरहित; सदा = हंमेशां; लोके = जगतमां; निर्धनः = निर्धन; अपि = पण, होवा छतां; च = अने; निस्पृहः = निःस्पृही; यतात्मा = संयमी;

---

१. न + इति = ए परमात्मा आवो नथी.

યોગીરાટ્ = યોગીરાજ; અત્ર = અહીં; વિના પુણ્યં = પુણ્ય વગર; ન દૃશ્યતે = દર્શન થતું નથી. ] .....૩૫.

દંભરહિત સંયમી સદા, નિર્ધન નિઃસ્પૃહ તોય;
યોગિરાજનું પુણ્ય વિણ દર્શન એહ ન હોય. .....૩૫.

[ અસારઃ = અસારને; સારઃ = સાર; ઈતિ = એમ; એવં = એવું; મત્વા = માનીને; દુઃખં = દુઃખ; વ્રજેત્ = થાય, પામે; નરઃ = માનવી, નર; અતસ્મિન્ = ન હોય તેમાં; તન્મતિઃ = તે માનવું; નૂનમ્ = ખરેખર; અધ્યાસઃ = અધ્યાસ, ન હોય તે વસ્તુનો આરોપ મૂકવો; દુઃખમૂલકમ્ = દુઃખનું મૂળ. ] .....૩૬.

માની સાર અસારને, થાય દુઃખી નર ખાસ;
ના તેને તે માનવું, દુઃખમૂલ અધ્યાસ. .....૩૬.

[ પ્રેમતઃ = પ્રેમથી; પરમ્ = પરબ્રહ્મની; આપ્નોતિ = પ્રાપ્ત કરે છે; યસ્માત્ = જેથી; પ્રેમમયં = પ્રેમમય; બૃહત્ = બ્રહ્મ, ભગવાન; સર્વાત્મૈક્યં = સર્વમાં રહેલો આત્મા એક જ છે; હિ = ખરેખર; પ્રેમઃ = પ્રેમ; સ્યાત્ = હો, રહો; દેહાસક્તિઃ = દેહની આસક્તિ; ન = નહિ; નારકી = નરક દેનારી. ] .....૩૭.

પરપ્રાપ્તિ પ્રેમે કહી, પ્રેમરૂપ ભગવાન;
સર્વાત્મૈક્ય પ્રેમ છે, દેહાસક્તિ ન માન. .....૩૭.

[ પ્રમત્તઃ = પ્રમાદ; સ્વાત્મચિન્તાયાઃ = સ્વનું ચિંતન, સ્વાત્માનું ચિંતન; પશ્યેદ્ = જુએ છે; દ્વૈતં = ભેદ, દ્વૈતપણું; તુ = પાદપૂરક શબ્દ; મૂઢધી = મૂઢ બુદ્ધિવાળો; જ્ઞાતે = જાણ થતાં જ, સ્વાનુભવ થતાં; હિ = ખરેખર; આત્મનિ = આત્મામાં; નો = નહિ; દ્વૈતં = ભેદ; નઃ = નહિ; શોકઃ = શોક; મોહઃ = મોહ; આર્તતા = દુઃખ, આર્તપણું. ] .....૩૮.

કરે પ્રમાદ સ્વચિંતને, દેખે મૂઢ જ ભેદ;
થતાં સ્વાનુભવ ભેદ ના શોક મોહ દુઃખ ખેદ. .....૩૮.

[ પાવનં = પાવન; પરમ = પરમ; ઈશાનં = શંકર, ઈશાનને; દૃષ્ટ્વાઽપિ = જોવા છતાં; અજ્ઞઃ = અજ્ઞાની; ન = નહિ; પશ્યતિ = જુએ છે; હિત્વા = છોડીને, ત્યજીને; નાભિસ્થકસ્તૂરીં = નાભિમાં રહેલી (સ્થ) કસ્તૂરીને; બહિઃ = બહાર; ધાવતિ = દોડે છે; હૈણવત્ = મૃગની માફક. ] .....૩૯.

જોવા છતાં ન ઓળખે, પાવન પરમ સ્વરૂપ;
ત્યજી [૧]નાભિસ્થ કસ્તુરી, દોડે મૃગ વન [૨]કૂપ. .....૩૯.

---

૧. ડુંટીમાં રહેલી. ૨. કૂવો (પર્વતની ખીણ; ગુફા વગેરેનું નિદર્શક).

[ ન = નહિ; ચ = અને; અન્યદ્ = બીજું; તદ્ = તે; અભિન્નં = અભિન્ન; વા = અથવા; ભિન્નં = ભિન્ન; કુત્ર = ક્યાં; અપિ = પણ; વિદ્યતે = હોય છે; યદ્ = જો; અસ્તિ = હોય તો; તત્ તત્ = તે તે; એવ = જ; અત્ર = અહીં; સર્વં = બધું; બ્રહ્મ = બ્રહ્મ; ઈતિ = એમ; વૈ = પાદપૂરક શબ્દ; શ્રુતિઃ = વેદો, શ્રુતિ. ] .....૪૦.

ના બીજું જ્યાં બ્રહ્મથી, ભિન્ન અભિન્ન જ કૂણ?
જે છે બ્રહ્મ જ તે બધું, ‘સર્વ બ્રહ્મ’ શ્રુતિ-ધૂન! .....૪૦.

[ સ્થૂલં = સ્થૂળ; મૃષા = મિથ્યા; મૃષા = મિથ્યા; સૂક્ષ્મં = સૂક્ષ્મ; મૃષા = મિથ્યા; કારણમ્ = કારણ; એવ ચ = અને પણ; તત્પરં = તેનાથી પર; ચ = અને; પરં = પરમ; બ્રહ્મ = બ્રહ્મ; કાર્યકારણ = કાર્યકારણ; વર્જિતમ્ = રહિત. ] .....૪૧.

સ્થૂલ મૃષા[1] સૂક્ષ્મે મૃષા, મિથ્યા કારણ ભ્રમ;
કાર્ય કારણરહિત એ, એથી પર પરબ્રહ્મ. .....૪૧.

[ સ્વસ્વરૂપમ્ = સ્વસ્વરૂપ; તુ = જ; તત્ = બ્રહ્મ; વિદ્ધિ = જાણ; હિ = જ, ખરેખર; આત્મા = આત્મા; બ્રહ્મૈવ = બ્રહ્મ જ; કેવલમ્ = કેવળ; અહં = હું; બ્રહ્માદિ= બ્રહ્મ વગેરે; સંકલ્પરહિતં = સંકલ્પરહિત; નામવર્જિતમ્ = નામ (રૂપ) વિણ, નામરૂપ છોડીને. ] .....૪૨.

સ્વસ્વરૂપ જ જાણ એ, આત્મા કેવળ બ્રહ્મ;
અહં-બ્રહ્મ સંકલ્પ વિણ, નામરૂપ વિણ સમ. .....૪૨.

[ સ્વાત્મનઃ = સ્વાત્માથી; નો = નહિ, નથી; પરં = બીજું; તત્ત્વં = તત્ત્વ; જ્ઞાતે = જાણીને; ચ = અને; આત્મનિ = પોતાને, સ્વને; નો = નથી, નહિ; પરઃ = બીજું; સ્વસ્મિન્ જ્ઞાતે = પોતાના આત્માને જાણવાથી; ન = નહિ; જ્ઞાતવ્યં = જાણવાનું, જાણવા જેવું; પ્રાપ્તવ્યં = પ્રાપ્ત કરવા જેવું; કાર્યમ્ = કાર્ય; એવ = જ; વા = અથવા. ] .....૪૩.

સ્વાત્માથી પર તત્ત્વ ના, સ્વજ્ઞાને ના અન્ય;
જાણવાનું કરવાનું ના, ના પ્રાપ્તવ્ય [2]તદન્ય. .....૪૩.

[ નિઃસઙ્ગઃ = નિઃસંગ; વિહરેત્ = ફરે; લોકે = જગતમાં, લોકમાં; હિ = ખરેખર; આપ્તકર્મા = આપ્તકર્મ; નિરામયઃ = નિરામય; અન્યચિંતામ્ = બીજી ચિંતા; ન = નહિ; કુર્વીત = કરવી જોઈએ; પ્રારબ્ધે = પ્રારબ્ધમાં; દત્તદૃક્ = દૃષ્ટિ રાખીને; સુધી = જ્ઞાની, સારી બુદ્ધિવાળો. ] .....૪૪.

નિર્વિકાર ફરે જગે, [3]આપ્તકર્મ નિઃસંગ;
રાખી દૃષ્ટિ પ્રારબ્ધમાં, ચિંતે અન્ય ન રંગ. .....૪૪.

---

૧. મિથ્યા. ૨. એનાથી બીજું. ૩. જેને કંઇ પણ કર્મ કરવાનું બાકી નથી તેવો.

[ અહં = હું; બ્રહ્મ = બ્રહ્મ; ઈતિ = એમ; શબ્દૌ દ્વૌ = બે શબ્દો; તત્ત્વં = તત્ત્વ; હિ = ખરેખર; એકં = એક; તુ = પાદપૂરક શબ્દ; નિર્મલમ્ = નિર્મળ; કેનાપિ = કોઈ પણ રીતે; વર્ણ્યતાં = વર્ણન કરવાથી; નામ્ના = નામથી; વસ્તુ = વસ્તુ; અન્યદ્ = બીજું; નો = નહિ; ભવેત્ = બને; ક્વચિત્ = ક્યારેય. ] .....૪૫.

અહં-બ્રહ્મ શબ્દો જ બે, વસ્તુ સુનિર્મળ એક;
ફાવે તે નામે વદો, પલટે વસ્તુ ન દેખ. .....૪૫.

[ અહમેવ = હું જ; પરં બ્રહ્મ = પરબ્રહ્મ; બ્રહ્મૈવાહં = બ્રહ્મ હું જ; પુનઃ પુનઃ= ફરી ફરી; બ્રહ્મૈવ = બ્રહ્મ જ; એકં = એક; ન = નહિ; ચ = અને; અન્યઃ = બીજું; અહં = હું; નાહં = હું નહિ; ન ત્વં = તું નહિ; ન = નહિ; વૈ હ = બંને પાદપૂરક શબ્દ; સઃ = તે. ] .....૪૬.

હું જ બ્રહ્મ, પર બ્રહ્મ હું; બ્રહ્મ હું જ, હું બ્રહ્મ;
બ્રહ્મ એક, હું અન્ય ના; ના હું તું એ બ્રહ્મ. .....૪૬.

[ આત્મા = આત્મા; વૈ = પાદપૂરક શબ્દ; બ્રહ્મનામાસ્તિ = બ્રહ્મનું નામ છે; દેહભેદે = દેહ ભેદે; હિ = ખરેખર; અહં = હું; તુ = પાદપૂરક શબ્દ; સઃ = તે = પરબ્રહ્મ; આત્મવ્યોમ્નિ = આત્મારૂપી આકાશમાં; દેહમેઘઃ = શરીર એ મેઘ છે; રજ્જ્વાં = રજ્જુમાં; મિથ્યા = ભ્રમ; ભુજંગમ્ = સર્પ, સાપ. ] .....૪૭.

બ્રહ્મ નામ આત્માતણું, દેહ એ જ [1]અહમ્;
દેહમેઘ આત્મા નભે, સર્પ રજ્જુમાં ભ્રમ. .....૪૭.

[ સુવચઃ = સુવચન; શ્રૃણુ = સાંભળ; મે = મારું; હિ = ખરેખર, જ; એતત્ = આ; નાસ્તિ = નથી; જ્ઞાનમ્ = જ્ઞાન; અતઃ = એનાથી; પરં = શ્રેષ્ઠ; તત્પરઃ ભવ = તત્પર થા; તન્નિષ્ઠઃ = તન્નિષ્ઠ થા; તેન = તેનાથી; શાન્તિમ્ = શાંતિ; અવાપ્સ્યસિ = પામીશ, મેળવીશ. ] .....૪૮.

સાંભળ સુવચન માહરું, આથી શ્રેષ્ઠ ન જ્ઞાન;
પામીશ એથી શાંતિ તું, થા તન્નિષ્ઠ સુજાણ. .....૪૮.

[ દેહભાવેન = દેહભાવે, દેહભાવથી; દાસત્વં = દાસતા; જીવભાવેન = જીવભાવથી; ચ = અને; અંશતા = અંશરૂપ; આત્મભાવેન = આત્મભાવથી; હિ = ખરેખર; એકત્વં = એકતા, એકરૂપતા; ઈતિ = એમ; એષા = આ; પરમાર્થતા = પરમ સત્ય. ] .....૪૯.

દેહભાવથી દાસતા, જીવભાવથી અંશ;
આત્મભાવથી એકતા, પરમ સત્ય એ હંસ! .....૪૯.

---

૧. હું.

[ મલે નિવૃત્તે = મળ નિવૃત્ત થતાં, મળ દૂર થતાં; મનઃ = મન; આવિશેત્ = પેસે, દાખલ થાય છે; સ્વયં = જાતે, પોતે; હિ = ખરેખર; ઉપાસનામાર્ગગમન્તર્ = (ઉપાસનામાર્ગ) ઉપાસના માર્ગે ગયા (ગમ્), અન્તર્ (પછી); આત્મનિ = આત્મામાં; તસ્મિન્ = તેમાં; પ્રવિષ્ટે = દાખલ થવાથી; તદુ = તત્ + ઉ; ચૈવ = ચ + એવ = અને જ; તદ્ભવેત્ = તે જ થાય; નિરસ્ત = નષ્ટ; સંકલ્પમ્ = વિચાર; અનામયં = પવિત્ર; સ્યાત્ = થાય. ] .....૫૦.

જાતાં મળ, મન આત્મમાં, પેસે ભક્તિ વિશુદ્ધ;
થાય તે જ ત્યાં પેસતા, નષ્ટસંકલ્પ [1]પૂત. .....૫૦.

[ સ્વયં = પોતે; નીરંગ = રંગમુક્ત; રંગેન = રંગે; ગ્રથિતા = રચી; એષા = આ; સુમાલિકા = બોધમાલિકા; સ્વ = પોતે; અભિન્ન = અભિન્ન; સર્વકંઠે = સર્વલોકોના કંઠે; અતઃ = આથી; ચ = અને; અર્પિતા = અર્પી છે; અસ્તુ = છે; સુબોધદા = સુબોધ દેનારી. ] .....૫૧.

રંગમુક્ત રંગે રચી બોધમાલિકા એહ;
અભિન્નભાવે [2]સર્વને અર્પી કંઠે તેહ! .....૫૧.

---

૧. પવિત્ર બ્રહ્મસ્વરૂપ. ૨. (૧) બધા લોકોને (૨) સ ને શ નો અભેદ માનતાં- શર્વને; જ્યાં એ રચાઇ. (સં. ૨૦૦૦ના ચૈત્ર વદ પંચમી, ગુરુવાર) તે કેદારનાથ મહાદેવને (૩) સર્વમય પરમાત્માને.

## ૩૭. મુક્તિસ્તોત્ર (રાગ: કાફિ)

શાન્તોऽહં શાન્તિપુત્રોऽહં ન મે વૈક્લવ્યમાપતેત્ ।
યદિ સ્યાં વિહ્વલો બ્રહ્મન્ કુતો મે શાન્તિરૂપતા ॥૧॥

વ્યાધિગ્રસ્તો હિ દેહ: સ્યાન્નાહં દેહ: કદાચન ।
ત્રિભિર્મુક્ત: સદાનન્દો નિર્ભયોऽસ્મિ નિરામય: ॥૨॥

ધર્મો દેહગતો મૃત્યુરદેહસ્ય કુતો મમ ।
અયથાવદ્ધિ જલ્પન્તિ મૂઢા દેહાત્મવાદિન: ॥૩॥

નાહં જાતો ન મે મૃત્યુર્દેહો ગેહં મમેતિ ચેત્ ।
અનન્તસ્ય ચ કા હાનિર્નષ્ટે બિન્દૌ તુ વાર્ધત: ॥૪॥

આકાશસ્ય યથા હાનિર્લાભશ્ચૈવ ન નાશત: ।
ઉપાધીનાં ઘટાદીનાં તથૈવાત્માનુભાવિનામ્ ॥૫॥

ભૂતૈર્વિનિર્મિતો દેહો ભૂતાન્યેવાનુસંવ્રજેત્ ।
યસ્ય તં પ્રાપ્તમિત્યત્ર હર્ષ એવ વિધીયતામ્ ॥૬॥

મહતાપિ પ્રવાતેન નિષ્કમ્પોऽદ્રિર્યથા સુગ ।
નિજાનન્દપ્લુતો યોગી તથૈવાધિસહસ્રત: ॥૭॥

યથા જલં જલે ન્યસ્તં વિભક્તં ત્વેકમેવ તત્ ।
તથૈવાત્મા મલાસ્પૃષ્ટો યત્ર કુત્રાપિ જ્ઞાનિન: ॥૮॥

હતો હન્તા હનિષ્યામિ વૃથા જલ્પન્તિ બાલિશા: ।
નો હતો ન ચ હન્તવ્યો હન્તા નૈવાસ્ય વિદ્યતે ॥૯॥

કો હન્યાન્માં નિરાકારં નિર્વિશેષં નિરામયમ્ ।
ચિદ્ઘનં પરમાનન્દમદ્વિતીયં ચ કેવલમ્ ॥૧૦॥

આયાન્તુ નિર્ભયં રોગા: શસ્ત્રાસ્ત્રસહિતાશ્ચ તે ।
પ્રહરન્તુ યથાશક્તિ નિશ્ચલોऽસ્મિ મહાનગ: ॥૧૧॥

કિં મે દેહેન કર્તવ્યં નો સિંહસ્ય ક્વચિદ્ ગૃહમ્ ।
આકાશસ્ય કુતઃ પન્થાઃ કુત્ર નાહં વદ પ્રભો ॥૧૨॥

અમર્ત્યોઽહમજો બ્રહ્મન્ મૃત્યુર્મે ખાદ્યમુત્તમમ્ ।
કાલસ્ય કાલકૃત્સાક્ષી સાનન્દો નાટકી મહાન્ ॥૧૩॥

ઊર્ધ્વબાહુર્વદામ્યેતચ્છૃણુધ્વં મૃત્યુકાતરાઃ ।
નાસ્તિ મૃત્યુરિતિ પ્રોક્તં શ્રુતેરપિ સુનિશ્ચિતમ્ ॥૧૪॥

શ્રાવયધ્વં ભયત્રસ્તાત્ શ્રુણુયુર્યદિ તે ન ચ ।
મોહાન્માનાન્મદાદ્વાપિ વિનાશઃ સ્યાત્સુદુસ્તરઃ ॥૧૫॥

સ્વાનુભૂત્યમૃતં હ્યેતદ્ 'રઙ્ગ'સ્વાન્તવિનિર્ગતમ્ ।
દિવાનક્તં પિબેદ્યશ્ચ સ મુક્તિં લભતેઽચિરાત્ ॥૧૬॥

ઇતિ શ્રીદત્તપાદારવિન્દમિલિન્દબ્રહ્મચારિપાણ્ડુરંગ (રઙ્ગ અવધૂત) મહારાજવિરચિતં મુક્તિસ્તોત્રં સમ્પૂર્ણમ્ ।

❀

## શબ્દાર્થ

[ શાન્તઃ = શાંત; અહં = હું; શાન્તિપુત્ર = શાંતિનો પુત્ર; અહં = હું; ન = નહિ; મે = મને; વૈક્લવ્યમ્ = અસ્વસ્થતા, વિકલતા; આપતેત્ = આવી શકે; યદિ = જો; સ્યાં = હોઉં તો; વિહ્વલો = વિહ્વળ, અસ્વસ્થ; બ્રહ્મન્ = હે વિપ્ર!; કુતઃ = ક્યાંથી; મે = મમ = મારી; શાન્તિરૂપા = શાંતિરૂપતા. ] .....૧.

## અર્થ

હું શાંત છું, શાંતિપુત્ર છું, અવસ્થતા મારી પાસે કદાપિ આવી શકે તેમ નથી. જો હું અસ્વસ્થ થાઉં તો હે વિપ્ર! મારી શાંતિરૂપતા શી? .૧.

[ વ્યાધિગ્રસ્તઃ = રોગગ્રસ્ત; હિ = કારણકે; દેહઃ = શરીર; સ્યાત્ = થાય છે; ન = નથી; અહં = હું; દેહઃ = શરીર; કદાચન = કદિ પણ; ત્રિભિર્મુક્તઃ = ત્રણે શરીર (સ્થૂલ, સૂક્ષ્મને કારણ શરીર)થી મુકત; સદાનન્દઃ = સદા આનંદી; નિર્ભયઃ = નિર્ભય; અસ્મિ (હું) છું; નિરામયઃ = તંદુરસ્ત, સ્વસ્થ, રોગ વિનાનો. ] ૨.

કારણ કે વ્યાધિગ્રસ્ત તો દેહ થાય છે ને હું તો કદી પણ દેહ નથી. હું તો (સ્થૂલ સૂક્ષ્મ ને કારણ) ત્રણે દેહથી મુક્ત, સદા આનંદી, નિર્ભય અને વ્યાધિરહિત છું. .....૨.

[ ધર્મ: = ધર્મ; દેહગત: = શરીરનો; મૃત્યુ: = મૃત્યુ, મોત; અદેહસ્ય = શરીર વગરનો, અશરીરી; કુત: = ક્યાંથી; મમ = મારો; અયથાવત્ = એ રીતે ન જાણનાર; હિ = સાચે જ, ખરેખર; જલ્પન્તિ = બબડ્યા કરે છે, બક્યા કરે છે; મૂઢા: = મૂઢ લોકો; દેહાત્મવાદિન: = દેહને જ આત્મા માની લેનારા. ] .....૩.

મોત એ તો શરીરનો ધર્મ છે. હું અશરીરી છું. તો મને મોત ક્યાંથી હોય? આ તત્ત્વ ન જાણનાર ને શરીરને જ આત્મા માની બેસનાર મૂઢ લોકો ફાવે તેમ બક્યા કરે છે. .....૩.

[ ન = નહિ, નથી; અહં = હું; જાત: = જન્મ્યો; ન = નથી; મે = મને, મારે; મૃત્યુ: = મૃત્યુ; દેહ: = શરીર; ગેહં = ઘર; મમ = મારું; ઈતિ = એમ; ચેત્ = જો; અનન્તસ્ય = અનંતનું; ચ = અને; કા = કોણ, શું?; હાનિ = નુકસાન; નષ્ટે = નાશ થાય તો; બિન્દૌ = બિંદુ-એકાદ ટીપું; તુ = પાદપૂરક શબ્દ; વાર્ઘત: = વા + અર્ઘત:= અથવા કિંમતમાંથી. ] .....૪.

હું જન્મ્યો જ નથી તો મારે મોત ક્યાંથી હોય? જો કોઈ કહે કે શરીર એ મારું-આત્માનું ઘર છે તો હું કહું છું કે હું અનંત છું ને તેથી મારાં ઘર પણ અનંત, પાર વગરનાં છે એમાંથી એકાદનો નાશ થાય તો તેથી મારું શું નુકસાન થવાનું હતું? .....૪.

[ આકાશસ્ય = આકાશનું; યથા = જેમ; હાનિર્લાભ: = હાનિ અને લાભ; ચ = અને; એવ = જ; ન = નથી; નાશત: = નાશ થવાથી; ઉપાધીનાં = ઉપાધિનું; ઘટાદીનાં = ઘડો વગેરેનું; તથૈવ = તેમજ; આત્માનુભાવિનામ્ = આત્માનાં અનુભવ કરનારને, જ્ઞાનીને. ] .....૫.

ઘટમઠાદિ ઉપાધિનો નાશ થતાં જેમ આકાશને કોઈ પણ જાતનાં લાભનુકસાન નથી તેવી જ રીતે શરીરાદિ ઉપાધિ રહે કે જાય તેથી આત્મજ્ઞાનીને કોઈ પણ જાતનાં લાભ કે નુકસાન નથી. .....૫.

[ ભૂતૈ: = પંચ મહાભૂતોથી; વિનિર્મિત: = નિર્માણ થયું છે; દેહ: = શરીર; ભૂતાનિ = પંચભૂતો; એવ = જ; અનુસંવ્રજેત્ = એને છોડીને જતાં રહે; યસ્ય = જેનું; તં = તે; પ્રાપ્તમ્ = મળી ગયું; ઈતિ = એમ; અત્ર = અહીં; હર્ષ = આનંદ; એવ = જ; વિધીયતામ્ = થવો જોઈએ. ] .....૬.

શરીર એ પંચમહાભૂતનું પૂતળું છે. એનો નાશ થતાં એ પાછું પંચમહાભૂતમાં મળી જાય છે. જેની ચીજ તેને આવી મળે તેથી તો ઉલટો આનંદ થવો જોઇએ. .....૬.

[ મહતાપિ = ફાવે તેટલો જોરથી છૂટે તો પણ; પ્રવાતેન = વંટોળિયો; નિષ્કમ્પ: = કંપાયમાન થતો નથી; અદ્રિ: = પર્વત; યથા = જેમ; સુગ = હે સારે માર્ગે જનાર!; નિજાનન્દપ્લુત: = નિજાનંદમાં ડૂબેલાં; યોગી = યોગીપુરુષ; તથા = એ રીતે; એવ = જ; આધિસહસ્રત: = હજારો(રોગો)થી. ] .....૭.

હે સુમાર્ગે જનાર! જેવી રીતે ફાવે તેટલો જોરથી વંટોળિયો છૂટે તો પણ પર્વત જરાય કંપાયમાન થતો નથી, તેવી જ રીતે નિજાનંદમાં ડૂબેલો યોગી હજારો રોગો આવી પડે તો પણ જરાયે ડગમગતો નથી. ૭.

[ યથા = જેમ; જલં = પાણી; જલે = પાણીમાં; ન્યસ્તં = નાંખવાથી; વિભક્તં = જુદું રાખીએ; તુ = પાદપૂરક શબ્દ; એકમ્ = એકરૂપ; એવ = જ; તત્ = તે; તથા = તે રીતે; એવ = જ; આત્મા = આત્મા; મલ = મળ; અસ્પૃષ્ટ: = સ્પર્શ થતો નથી; યત્ર કુત્રાપિ = ફાવે તે સ્થિતિમાં; જ્ઞાનિન: = જ્ઞાની પુરુષનો. ] .....૮.

જેવી રીતે શુદ્ધ જળમાં બીજું શુદ્ધ જળ નાંખીએ અથવા એને જુદું રાખીએ તો પણ બંને એકરૂપ જ છે તેવી જ રીતે જ્ઞાની પુરુષનો આત્મા ફાવે તે સ્થિતિમાં હોય તો પણ એને મેલનો સ્પર્શ થતો નથી. ૮.

[ હત: = મરી ગયો; હન્તા = મારી નાંખ્યો; હનિષ્યામિ = હું મારી નાંખીશ; વૃથા = નકામા; જલ્પન્તિ = બબડે છે, બકે છે; બાલિશા: = અજ્ઞાની લોકો, મૂરખ લોકો; ન: = નહિ; હત: = હણાતું; ન = નહિ; ચ = અને; હન્તવ્ય = હણવાને યોગ્ય; હન્તા = મારી નાંખ્યો; ન = નહિ; એવ = જ; અસ્ય = એનું; વિદ્યતે = હોય છે. ] ૯.

ફલાણો મરી ગયો, ફલાણાએ ફલાણાને મારી નાખ્યો, હું અમુકને મારી નાખીશ- એમ મૂરખ લોકો નકામા બકે છે. કોઈ હણાતું પણ નથી, કેમકે કંઇ હણવાનું છે જ નહિ. ને આ આત્માને હણનાર દુનિયામાં કોઈ છે પણ નહિ (કેમકે સર્વત્ર એક પરમાત્મા જ વસેલો છે, બીજું કંઈ છે જ નહિ). .....૯.

[ ક: = કોણ; હન્યાત્ = મારી શકે; માં = મને; નિરાકારં = નિરાકાર; નિર્વિશેષં = ઉપાધિરહિત; નિરામયમ્ = તંદુરસ્ત, રોગ રહિત;ચિદ્‌ઘનં = ચૈતન્ય સ્વરૂપ; પરમાનન્દમ્ = પરમ આનંદરૂપ; અદ્વિતીયં = અદ્વિતીય; ચ = અને; કેવલમ્ = કેવલસ્વરૂપ. ] .....૧૦.

તદ્દન નિરાકાર, ઉપાધિરહિત, વ્યાધિમુકત, ચૈતન્યસ્વરૂપ, પરમ આનંદ, અદ્ધિતીય ને કેવલસ્વરૂપ, એવો જે હું તેને કોણ મારી શકે? .....૧૦.

[ આયાન્તુ = ભલે આવે; નિર્ભયં = ડર્યા વિના, ડરવાની જરૂર નથી; રોગાઃ = રોગો; શસ્ત્રાસ્ત્ર સહિતાઃ = શસ્ત્રાસ્ત્રથી સજ્જ થઈને; ચ = અને; તે = એ બધા; પ્રહરન્તુ = પ્રહાર કરે; યથાશકિત = એની શકિત પ્રમાણે; નિશ્ચલઃ = નિશ્ચલ, અચલ; અસ્મિ = હું છું; મહાનગઃ = મોટો પર્વત. ] .....૧૧.

પોતપોતાનાં શસ્ત્રાસ્ત્રથી સજ્જ થઇ સર્વ રોગો ભલે આવે- જરાએ ડરવાની જરૂર નથી ને પોતાની સર્વ શક્તિથી મારા પર પ્રહાર કરે, પણ હું તો મહાન પહાડ જેવો અચલ છું. .....૧૧.

[ કિં = શું; મે = મારું; દેહેન = દેહ પ્રત્યે; કર્તવ્યં = કર્તવ્ય; નઃ = નહિ, નથી; સિંહસ્ય = સિંહનું; કવચિદ્ = ક્યારે પણ; ગૃહમ્ = ઘર; આકાશસ્ય = આકાશનું; કુતઃ = કયાંથી; પન્થાઃ = રસ્તો; કુત્ર = ક્યાં; ન = નહિ; અહં = હું; વદ = બોલ, કહે; પ્રભો = હે પ્રભો! ] .....૧૨.

મારે દેહની સાથે શું કર્તવ્ય છે? સિંહનું કોઇ જગ્યાએ ઘર દેખ્યું છે? આકાશ ચાલે એવો રસ્તો કયાં છે? (કેમકે તે બધે છે) તેમ હે પ્રભો! હું ક્યાં નથી તે કહે. .....૧૨.

[ અમર્ત્યઃ = મરણ વિનાનો; અહમ્ = હું; અજઃ = જન્મ રહિત; બ્રહ્મન્ = હે બ્રહ્મન્!; મૃત્યુઃ = મૃત્યુ; મે = મારું; ખાદ્યમ્ = ખોરાક; ઉત્તમમ્ = શ્રેષ્ઠ; કાલસ્ય = કાળનો; કાલ = કાળ; કૃત્સાક્ષી = સર્વસાક્ષી; સાનન્દો = આનંદરૂપ; નાટકી મહાન્ = મહા નાટકી. ] .....૧૩.

હે બ્રહ્મન્! હું જન્મમરણથી રહિત છું. મોત તો મારું ઉત્તમ પકવાન છે. હું કાળનો પણ કાળ, સર્વસાક્ષી, આનંદરૂપ, મહાનાટકી છું. .....૧૩.

[ ઊર્ધ્વબાહુઃ = હાથ ઊંચા કરીને; વદામિ = કહું છું; એતત્ = આ; શ્રૃણુધ્વં = તમે સાંભળો; મૃત્યુકાતરાઃ = મૃત્યુથી ડરનારા; નાસ્તિ = નથી; મૃત્યુઃ = મૃત્યુ, મોત; ઈતિ = એમ; પ્રોકતં = કહેવાયું છે; શ્રુતેઃ = શ્રુતિ દ્વારા, વેદો દ્વારા; અપિ = પણ; સુનિશ્ચતમ્ = પાકા નિશ્ચયપૂર્વક, ડંકો વગાડીને. ] .....૧૪.

હે મૃત્યુથી ડરનારા જીવો! હાથ ઊંચા કરીને હું આ કહી રહ્યો છું કે મૃત્યુ જેવી કોઇ ચીજ જ નથી. અને વેદોએ પણ વારંવાર ડંકો વગાડીને એ જ કહ્યું છે- તે સાંભળો. .....૧૪.

[ શ્રાવયધ્વં = સંભળાવો; ભયત્રસ્તાત્ = ભયથી ત્રસ્ત થયેલાને; શ્રૃણુયુઃ = સાંભળે; યદિ = જો; તે = તેઓ; ન = નહિ; ચ = અને; મોહાત્ = મોહવશ; માનાત્ = અભિમાનને લીધે; મદાત્ = મદને લીધે; વા = અથવા; અપિ = પણ; વિનાશઃ = વિનાશ; સ્યાત્ = થશે; સુદુસ્તરઃ = જેમાંથી છૂટવું ખૂબ મુશ્કેલ છે. ] ..૧૫.

**અને મોતના ડરથી બેબાકળા થએલા લોકોને આ મારી ગર્જના સંભળાવો અને જો તેઓ મોહને લીધે, અભિમાનને લીધે, કે મદને લીધે એ ન સાંભળે તો તેમનો વિનાશ થશે (આવી પહોંચ્યો છે) જેમાંથી છૂટવું મુશ્કેલ છે. (તેમાં હું શું કરું?) .....૧૫.**

[ સ્વાનુભૂત્યમૃતં = સ્વાનુભવરૂપી અમૃત; હિ = ખરેખર; એતદ્ = આ; રંગસ્વાન્ત = રંગના હૃદયમાંથી, રંગના અંતઃકરણમાંથી; વિનિર્ગતમ્ = નીકળેલું; દિવા = દિવસ; નક્તં = રાત્રી; પિબેત્ = પીશે; યઃ = જે; ચ = અને; સઃ = તે; મુક્તિં = મુક્તિને; લભતે = મેળવે છે, પામશે; અચિરાત્ = જલદીથી, સત્વરે. ] ..૧૬.

**રંગના અંતઃકરણમાંથી નીકળેલું આ સ્વાનુભવરૂપી અમૃત જે રાત-દિવસ પીશે તે જલદીથી મુક્તિ પામશે. .....૧૬.**

## ૩૮. કોઽહમ્ ।

નાહં મર્ત્યો નાસુરો નો સુરો વા
न स्थाणुर्नो जङ्गमो दृश्यरूपः ।
નાહં બાલો નો યુવા નાપિ વૃદ્ધઃ
સોઽહં શાન્તઃ સચ્ચિદાનન્દરૂપઃ ॥૧॥

રાજૈશ્વર્યો રાજરાજોઽહમાદ્યો
દેવૈશ્વર્યો દેવદેવશ્ચ પ્રેડ્યઃ ।
સર્વૈસ્ત્યક્તઃ સર્વશેષોઽપ્યશેષઃ
સોઽહં સોઽહં યઃ સદન્તર્નિગૂઢઃ ॥૨॥

નાહં મૂર્ખઃ પણ્ડિતો વાપિ નૈવ
નાહં શક્તો નાપ્યશક્તોઽહમત્ર ।
ન સ્ત્રી ષણ્ઢો નો પુમાન્નો શિખણ્ડી
સોઽહં કોઽહં કઃ પ્રભુર્જ્ઞાતુમત્ર ॥૩॥

કા મે માતા કઃ પિતાઽજન્મતો મે
મૃત્યુઃ કસ્માદસ્તદેહાદિકસ્ય ।
દેહાદેહાતીતરૂપસ્ત્વરૂપઃ
સોઽહં સાક્ષી સાક્ષ્યસાક્ષિત્વહીનઃ ॥૪॥

નો બન્ધોઽતો મુક્તિવાર્તા કુતઃ સ્યા-
ન્નાધ્યેતવ્યં કો ગુરુઃ કોઽત્ર શિષ્યઃ ।
મૂલં નાસ્તીતીહ વાર્તા દ્રુમસ્ય
મિથ્યેત્યેવં સર્વદાહં સદેકઃ ॥૫॥

જ્ઞાનાજ્ઞાનં નાસ્તિ મે હાત્ર કિઞ્ચિદ્
રાગારાગાતીત એકઃ શિવોઽહમ્ ।
કિં પ્રાપ્તવ્યં ત્વાપ્તકામસ્ય વિષ્ણોઃ
કલ્પઃ કાચં યાચતે કિં કદાચિત્ ॥૬॥

भावाभावातीतभाव:    सदेक-
श्चेत्याचेत्यातीतचैतन्यरूप: ।
नन्दानन्दातीत   आनन्दमात्र:
सोऽहं  शान्तो  रङ्गनिर्मुक्त'रङ्ग': ॥७॥

ઇતિ શ્રીદત્તપાદારવિન્દમિલિન્દબ્રહ્મચારિપાણ્ડુરંગ (રઙ્ગ અવધૂત) મહારાજવિરચિતં કોઽહં સ્તોત્રં સમ્પૂર્ણમ્ ।

## શબ્દાર્થ

[ ન = નથી; અહં = હું; મર્ત્ય: = માણસ; ન = નથી; અસુર: = રાક્ષસ; અસુર; ન: = નથી; સુર: = દેવ; ન = નથી; સ્થાણુ: = સ્થાવર; ન = નથી; જંગમ:= જંગમ; દશ્યરૂપ: = દશ્યરૂપ; ન = નથી; અહં = હું; બાલ: = બાળક; ન: = નથી; યુવા = યુવાન; ન = નથી; અપિ = પણ; વૃદ્ધ: = વૃદ્ધ; સ: = તે; અહં = હું; શાન્ત: સચ્ચિદાનંદરૂપ: = શાંત સચ્ચિદાનંદરૂપ ] .....૧.

## અર્થ

હું મર્ત્ય (માણસ) નથી, અસુર નથી, સુર નથી, સ્થાવર, જંગમ કે દશ્યરૂપ નથી, હું બાળક નથી, યુવાન કે વૃદ્ધ પણ નથી. હું તે જ શાંત સચ્ચિદાનંદરૂપ છું. .....૧.

[ રાજેશ્વર્ય: = રાજાના ઐશ્વર્યવાળો; રાજરાજ: = રાજાઓનો પણ રાજા; અહમ્ = હું; આદ્ય: = આદ્ય; દેવૈશ્વર્ય: = દેવોના ઐશ્વર્યવાળો; દેવદેવ: = દેવોનો દેવ; ચ = અને; પ્રેડ્ય: = અત્યંત (પ્ર) પ્રશંસનીય (ઇડ્ય); સર્વૈ: = બધાથી; ત્યકત: = ત્યકત; સર્વશેષ: = સર્વનો શેષ; અપિ = છતાં; અશેષ: = અશેષ; સ: = તે; અહં = હું; ય: = જે; સત્ = સત્રૂપે; અન્તર્નિગૂઢ: = અંદર સમાયેલો છે. ] ૨.

રાજાના ઐશ્વર્યવાળો, રાજાઓનો પણ હું આદ્ય રાજા છું. દેવોના ઐશ્વર્યવાળો દેવોનો દેવ અને અત્યંત પ્રશંસનીય છું. સર્વથી ત્યકત, સર્વનો શેષ છતાં અશેષ સોહં ભાવરૂપ જે સત્ રૂપે અંદર સમાએલો છે (તે હું છું). .....૨.

[ ન = નથી; અહં = હું; મૂર્ખઃ = મૂર્ખ; પંડિતઃ = પંડિત; વા = અથવા; અપિ = પણ; નૈવ = નથી જ; ન = નથી; અહં = હું; શક્તઃ = શક્તિમાન; ન = નથી; અપિ = પણ; અશક્તઃ = અશક્ત; અહમ્ = હું; અત્ર = અહીં; ન = નથી; સ્ત્રી = સ્ત્રી; ષણ્ઢઃ = નપુંસક; નઃ = નથી; પુમાન્ = પુરુષ; નઃ = નથી; શિખણ્ડી = શિખંડી; સઃ = તે; અહં = હું; કઃ = કોણ; અહં = હું; કઃ = કોણ; પ્રભુઃ = સમર્થ; જ્ઞાતુમ્ = જાણવાને; અત્ર = અહીં. ] .....૩.

હું મૂર્ખ નથી અથવા પંડિત પણ નથી. હું શક્તિમાન નથી તથા અહીં હું અશક્ત પણ નથી. હું સ્ત્રી, નપુસંક કે પુરુષ અથવા શિખંડી નથી. હું તે જ છું. હું કોણ છું તે જાણવાને અહીં કોણ સમર્થ છે? ...૩.

[ કા = કોણ; મે = (મમ) = મારી; માતા = મા, માતા; કઃ = કોણ; પિતા = પિતા; અજન્મતઃ = અજન્મા, જન્મ થયો નથી એવો; મે = મારા; મૃત્યુઃ = મરણ, મૃત્યુ; કસ્માત્ = ક્યાંથી; અસ્ત દેહાદિકસ્ય = દેહ વગેરે અસ્ત પામેલા છે તેનું; દેહાદેહાતીતરૂપઃ = દેહ અને અદેહથી અતીત (પર) રૂપવાળા; તુ = વળી; અરૂપઃ = અરૂપ; સઃ = તે; અહં = હું; સાક્ષી = સાક્ષી; સાક્ષ્ય = સાક્ષ્ય; સાક્ષિત્વહીનઃ = સાક્ષિત્વ વગરનો. ] .....૪.

અજન્મા એવી મારી માતા કોણ? અને મારો પિતા કોણ? જેના દેહ વગેરે અસ્ત પામેલ છે તેને મૃત્યુ ક્યાંથી હોય? દેહ-અદેહથી અતીત રૂપવાળા, અરૂપ, સાક્ષી, સાક્ષ્ય અને સાક્ષિત્વહીન એવો હું છું. .....૪.

[ ન = નથી; બન્ધઃ = બંધન; અતઃ = તેથી, તો પછી; મુક્તિવાર્તા = મુક્તિની વાત; કુતઃ = ક્યાંથી; સ્યાત્ = હોય, થાય; ન = નથી; અધ્યેતવ્યં = શીખવાનું; કઃ = કોણ; ગુરુઃ = ગુરુ; કઃ = કોણ; અત્ર = અહીં; શિષ્યઃ = શિષ્ય; મૂલં = મૂળ; નાસ્તિ = નથી; ઈતિ = એમ; ઇહ = અહીં; વાર્તા = વાત; દ્રુમસ્ય = વૃક્ષની; મિથ્યા = મિથ્યા, ભાસમાત્ર; ઈતિ = એમ; એવં = જ; સર્વદા = હંમેશાં; અહં = હું; સત્ = સત્; એકઃ = એકરૂપ. ] .....૫.

અહીં બંધન જ નથી તો મુક્તિની વાત જ ક્યાંથી થાય? શીખવાનું જ નથી તો અહીં કોણ ગુરુ અને કોણ શિષ્ય? મૂળ જ નથી તો વૃક્ષની વાત જ ક્યાંથી? એ બધું મિથ્યા છે. હું હંમેશાં સત્, એકરૂપ છું. .....૫.

[ જ્ઞાનાજ્ઞાનં = જ્ઞાન અને અજ્ઞાન; નાસ્તિ = નથી; મે = મને; હ = પાદપૂરક શબ્દ; અત્ર = અહીંયા; કિંચિદ્ = કંઈ; રાગારાગાતીત = રાગ અને અરાગથી પર; એકઃ = એકમાત્ર; શિવઃ = શિવસ્વરૂપ; અહમ્ = હું; કિં = શું; પ્રાપ્તવ્યં = મેળવવાનું, પ્રાપ્ત કરવાનું; તુ = પાદપૂરક શબ્દ; આપ્તકામસ્ય = આપ્તકામ; વિષ્ણોઃ =

વિષ્ણુને; કલ્પ: = કલ્પવૃક્ષ; કાચં = કાચની પાસે; યાચતે = માગે; કિં = શું; કદાચિત્ = કોઈ કાળે. ] .....૬.

મને જ્ઞાન અને અજ્ઞાન કંઈ છે જ નહીં. રાગ અને અરાગથી અતીત હું એક માત્ર શિવસ્વરૂપ છું. આપ્તકામ વિષ્ણુને બીજું શું પ્રાપ્ત કરવાનું હોય? શું કલ્પવૃક્ષ કોઈ કાળે કાચની પાસે યાચના કરે? ....૬.

[ ભાવાભાવાતીતભાવ: = ભાવ અને અભાવથી અતીત એવા ભાવવાળો; સત્ = સત્રૂપ; એક: = એક; ચેત્યાચેત્યાતીત ચૈતન્યરૂપ: = ચેત્ય અને અચેત્યથી અતીત ચૈતન્યરૂપ; નન્દાનન્દાતીત = આનંદ (નન્દ) અને શોક (અનન્દ)થી અતીત; આનંદમાત્ર: = આનંદમાત્ર; સ: = તે; અહં = હું; શાન્ત: = શાંત; રંગનિર્મુક્ત = સંસારમાંથી મુક્ત થયેલો; રંઙ્ગ: = રંગ. ] .....૭.

ભાવ અને અભાવથી અતીત એવા ભાવવાળો, સત્રૂપ એક હું છું. ચેત્ય અચેત્યથી અતીત ચૈતન્યરૂપ અને નંદ (આનંદ) અને શોક (અનંદ)થી પર આનંદમાત્ર એવો સંસારથી મુક્ત થએલો શાંત રંગ હું છું. ......૭.

## ૩૯. ચિદાનન્દરૂપ: શિવ કેવલોહમ્ ।

(રાગ: મધુવંતી)

ન વાઽહં નરો નૈવ નારી ન ષણ્ઢ: ।
જગત્સર્વમેતન્ન મત્તોઽસ્તિ ચાન્યત્ ।।
ન કોઽહં ન સોઽહં સદેકં ત્વનાદિ ।
ચિદાનન્દરૂપ: શિવ: કેવલોઽહમ્ ।।૧।।

ન ગંગા ન ગોદા ન રેવા જલં તત્ ।
ન નદ્યા ન ચાબ્ધિર્જલં કેવલં સત્ ।।
ન ચાદ્રિર્ન વૃક્ષા: સદેકં સદેકં ।
ચિદાનન્દરૂપ: શિવ: કેવલોઽહમ્ ।।૨।।

न देहो मनो बुद्धिरक्षासवोऽहम् ।
न मे जन्ममृत्यु र्न वर्णाश्रमादि ॥
न बन्धो न मोक्षो न चिन्ताभ्रमादि ।
*चिदानन्दरूपः शिवः केवलोऽहम् ॥३॥

❁

## શબ્દાર્થ

[ ન = નથી; વા = અથવા; અહં = હું; નરઃ = પુરુષ; ન = નથી; એવ = જ; નારી = સ્ત્રી; ન = નથી; ષણ્ઢઃ = નપુંસક; જગત્ = જગત; સર્વમ્ = બધું; એતત્ = આ; ન = નહિ; મત્તઃ = મારાથી; અસ્તિ = છે; ચ = અને; અન્યત્ = જુદું, અલાયદું; ન = નથી; કઃ = કોણ; અહં = હું; ન = ન; સઃ = તે; અહં = હું; સત્ = સત્ સ્વરૂપ; એકં = એક; તુ = પાદપૂરક શબ્દ; અનાદિ = અનાદિ; ચિદાન્દરૂપઃ = ચિત્ અને આનંદ સ્વરૂપ; શિવઃ = શિવ; કેવલઃ = માત્ર; અહમ્ = હું. ] .....૧.

## અર્થ

હું પુરુષ નથી, હું સ્ત્રી નથી તેમજ હું નપુંસક પણ નથી. આ આખું જગત મારાથી જુદું નથી. હું કોડહં (હું કોણ- એવો પ્રશ્ન કરનાર કર્તા) નથી તેમજ હું સોડહં (હું તે છું- એમ અનુભવનાર સાક્ષાત્કારી) પણ નથી. હું તો ફક્ત આદિ રહિત એક સત્ તત્ત્વ જે ચિદ્ આનંદ સ્વરૂપ છે તે શિવ માત્ર જ છું. .....૧.

[ ન = નથી; ગંગા = ગંગા નદી; ન = નથી; ગોદા = ગોદાવરી; ન = નથી; રેવા = નર્મદા; જલં = પાણી; તત્ = તે; ન = નથી; નદ્યા = નદી; ન = નથી; ચ = અને; અબ્ધિઃ = સમુદ્ર; જલં = જળ, પાણી; કેવલં = માત્ર; સત્ = સત્; ન = નથી; ચ = અને; અદ્રિઃ = પર્વત; ન = નથી; વૃક્ષાઃ = વૃક્ષો; સદેકં = એકમાત્ર સત્; સદેકં = એકમાત્ર સત્; ચિદાનન્દરૂપઃ = ચિદાનંદ સ્વરૂપ; શિવઃ કેવલોડહમ્ = હું કેવળ શિવ સ્વરૂપ જ છું. ] .....૨.

હું ગંગા નથી, હું ગોદાવરી નથી કે હું રેવા પણ નથી. તે તો માત્ર જળ જ છે. હું નદી પણ નથી કે સમુદ્ર પણ નથી. આ બધામાં

* પૂ.શ્રીએ હરિદ્વારમાં તા. ૧૫-૧૧-૬૮ના રોજ લખેલું અધૂરું લાગતું સ્તોત્ર.

માત્ર જળ જ સત્ છે. હું પર્વતેય નથી અને વૃક્ષેય નથી. હું ફક્ત ચિદાનંદસ્વરૂપ શિવ જે એક માત્ર સત્ છે તે સત્ જ છું. .....૨.

[ ન = નથી; દેહઃ = દેહ, શરીર; મનઃ = મન; બુદ્ધિઃ = બુદ્ધિ; અક્ષ = ઇન્દ્રિય; અસવઃ (અસુનું બહુવચન) = પ્રાણો; અહમ્ = હું; ન = નથી; મે = મારું; જન્મમૃત્યુ = જન્મ અને મૃત્યુ; ન = નથી; વર્ણાશ્રમાદિ = વર્ણ કે આશ્રમ વગેરે; ન = નથી; બન્ધઃ = બંધન; ન = નથી; મોક્ષઃ = મોક્ષ; ન = નથી; ચિન્તાભ્રમાદિ = ચિન્તા કે ભ્રમ વગેરે; ચિદાન્દરૂપઃ = ચિદાનન્દ સ્વરૂપવાળો; શિવઃ = શિવ સ્વરૂપ, કેવલઃ = માત્ર; અહમ્ = હું. ] .....૩.

હું દેહ નથી, મન નથી, બુદ્ધિ નથી, ઇંદ્રિય નથી કે પ્રાણ પણ નથી. મને જન્મ પણ નથી અને મૃત્યુ પણ નથી. મને નથી વર્ણો કે નથી આશ્રમો, નથી બંધ કે નથી મોક્ષ, નથી ચિંતા કે નથી ભ્રમ. હું તો ચિદાનંદમાત્ર શિવ જ છું. .....૩.

## ૪૦. રેવાગીતમ્ ।

ગાયતિ રેવા રવ-મધુરમ્ ।। ધ્રુવ ।।

હર હર ૐ ૐ, હર હર ૐ ૐ । હર હર ૐ ૐ હર હર ૐ ।
સાયં પ્રાતઃ પ્રાતઃ સાયં, હર હર ૐ ૐ, સતતમિતિ ।।
ગાયતિ. ૧.

મેકલજાતા મનસિ વિભાતા । રૌતિ કલં કિમપીહ ચિરમ્ ।
ત્વમહમહં ત્વં, ત્વમહમહં ત્વં ।
ત્વમહમહં ત્વં, ત્વમહમિતિ ।। ..ગાયતિ. ૨.

તડિદુજ્જ્વલ જલમુખતઃ સ્તૌતિ । નીરઞ્જમ્ નાનારઞ્જમ્ ।
બ્રહ્માહં ત્વં બ્રહ્મૈવેદં જલશીકરવદભિન્નમિતિ ।। .ગાયતિ. ૩.

**નર્મદામાત કી જય**

## શબ્દાર્થ

[ ગાયતિ = ગાય છે; રેવા = નર્મદા; રવ = અવાજ; મધુરમ્ = મધુર; ] ધ્રુવ.

## અર્થ

**નર્મદા મધુર અવાજથી ગાય છે. ...ધ્રુ.**

[ હર હર ૐ ૐ = હર હર ૐ ૐ; સાયં પ્રાતઃ = સાંજ સવાર; પ્રાતઃ સાયં= સવાર-સાંજ; સતતમ્ = સતત; ઇતિ = એમ. ] .....૧.

**હર હર ૐ ૐ, હર હર ૐ ૐ, હર હર ૐ ૐ, હર હર ૐ એમ સાંજે-સવારે, સવારે-સાંજે સતત હર હર ૐ ૐના મધુર અવાજથી નર્મદા ગાય છે. .....૧.**

[ મેકલજાતા = મેકલ (નામના પર્વત)માંથી જન્મેલી; મનસિ = મનમાં; વિભાતા = પ્રકાશે છે; રૌતિ = અવાજ કરે છે; કલં = મધુર; કિમપિ = કંઇક; ઇહ = અહીં; ચિરમ્ = લાંબા સમયથી; ત્વમહમહંત્વં = તું (ત્વમ્) હું, (અહમ્), હું, તું, તું-હું, હું-તું, તું-હું; ત્વમહમિતિ = તું-હું એમ; ] .....૨.

**મેકલ(પર્વત)માંથી જન્મેલી (નર્મદા) મનમાં પ્રકાશે છે, અહીં લાંબા સમયથી કંઇક મધુર અવાજ કરે છે. તું (ત્વમ્) હું (અહમ્) છું, હું તું છું, તું હું છું, હું તું છું, તું હું છું, હું તું છું, તું હું છું એમ મધુર અવાજથી નર્મદા ગાય છે. .....૨.**

[ તડિત્ = વીજળી; ઉજ્જવલ = ઉજળી, પ્રકાશતાં; જલ = પાણી; મુખતઃ= મુખથી; સ્તૌતિ = સ્તુતિ કરે છે; નીરંગં = રંગ (સંસાર) વગરના (છતાં); નાના રઙ્ગમ્= જાતજાતના રંગવાળા; બ્રહ્માહં = હું બ્રહ્મ છું; ત્વં = તું; બ્રહ્મૈવ = બ્રહ્મ જ; ઇદં = આ; જલશીકરવત્ = પાણીનાં ટીપાં (શીકર)ની જેમ; અભિન્નમ્ = એકબીજાથી અભિન્ન છે; ઇતિ = એમ. ] .....૩.

**વીજળી જેવા પ્રકાશતા જળ દ્વારા રંગ (સંસાર) વગરના છતાં જાતજાતના રંગવાળા (પરમાત્મા)ની નર્મદા સ્તુતિ કરે છે. હું બ્રહ્મ છું, તું બ્રહ્મ છું અને આ બધું પાણી અને એનાં ટીપાંની માફક એકબીજાથી અભિન્ન છે. .....૩.**

